# ચલો દિલ્હી

અથવા

## નેતાજીનું જીવન અને કાર્ય

લેખક અને સંપાદક

મોહનલાલ મહેતા 'સોપાન'



જીવન સાહિત્ય મંદિર

૪૦૪, કાલબાદેવી રોડ, મુંબઈ–૨

: મુંબઈના એજન્ટ :

જય હિંદ બુક ડેપો

ગી. પી. ટેન્ક મુંબઇ ૪.



## પંડિત જવાહરલાલ,

'આઝાદ હિંદ ફોજ'ના પરાજિત છતાં યે આઝાદીની ભાવનાના આતશથી સળગી રહેલા વીર સૈનિકોને સૌથી પ્રથમ આપે જ બિરદાવ્યા અને આપે જ એમના બચાવ માટે બુલંદ અવાજ ઉઠાવ્યો. હિંદની વર્તમાન જાગૃતિ અને ક્રાંતિ-ભાવનાના યશના અધિકારી આપ જ છો. 'જયહિંદ'ને હિંદમાં બુલંદ કરવાનું માન તો આપને જ ઘટે છે.

## શ્રી. ભુલાભાઇ દેશાઇ,

પ્રખર બુદ્ધિ, કાયદાનું અદ્‌ભુત જ્ઞાન, અને રાષ્ટ્રના ગૌરવથી ગર્વ અનુભવતા હૈયા સાથે લાલ કિલ્લાની અદાલતમાં ગુલામ પ્રજાના જન્મસિદ્ધ અધિકારનો પવિત્ર સિદ્ધાંત આપે જ સ્થાપિત કર્યો અને જગતના લોકમત પાસે હિંદનું મુખ ઉજ્જવળ બનાવ્યું.

## શ્રી. અમૃતલાલ શેઠ,

આસામ અને આરાકાનના પહાડો કરતાંએ વધુ ગાઢા, ઘેરા ને ભીષણ અંતરાયો આઝાદ હિંદ ફોજની સ્વપ્નશીલ રમ્યભૂમિ અને આપણા દેશની વચ્ચે ઉભાં હતાં. આપે, એ ભૂમિમાં પ્રવેશ કર્યો અને એ પહાડો અને કંદરાઓની પાર પહોંચી એનું સાચું જ્ઞાન-દસ્તાવેજી પુરાવાઓ સાથે આ દેશમાં પહોંચાડ્યું.

### આ કારણે

મારા વાચન, મનન અને પરિશ્રમના ફળરૂપ આ સાદું પુસ્તક આપ ત્રણે ય મહાનુભાવોને વિનમ્ર ભાવે, અંતરના પ્રણામ સાથે અર્પણ કરું છું.

**સોપાન**

# અગ્નિતણખા

" ત્યાં—એ ક્ષિતિજમાં, નદીને પેલે પાર, પેલી વનરાઈની પાછળ, પેલી ગિરિમાળથી છૂપાયેલ આપણી જન્મભૂમિ પડી છે. જેના રજકણમાંથી હું અને તમે જન્મ્યા છીએ એ ભૂમિ ઉપર આપણે પુનઃ પગલાં માંડવાં છે. સાંભળો, સાંભળો આપણો ભારત આપણને સાદ કરે છે. આપણું પાટનગર દિલ્હી આપણને બોલાવે છે. લોહી લોહીને પોકારે છે. તૈયાર થઈ જાઓ. સમય ના ગુમાવો. તમારાં આયુધો સજ્જ કરો......

દિલ્હીનો માર્ગ એટલે સ્વાધીનતાનો માર્ગ ! ચલો દિલ્હી !"

સુભાષચંદ્ર બોઝ

*

" જન્મભૂમિથી ચિરકાલને માટે દેશવટો ભોગવવો તેના કરતાં જેલમાં મૃત્યુને આલિંગવું વધારે શ્રેયસ્કર છે. આ શુભ ભવિષ્યનો વિચાર કરવા છતાં હું નિરુત્સાહી થતો નથી, કેમકે કવિની ઉક્તિમાં મને વિશ્વાસ છે:

" ગૌરવનો પંથ કેવળ મૃત્યુને પંથે જ લઈ જાય છે. "

૪ એપ્રિલ, ૧૯૨૭. સુભાષચંદ્ર બોઝ

" બ્રિટિશ શાહીવાદે હિંદમાં શું સર્જ્યું છે? નૈતિક અધઃપાત, આર્થિક કંગાલિયત અને રાજકીય પરાધીનતા....આઝાદીની કિંમત અમારા શોણિતથી ચુકાવી દેવાનો અમારો ધર્મ છે....આઝાદી જેમને ખરેખર જોઈતી હોય તેમને તેને માટે લડવું પડશે...અને પોતાના રુધિરથી તેની કિંમત ચૂકવવી પડશે."

જૂન ૨૧, ૧૯૪૩. સુભાષચંદ્ર બોઝ

" કર્તવ્યપાલન કરતાં કરતાં મૃત્યુ આવે તો તેને પણ વધાવી લેવાની શક્તિ મારામાં છે કે નહિ તેનો નિર્ણય કરતાં મને ત્રણ મહિના લાગ્યા. ત્રણ મહિના મેં પ્રાર્થના અને ધ્યાનમાં જ વિતાવ્યા...મારું અંતર મને પોકારી પોકારીને કહેતું હતું કે ઇતિહાસ પુરુષે તારા માટે એક ખાસ કાર્ય નિર્માણ કરી રાખ્યું છે."

જુલાઇ ૨૯, ૧૯૪૩. સુભાષચંદ્ર બોઝ

" તેઓ મને સ્વપ્નદૃષ્ટા કહે છે, ખરું ને ! હું પણ કબૂલ કરું છું કે હું સ્વપ્નદૃષ્ટા છું...બાલ્યાવસ્થાથી જ સ્વપ્નદૃષ્ટા રહ્યો છું...અને મારું સૌથી મહાન્ સ્વપ્ન એ મારી માતૃભૂમિની આઝાદી છે, તેઓને લાગે છે કે સ્વપ્નદૃષ્ટા હોવું એ કોઈ શરમની વાત છે, પણ મને તો એ બાબતનું અભિમાન છે...."

સપ્ટેંબર ૨૭, ૧૯૪૩. સુભાષચંદ્ર બોઝ

# નિવેદન

સુભાષબાબુની જીવનકથા એટલે અદ્‌ભુત વીરતાની ગાથા, છેક જન્મથી આજની ઘડી સુધીને કુરબાનીને ઈતિહાસ.

આ પુસ્તકનું નામ છે 'ચલો દિલ્હી' કારણકે સુભાષબાબુના જીવનને એ હતો ધ્યાનમંત્ર. હિંદમાં હતા ત્યારે પણ એમની દૃષ્ટિ દિલ્હીના સિંહાસન ઉપર ઠરેલી હતી. તેઓ સ્પષ્ટ રીતે જોતા હતા કે દિલ્હીના રાજતખ્ત ઉપર જે માનવી બેઠો છે તે પરદેશી છે, દિલ્હી ઉપર જે ઝંડો લહેરાય છે તે પરદેશી છે, દિલ્હીમાં જે હવા ફેલાએલી છે તે પણ પરદેશી છે. સુભાષબાબુ જોઈ શકતા હતા કે આપણી ભારતમાતા ત્યાં ધૂળમાં રગદોળાય છે. એનો ઝંડો ઊંચો આવવા મથી રહ્યો છે પરંતુ હજી ઉન્નત થઈ શકયો નથી. કુતુબમિનાર એમને સાક્ષી આપતો હતો-પુરાણા યુદ્ધોની. સુભાષની દૃષ્ટિ દૂર દૂર સુધી ત્યારે પહોંચી જતી હતી.

એક દિવસ એમણે વહાલા વતનનો ત્યાગ કર્યો. વતનમાં હતા ત્યારે એમનું સ્થાન તો પરદેશીઓએ ઊભા કરેલા કારાગારોમાં જ હતું. એમનાથી હવે ગુલામી સહન થતી નહોતી. તેઓ ગયા, સૌ કોઈને છોડીને ચાલ્યા ગયા. ઉદ્દેશ એક જ હતો, માતૃભૂમિને મુક્ત કરવાનો અને જગતના ચોકમાં એને પ્રતિષ્ઠાભર્યું સ્થાન આપવાનો. સ્વાર્થની તો કોઈ કલ્પનાયે એમને સ્પર્શી શકતી નહોતી.

આ પુસ્તક એવા વીર પુરુષના જીવન અને કાર્યની આછી તવારીખ આપવાનો પ્રયત્ન કરે છે. આજ સુધીમાં એ તવારીખનાં જેટલાં પાનાં જગત સમક્ષ ઊઘડયાં છે તે કરતાં કંઈક વિશેષ પાનાં આ પુસ્તકમાં

પહેલી જ વાર ખુલ્લાં થાય છે. વધુમાં, આ પુસ્તક સુક્કી હકીકતોનો સંગ્રહ ન રહે, પરંતુ જીવન-ઈતિહાસની, પ્રાણ ધબકતી પ્રવૃત્તિઓની સીલસીલાબંધ કથા બને એવો પ્રયાસ મેં કર્યો છે. આવું વાંચન પ્રત્યેક હિંદીને પ્રેરક નીવડશે એવી મને શ્રદ્ધા છે.

આ પુસ્તકમાં એકઠી કરાયેલી હકીકતો કયાંથી પ્રાપ્ત થઈ એવો સવાલ સહજ રીતે ઊઠશે. એ વિષે એટલું જ જણાવું છું કે 'આઝાદ હિંદ ફોજ' અને સુભાષબાબુનાં જીવનકાર્ય અંગે જે સાહિત્ય મારા હાથમાં આવ્યું તે હું વાંચી ગયો છું. આવાં પુસ્તકોની સંખ્યા પચાસેક જેટલી તો થાય જ છે. આ ઉપરાંત, કલકત્તા, દિલ્હી અને મુંબઈના વૃત્તપત્રોમાં વેરાયેલી સામગ્રી પણ મેં જોઈ લીધી છે, પરંતુ એટલેથી જ આવું લખી શકાત નહિ. મારા વડીલ શ્રી. અમૃતલાલ શેઠ, શ્રી. કતારસીંગ, બીજા ચારેક આઝાદ ફોજના સૈનિકો અને છેલ્લે છેલ્લે 'ઝાંસીની રાણી સેના'ની સૈનિકાઓએ મને આ સામગ્રી આપવામાં ને એકઠી કરવામાં ઘણી સહાય કરી છે. એમની પાસેથી જ હું ત્યાંની પરિસ્થિતિનું સાચું અવગાહન મેળવી શકયો છું. આ સૌએ એટલા પ્રેમથી મને મદદ કરી છે કે આભાર માનવાની હિંમત ચાલતી નથી.

આ પુસ્તક લખવાનું સાવ અચાનક થયું. સુભાષબાબુના મૃત્યુના સમાચાર આવેલા ત્યારે એક નાનું જીવનચરિત્ર લખી નાખવાની ઇચ્છાથી થોડીક સામગ્રી એકઠી કરેલી, પરંતુ તે પછી તો કામના બોજામાં કશું બની શકયું નહિ. મહિનાઓ પછી એકવાર મારા મિત્ર શ્રી. રમણલાલ શેઠે આવું પુસ્તક લખવા માટે મારા ઉપર લગભગ 'જુલમ' ગુજાર્યો. 'જીવન સાહિત્ય મંદિર'ના સંચાલક શ્રી. કાન્તિલાલ પરીખ પણ એમની સાથે ભળ્યા અને હું લખવા માટે તત્પર થયો.

આવું પુસ્તક આજની પરિસ્થિતિમાં શકય તેટલું વહેલું પ્રગટ થવું જોઈએ એટલું તો હું સમજતો હતો. બીજાં બધાં કાર્યો પડતાં મૂકી મેં આ અંગે તૈયારી કરવા માંડી. મારી પાસે એટલી સામગ્રી એકઠી થઈ ગઈ કે જો એ બધી સામગ્રીને ન્યાય આપું તો આવાં એક હજાર

પાનાંનો ગ્રંથ તૈયાર થાય અને એ બધું પ્રસિદ્ધ થતાં એક વર્ષ તો અવશ્ય પસાર થઈ જાય.

કેટલીક વિચારણા પછી આ બાબતમાં મેં જે સમાધાન કર્યું તેનું ફળ આ પુસ્તક છે. શ્રી. લાલુબેન મહેતા, શ્રી. મનુભાઈ મહેતા, શ્રી. મગનલાલ સતિકુમાર, શ્રી. હિંમતલાલ પારેખ, શ્રી. પ્રશાંત વગેરેની સહાય મને ન મળી હોત તો આ પુસ્તક આવું અને આટલું જલદી પ્રસિદ્ધ ન થઈ શકયું હોત–એ સૌનો આભાર માનું ?

મારા મિત્ર શ્રી. કરસનદાસ માણેકે આ પુસ્તકમાં એમનું કાવ્ય મૂકવા માટે રજા આપી છે તે માટે તેમનો આભારી છું. આ પુસ્તકમાં મૂકાયેલી તસ્વીરોમાંથી થોડીક જુદે જુદે સ્થળે પ્રસિદ્ધ થયેલી છે તે સૌના ઋણનો અહીં સ્વીકાર કરું છું.

આ પુસ્તક લખતાં મેં શું મેળવ્યું તેની નોંધ તો છેલ્લા ખંડમાંથી વાચકોને મળી રહેશે એટલે અહીં બેવડાવતો નથી.

મુંબઇ
૭ : ૫ : ૪૬

સોપાન

## બીજી આવૃત્તિનું નિવેદન

'ચલો દિલ્હી'ની પ્રથમ આવૃત્તિ જ્યારે છપાતી હતી ત્યારે જેમણે એ વાંચવાનો લહાવો મળ્યો હતો તે માનતા હતા કે પહેલી આવૃત્તિ 'પલકારા'માં ઉપડી જશે. સાચે જ, એવું બન્યું.

આજે આ બીજી આવૃત્તિ ફક્ત સાત જ દિવસના ટૂંકા ગાળામાં સાદર કરતાં એક ઉપયોગી, પ્રેરક અને વિક્રમશાળી ગ્રંથ આપવાનો ઊંડો સંતોષ અનુભવીએ છીએ.

પ્રકાશક.

# ગુલામીએ દીઠું
# એક સપનું ગુલાબી

(૧)

પડી ખૂમ પૂરવથી અગ્નિની ઝાળો
ઉછાળન્ત આવે છે જાપાનવાળો,
અને કારાગારોનાં લોતિંગ દ્વારો
તજી, નાઠા નિર્લજ્જ સૌ દ્વારપાળો

લઇ સંગ ખીડેલ તાળાની ચાવીઃ
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

(૨)

નવા માલિકો કેરો ચાલ્યો સપાટોઃ
થયો જૂનો અન્ધાર ઊલટાનો ઘાટો !
હતી બંધ પહેલેથી મુક્તિની વાટો,
નવા જુલ્મગારોનો જાગ્યો ઝપાટો :

ઊભો એડીઓથી દબાયેલને દાબીઃ
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

(૩)

હજારો નિરાશાઓમાં એક છેલ્લી
હતી આશ જે ઉર-અટૂલી, અકેલી,
નિહાળી આ આપત્તિ નૂતન ઊગેલી
રહી લોહીનાં શેષ આંસુને રેલી.

નિરાધાર ક્રન્દન રહ્યું વિશ્વવ્યાપીઃ
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

(૪)

ગુલામોનો નિષ્ઠુર રૂઠયો વિધાતાઃ
નથી દેવાવાળો કો આતમને શાતાઃ
ઊંચે બે-હતાં આભ ને ધરતી માતા
નીચે હીબકેઃ "દેવ ભેજો કો ત્રાતા!"

કદી, કોપે, કયાં ત્રાટકી વેળ આવીઃ
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

(૫)

એ વસમે સમે જાણે ગેબે જ સર્જ્યો
મહાવીર એક આવીને ગર્વે ગર્જ્યોઃ
'ઊઠો, જાગો, ચાલો, બની સિંહ ગર્જોઃ
જગત-જુલ્મગારોનો સંહાર સર્જોઃ'

ઊભો આંગણે આવીને ઇન્કિલાબી!
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

(૬)

અને કોણ જાણે એ પ્રેરન્ત વાણી
મહીં શી યે બજરંગી શક્તિ સિંચાણી,
ફગાવીને જંજીર સદીઓ પુરાણી
ગુલામો ઊઠયા ગર્જી યે ખડગપાણિઃ

વરી વીરને કો અજબ કામયાબીઃ
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

(૭)

હતા કાલ કંગાલ કલ્પાન્ત કરતા
મુવા જીવતે, હોય મરવાથી ડરતા,
નવી કો અસર કેરા સ્પર્શે ઝબકતા,
ને 'જય હિંદ' નાદેથી બ્રહ્માંડ ભરતા,

ઊભા આજ ફોજી બનીને રૂવાબીઃ
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

(૮)

ઊઠયા બાળવૃદ્ધો, અમીરોફકીરોઃ
ધનુષથી છૂટયાં જાણે મુક્તિનાં તીરો,
શહાદતની સર્જન્ત લાખો લકીરો
ખડા ખેંચી શમશીર સૌ શૂરવીરો !

જુવે શાહીવાદી આ ખાનાખરાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

(૯)

ન બેમ્યાન છૂરી કદી ઝાલી જાણી
બની એવી અબળાઓ અંબા ભવાનીઃ
અધૂરી રહી મુક્તિ કેરી ઊજાણી
ફરી માણવા આવી ઝાંસીની રાણી !

ખલકને દિસે વીરકહાણી આ ખ્વાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

(૧૦)

'ચલો દિલ્હી !' એ વીરહાકલ પડી છે:
કતારો શહીદો તણી ઊપડી છે:
નિશાને જનેતાની મુક્તિ જડી છે:
મરીને અમર થાવા કેરી ઘડી છે:

જુઓ ગૈરની આથમે છે નવાબી !
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી !

(૧૧)

ઘૂમે આસમાંને જો ઝંડો ત્રિરંગી
જતન કાજે જેના ઘૂમે મર્દ જંગી,
વહે લાખ ધારે રૂધિર મુક્તિ–રંગી
નથી આજ મૈયાના ખપ્પરમાં તંગી,

ખિયાબાં બન્યું આજ ખિસ્યાર–આબી!
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

(૧૨)

એ યાદી ના દિલથી કદી યે ભૂંસાશેઃ
કથા એ સમર્પણ તણી ના ભુલાશેઃ
અરે એ શહીદીને પાવક પ્રકાશે
ઝળહળતો મુક્તિનો ઇતિહાસ થાશે–

જે ગાશે સદા શાયરો ઇન્કિલાબી!
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

(૧૩)

એ નેતા, એ વાણી, એ વીરો અટંકી,
એ આઝાદીપ્યાસી જવાંમર્દી જંગી,
એ મૃત્યુની મહેફિલ જીવનરક્તરંગી–
થયા સૌ સદાના પ્રજાપ્રાણસંગી...

ઉરે ઉર ખોડાઇ ગઈ એની ખાંસી!
ગુલામીએ દીઠું એક સપનું ગુલાબી!

કરસનદાસ માણેક

# પ્રેમ-ભક્તિની અંજલિ

"આઝાદી પ્રાપ્ત કરવાની એમની રીત અંગે મારે એમની સાથે મતભેદ હોવા છતાં હું એમની હિંમત અને બહાદુરીની સદાયે પ્રશંસા કરું છું."

—મહાત્મા ગાંધીજી

"એમણે નાનપણથી જ હિંદની આઝાદી માટે જિંદગી ન્યોચ્છાવર કરી દીધી હતી અને પોતાનું ધ્યેય પાર પાડવા માટે અસાધારણ ઉત્સાહ સાથે એકધે હાથે ઝૂઝયા હતા. હિંદના આવા અમર યોદ્ધા આગળ સૌ કોઈનું શિર નમી પડે છે. સુભાષબાબુ એટલે હિંદનું ગૌરવ!"

—મૌલાના આઝાદ

"સુભાષબાબુ માત્ર બહાદુર જ ન હતા પરંતુ એમને આઝાદી માટે અથાગ પ્રેમ હતો અને એ માનતા હતા કે ખરૂંખોટું પણ હું જે કંઈ કરું છું તે હિંદની આઝાદી માટે કરું છું...એ એમના આખા જીવન દરમિયાન પોતાની રીતે હિંદની આઝાદી હાસલ કરવા માટે લડયા હતા. એમની સહૃદયતા માટે શંકા ઉઠાવી શકાય જ નહિ."

—પંડિત જવાહરલાલ નહેરૂ

"આઝાદીના જંગમાં એમણે સર્વસ્વ હોમી દીધું હતું. જાપાન સાથે મળવા પાછળ પણ એમની રાષ્ટ્રપ્રેમની ભાવના જ રહેલી હતી"

—સરદાર વલ્લભભાઈ પટેલ

"એમણે જે ધ્યેય સ્વીકાર્યું હતું તે માટે એમણે આત્મભોગનું જીવન વ્યતિત કર્યું. એમનું એક જ ધ્યેય હતું. એ ધ્યેય દેશની આઝાદી મેળવવાનું હતું. એમની પ્રવૃત્તિ આ હેતુની આસપાસ ગૂંથાઈ હતી."

—શ્રી. રફી અહમદ કીડવાઈ

"જેને માટે પોતે જીવનને જોખમમાં મૂક્યું એ સાહસિક ખમીરની એમની ભાવનાએ એમને આ દેશના વીર બનાવ્યા છે. એમનું અધૂરૂં રહેલું જીવનકાર્ય સંપૂર્ણ કરવાની જવાબદારી આપણા સૌને શિરે છે."

—શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય

"એમની શક્તિ, આત્મભોગ, રાષ્ટ્રની આઝાદીની ધીખતી તમન્ના અને એમની વ્યવસ્થાશક્તિ હિન્દના યુવાનોને સદાયે આદર્શરૂપે રહેશે."

—શ્રી. હરિકૃષ્ણ મહેતાબ

"સુભાષબાબુ હિંદના સૌથી મહાન દેશભક્ત છે. દેશની આઝાદી માટે એમણે નિસંચપણે સર્વસ્વનો ભોગ આપ્યો છે. એમની જીવનકારકિર્દી હિન્દની ભાવિ પ્રજાને માટે કોમ, ધર્મ અને જ્ઞાતિભેદ સિવાય સૌની પ્રેરણારૂપ બનશે."

ડૉ. શ્યામપ્રસાદ મુકરજી

# અનુક્રમ

# ચલો દિલ્હી




અથવા

## નેતાજીનું જીવન અને કાર્ય

ચિ—ત્ર—ક—થા

જીવન સાહિત્ય મંદિર
૪૦૪, કાલબાદેવી રોડ, મુંબઈ-૨




આઝાદ હિંદ ફોજના સરસેનાપતિ સુભાષચંદ્ર



નાગરિકો અને સૈનિકો એક સાથે જ
રણમોરચા તરફ ધસવા તત્પર થયા



અને કેપ્ટન મોહનસીંગને આઝાદ હિંદ
ફોજ રચવાની મંજુરી મળી



અને બૃહદ્ એશિયાની ધરતી હિંદી સિપાઇઓના કદમથી ધમધમી ઊઠી



'યંગ ઇન્ડીઆ'નું ત્રીજું મુખપત્ર એકતા,
શ્રદ્ધા અને બલિદાનનો મર્મ સમજાવે છે



૧૮૫૭ના વિદ્રોહની ઝાંસીની રાણીએ જાણે
નવો અવતાર ધારણ કર્યો

# ફૂલોએ જ્યારે વજ્રોનું રૂપ લીધું હતું



બેગમ સ્વામી જ્યારે કુમારિકા હતાં ત્યારે રંગૂનમાં રહેતાં અને 'ઝાંસીની રાણી' સેનાના એક માનવંતા સિપાહી હતા. આજે તેઓ હિંદમાં છે.





કુમારી રમા મહેતા

ગુજરાતી કન્યાનું પરિવર્તન : પારસમણીના સ્પર્શે જેમણે કંચનરૂપ ધારણ કર્યું!

To
The Janma Bhumi Papers.

To your paper goes the credit of having brought to light the history of the Indian Independence movement in East Asia under the dynamic leadership of H. E. Netaji Subhas Chandra Bose Head of State Arzi Hukumat Azad Hind & Supreme Commander of the ~~Indian~~ Azad Hind Fauj. Having brought to light the most significant incident in the aspect of the Indian Struggle I trust you will continue to ever keep alive the inspiring spirit of Netaji which inspired three million Indians in East Asia irrespective of caste creed or sex On to Delhi & On to Victory.

Jai Hind.

Lakshmi Swaminathan
Lt. Col.
Azad Hind Fauj

જન્મભૂમિ પત્રોને અભિનંદન

## પહેલું પ્રેરણાગીત

वन्दे मातरम् ॥

सुजलां सुफलां मलयजशीतलां शस्यश्यामलां मातरम् ।
शुभ्रज्योत्स्नापुलकितयामिनीं फुल्लकुसुमितद्रुमदलशोभिनीम् ।
सुहासिनीं सुमधुरभाषिणीं सुखदां वरदां मातरम्—वन्दे०

त्रिंशत्कोटि–कंठ–कलकल–निनाद–कराले ।
द्वात्रिंशत्कोटिभुजैर्धृत–खर करवाले ।
के बोले मा तुमि अबले ?

बहुबलधारिणीं नमामि तारिणीं रिपुदलवारिणीं मातरम्–वन्दे०
तुमि विद्या, तुमि धर्म, तुमि हृदि, तुमि मर्म
त्वं हि प्राणाः शरीरे ।

बाहुते तुमि मा शक्ति, हृदये तुमि मा भक्ति ।
तोमारई प्रतिमा गड़ी मन्दिरे मन्दिरे— वन्दे०
त्वं हि दुर्गा दशप्रहरणधारिणी कमला कमलदलविहारिणी ।
वाणी विद्यादायिनी नमामि त्वाम् ।

नमामि कमलां अमलां अतुलां सुजलां सुफलां मातरम्–वन्दे०
श्यामलां सरलां सुस्मितां भूषितां धरणीं भरणीं मातरम्—
वन्दे मातरम्

## [ ૧ ]

## સુભાષબાબુ ઘણું જીવો

સુભાષબાબુનો સ્થૂળ દેહ આ પૃથ્વી ઉપર આજે હશે કે નહિ તે વિષે ભિન્ન ભિન્ન પ્રકારના સમાચારો આવે છે. તેઓ જીવિત છે એવું કહેનાર અને તેઓ મૃત્યુ પામ્યા છે એવી ખાતરી ઉચ્ચારનાર એક સરખા જ વિશ્વાસપાત્ર લાગે છે. આમ છતાં એ તમામ અહેવાલોની તારવણી કાઢતાં શેષ જે વધે છે તે એમના જીવિત હોવાની આપણી આશા અને આપણી ઇચ્છામાં બળ પૂરે છે.

આ થઇ એમના સ્થૂળ દેહની વાત. એમના સૂક્ષ્મ દેહની—આત્માની જો વાત કરીએ તો, એનું મૃત્યુ થયું જ નથી. એને મારવાની ત્રણે લોકમાં કોઈની શક્તિ નથી, એ આત્મા આજે આ વિશાળ રાષ્ટ્રના અણુઅણુમાં વિલસી રહ્યો છે. એ આત્માના તેજે આખો દેશ આજે પ્રકાશે છે. એ આત્માનો નાદ 'જય હિંદ'માં મૂર્તિમંત થયો છે. એ આત્માની ગતિ 'ચલો દિલ્હી'માં સ્પષ્ટ દેખાય છે. એ આત્માના અસ્તિત્વની સાક્ષી પૂરતાં હજારો આઝાદ હિંદ ફોજના ફોજી સિપાહીઓ આ દેશમાં આઝાદીનું વ્રત લઇને ઘૂમી રહ્યા છે. સુભાષબાબુ જીવે છે, આપણા સૌના કરતાં વિશેષ પ્રાણ ભરીને જીવે છે તેની પ્રતીતિ પળે પળે આપણ સૌને થઈ રહી છે.

સુભાષબાબુ પ્રત્યે આ દેશમાં માન અને આદરની લાગણી તો સદાયે હતી જ. એમના ત્યાગ અને સ્વાર્પણ કોઈથી અજાણ્યા નહોતા. એમની જુવાની જેલની ભઠ્ઠીમાં પસાર થઈ હતી તે આખું જગત જાણતું હતું. હિંદુસ્તાને એક નહિ, બે વાર એમને રાષ્ટ્રના પ્રમુખનું સિંહાસન અર્પણ કર્યું હતું તે પ્રેમ અને આદરનો પુરાવો હતો.

એમણે મા-ભોમને મુક્ત કરવા મા-ભોમનો ખોળો છાડયો અને જીવ મુઠ્ઠીમાં લઈ પરદેશમાં પહોંચ્યા ત્યારે થોડો સમય તો એ રહસ્ય કોઈ ઉકલ્યું નહિ. કેટલાકે માન્યું ને મનાવ્યું કે તેઓ સન્યાસી થઈ ને હિમાલય ચાલ્યા ગયા. સન્યાસી તો તેઓ હતા જ. મુક્તિમંદિરમાં બિરાજતા પરમ સિવાય બીજા કશાની આરાધના તેઓ કરતા નહોતા. વિશાળ કુટુંબ-વડલા નીચે તેઓ બેઠા હતા, પરંતુ સંસારસુખ તરફથી એમણે મુખ ફેરવી લ હતું. છેલ્લા દિવસો ધ્યાન અને ચિંતનમા પસાર કરતા હતા એટલે તેં સંન્યાસી થઈ ગયા હશે એ માન્યતાને થોડી પુષ્ટિ પણ મળતી હતી.

પરંતુ એ સન્યાસ જુદો જ નીકળ્યો. માત્ર પોતાના આત્માની મુક્તિ મ નહિ, પરંતુ ચાલીસ કરોડ માનવોની મુક્તિ માટે એ સન્યાસ એમણે ગ્રહ કર્યો. કુટુંબ અને દેશનો ત્યાગ કરી તેઓ જે માર્ગે ગયા તે માર્ગ આજે પ્રકાશવતો બની ગયો છે. એક દિવસ એવી ભ્રમણા આ દેશમાં સેવાઈ હ કે તેઓ જાપાન અને જર્મનીના હથિયાર બની ગયા છે અને આ દેશમાં બ્રિટનને હાંકી કાઢી તેની જગ્યાએ જાપાનને સ્થાપવાના પ્રયાસમાં પડયા આવા દિવસોમાં પણ એમની દેશભક્તિ માટે શંકા ધરાવનાર તો આ દેશ બહુ થોડા જ માણસો હતા. જે માણસો એમને જાપાનના પ્યાદા માનતા હ તેઓ સ્પષ્ટ કે અસ્પષ્ટ રીતે બ્રિટિશ શાહીવાદના પ્યાદા બન્યા હતા. જેઓ એમને જાપાનના હથિયાર તરીકે ઓળખાવવાનો પ્રયાસ કરતા હતા. તેઓ દિવસોમાં બ્રિટનના કાતિલ હથિયારો બનીને દેશની આઝાદીના આંદોલન ઉપ ઘા કરી રહ્યા હતા.

પરંતુ એ ભ્રમણાના દિવસો આખરે ચાલ્યા ગયા. એક દિવસ એમના જીવન સાચી સ્થિતિ જગત સમક્ષ જાહેર થઇ ગઈ. દેશના દુશ્મનોએ રચેલા વ દળાંએ એક ક્ષણમાં વિખરાઈ ગયાં અને સુભાષબાબુનો કીર્તિસૂર્ય જગતના આકાશ ઝળહળી ઊઠયો. સુભાષબાબુ જાપાન અને જર્મનીના હથિયાર નહોતા, પ્યા નહોતા, તેઓ પોતાના સુખ, સલામતી કે સત્તા માટે એમના ‘મિત્ર’ નહોત બન્યા. મા-ભોમનો ખોળો છોડવા પાછળ એક જ પ્રેરણા હતી-મા-ભોમ ગૌરવ જાળવવાની, બ્રિટિશ પંજામાંથી એને મુક્ત કરવાની, જગતની રંગભૂ ઉપર એને મહત્ત્વનું સ્થાન આપવાની.

આ હેતુને સિદ્ધ કરવા એમણે અદ્‌ભુત શક્તિનો પરિચય આપ્યો. મુડદાઓ પ્રાણ સિંચ્યા, જેમણે હથિયારો જોયાં નહોતાં એમને યુદ્ધનાં વીર સૈનિ બનાવ્યા. મુસીબતોનો પાર નહોતો અને મિત્ર બનેલા જાપાનમાં વિશ્વાસ નહોત

પરંતુ એમના નિશ્ચય અને પુરુષાર્થની આડે કોઈ ન આવી શક્યું. એમણે જે સર્જન કર્યું તે જગતનો ઇતિહાસકાર કદી ભૂલી શકશે નહિ. હિંદની આઝાદીના ઇતિહાસમાં તો એ અપૂર્વ સિદ્ધિનું એક દિવસ મહાકાવ્ય રચાશે.

આવા સુભાષબાબુનો જન્મ આજથી લગભગ પચાસ વર્ષ પૂર્વે, ૧૮૯૭ના જાન્યુઆરીની ૨૩મી તારીખની સંધ્યાએ, ક્રાંતિનું પારણું જ્યાં ઝૂલતું હતું તેવા બંગાળમાં નહિ, પરંતુ હિંદના દરિદ્રનારાયણોના વતન ઓરિસ્સાની રાજધાની કટકમાં થયો હતો. સુભાષબાબુના પિતા જાનકીનાથનું વતન કટક હોતું. તેઓ ત્યાં કેટલાક વર્ષોથી વકીલાત કરતા હતા. તેઓ ઓરિસ્સામાં રહેતા હતા છતાં બંગાળી જ હતા. એમની પ્રખર બુદ્ધિ અને કાયદાના વિશાળ જ્ઞાને કટકમાં એમને અને એમના કુટુંબને ઉચ્ચ સ્થાન અપાવ્યું હતું. જાનકીબાબુ સરકારી વકીલ હતા, કટકના વકીલમંડળના અગ્રણી હતા અને કટક-સુધરાઈના પ્રમુખ હતા.

સુભાષબાબુના માતુશ્રી શ્રીમતી પ્રભાવતી ધર્મપરાયણ આર્યનારીના નમૂનારૂપ હતા. એમના જીવનની મુરાદ ઈશ્વરનું સ્મરણ, બાળકોનું પાલન અને ગરીબોનું યથાશક્તિ-મતિ ભલું કરવા સિવાય બીજું હતું નહિ. ખૂબ સાદાઈ અને સંયમથી તેઓ રહેતાં હતાં.

સુભાષબાબુના ભાઈ-ભાંડુઓનો વિસ્તાર બહોળો હતો. પાંચ બહેનો અને ૭ ભાઈઓ. સુભાષ એમની વચ્ચે સૌનો પ્યાર ઝીલતાં ઉછરતા હતા. કહે છે કે શરદબાબુનો પ્યાર બાળપણમાં પણ સૌથી વિશેષ હતો.

## [૨]

## અભ્યાસ અને વૈરાગ્ય

સુભાષબાબુનો જન્મ કટકમાં થયો અને એમણે પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ પણ ત્યાં જ લીધું છતાં એમનું માનસ પહેલેથી જ બંગાળી સંસ્કારો ઝીલતું, એ જ રીતે ઘડાતું જતું હતું. ઓરિસાની પરિસ્થિતિ એમના એ સંસ્કારોને દૃઢ કરવામાં કારણભૂત થતી હતી. પિતા ક્રાંતિકારી નહોતા, પરંતુ પ્રખર બુદ્ધિનો વારસો એમના તરફથી મળ્યો હતો. માતા ધાર્મિક હતાં એટલે ધર્મભાવના સાથે સ્વમાનપ્રિયતા એ દ્વારા ખીલતી હતી.

અભ્યાસનો આરંભ 'પ્રોટેસ્ટન યુરોપીઅન સ્કૂલ'માં થયો હતો. શિક્ષણ અને સંસ્કાર પરદેશી હતાં છતાં તેની અસર સુભાષબાબુ ઉપર થઈ નહોતી તેનો પુરાવો બાળપણના જ એક પ્રસંગ ઉપરથી મળી રહે છે. એક દિવસ કોઈ બંગાળી છોકરાને અંગ્રેજ વિદ્યાર્થીઓ પજવી રહ્યા હતા. બોલતા હતા: 'બંગાળી ? એ તો ચીભડા ! બંગાળીઓ બહુ લુચ્ચા, બંગાળીઓને જોઈને તો તમાચો મારવાનું જ મન થાય' અને એક છોકરાના ગાલ ઉપર તમાચો પડ્યો પણ ખરો. સુભાષ નજીકમાં જ હતા. એણે આ જોયું ને સાંભળ્યું. સ્વમાન ઉપર ફટકો પડ્યો. દોડીને પેલા અંગ્રેજ છોકરાઓ સામે ઊભા રહ્યા, ત્રાડ પાડીને કહ્યું: 'હું બંગાળી છું.' સુભાષની આંખ અને અવાજથી જ એ લોકો ડઘાઈ ગયા. સુભાષે વેરવિખેર થયેલા બંગાળી છોકરાઓને એકત્ર કર્યા ત્યાં પેલા અંગ્રેજ છોકરાઓ રસ્તો માપવા લાગ્યા, સુભાષે એમને રોકયા ને કહ્યું : 'હું બંગાળી છું, ચીભડું છું, લુચ્ચો છું, મને તમાચો મારવો છે ?' અને એનો તમાચો અંગ્રેજ છોકરાના ગાલ ઉપર ચોંટી ગયો. છોકરાઓ ભાગ્યા. શાળામાં સનસનાટી ફેલાઈ ગઈ. એ દિવસ પછી બંગાળીની મજાક કરવાની હિંમત કોઈ અંગ્રેજ છોકરાએ કરી નહોતી.

સુભાષબાબુને એક શિક્ષાગુરુ મળી ગયા. એમનું નામ બેનીબાબુ. ભારે દેશભક્ત અને ક્રાંતિકારી, સુભાષબાબુમાં ક્રાંતિના બીજ રોપવામાં સૌથી મોટો હિસ્સો એમનો જ. સુભાષના સુકુમાર હૈયામાં કંપની સરકારના અત્યાચારોની કથા ભરી દીધી. એમણે જ ઢાકાના વણકરોની દર્દકથા સંભળાવી, એમણે મહારાજ નંદકુમારની ફાંસીની કથા કહી. એમણે કંપની સરકારની દગાબાજી અને હત્યાઓની વાતો કરી. તે દિવસથી જ સુભાષ આ સલ્તનતના શત્રુ બની ગયા. બીજી બાજુ મહાકાળી શક્તિની ઉપાસિકા મા પ્રભાવતી એમને ધર્મકથાઓ સંભળાવતી. મહાકાળીએ અસુરોનો વિનાશ શી રીતે કર્યો તે સાંભળતાં સુભાષના રોમ ખડાં થઈ જતાં. શક્તિની પૂજારિણી મા અને વિદ્રોહના પૂજારી ગુરુ–સુભાષના અંતરના તાર એમના દ્વારા જીવનના સંસ્કાર ઉપર બંધાતા હતા.

આ ઉપરાંત હેમંતકુમાર નામના એક ઉત્તમ મિત્ર મળ્યા. આ મિત્ર સુભાષના બાળપણમાં અને જુવાનીમાં સદાયે એમનું પ્રેરણાસ્થાન રહ્યા.

મેટ્રીકની પરીક્ષા સુભાષે કટકમાં જ પૂરી કરી ને યુનિવર્સિટીમાં બીજો નંબર મેળવ્યો ત્યારે કુટુંબમાં આનંદનું વાતાવરણ વ્યાપી ગયું. ૧૯૧૩માં કલકત્તાની પ્રેસીડન્સી કોલેજમાં અભ્યાસ કરવા એમણે કટક છોડયું અને તે દિવસથી જીવનપરિવર્તનમાં વેગ આવ્યો. કલકત્તાના વાતાવરણમાં પણ એમણે માતાના ધર્મસંસ્કારો છોડયા નહિ. ગુરુએ જે વાતો એનાં હૈયામાં ભરી હતી તે થોડીવાર દબાઈ ગઈ અને એ દિવસોમાં રામકૃષ્ણ પરમહંસ અને વિવેકાનંદ જે નવું બંગાળ સરજી રહ્યા હતા તેની અસરમાં સુભાષબાબુ આવ્યા.

કટકમાં હતા ત્યારે એક અદ્દભુત પ્રસંગ બની ગયો હતો. બાજુના એક ગામમાં કોલેરાનો ઉપદ્રવ શરૂ થયો હતો. ફૂલ જેવા માણસો અકાળે કરમાઈ જતા હતા. કેટલાક વિદ્યાર્થીઓએ એમની સેવા માટે ત્યાં જવાનો નિશ્ચય કરેલો. તેની જાણ સુભાષને થઈ ગઈ. ઘરમાં કોઈને કહ્યા વિના એ એમની સાથે જોડાઈ ગયા. કોઈને ખબર ન પડી. માતાપિતા અને કુટુંબીઓની ચિંતાનો પાર ન રહ્યો. ત્રણેક દિવસ પછી અચાનક એ પાછા આવ્યા. બહુ રમૂજી દૃશ્ય રચાઈ ગયું. માતા પ્રભાવતી એ વખતે ઘરકામમાં રોકાયેલાં હતાં. ૧૨–૧૩ વર્ષના સુભાષે દોડીને પોતાની સુકુમાર હથેલીઓથી માની આંખ દાબી દીધી. મા એકદમ બોલી ઊઠી: 'કોણ? મોનીસા? મૂકી દે. મને આજે સારું નથી લાગતું.' સુભાષના હાસ્યથી ઓરડો ગૂંજી ઊઠયો. અને મા

'સુભાષ મારા લાલ ! મારા બેટા !' કરતાં સુભાષને વળગી પડયાં. આંખમાંથી આંસુની ધારા ચાલી. સુભાષને બચ્ચીઓથી નવરાવી નાખ્યા.

કલકત્તામાં એવો જ કોલેરા એકવાર વ્યાપી ગયો. હવે નાસવાની જરૂર નહોતી. સુભાષે ગરીબો ને કંગાળોની પથારીઓ પાસે પોતાનું સ્થાન માન્યું. રાતદિવસ એમણે સેવા કરી. ખાસ કરીને મજૂર લત્તાઓમાં એ ફરતા હતા. એમણે ધીમે ધીમે ગરીબ લત્તાઓમાં કામ કરવા માંડયું. માંદાંઓની સારવાર ઉપરાંત રાત્રીશાળા, ગરીબોને મદદ, નાગાં, ભૂખ્યાં બાળકોની મૈત્રી વગેરેએ એમના વિષે આનંદ અને આશ્ચર્યનું વાતાવરણ ફેલાવ્યું.

આ દિવસોમાં માત્ર કલકત્તામાં નહિ, પણ સમસ્ત બંગાળમાં સ્વામી વિવેકાનંદ જુવાનોની પ્રેરણામૂર્તિ બન્યા હતા. રામકૃષ્ણ પરમહંસને લોકો પૂજતા. વિવેકાનંદને પ્રેમ કરતા ને એમની પ્રેરણા ઝીલતા, સુભાષબાબુ એમના ગ્રંથોનું વાચન કરવા લાગ્યા. જેમ જેમ એ ઉપદેશામૃત તેઓ ઝીલવા લાગ્યા તેમ તેમ એમની પ્રવૃત્તિમાં ફેર પડવા લાગ્યો. ગરીબોના લત્તામાં ઘૂમવાનું ઓછું થઇ ગયું અભ્યાસ ઉપરથી મન ઉઠવા લાગ્યું. હજી વય તો માત્ર ૧૭ વર્ષની હતી. ઊર્મિજીવન ઉપર સ્વામી વિવેકાનંદની અસર પ્રબળ બનતાં જ સુભાષને ગૃહત્યાગની પ્રેરણા થઈ. ભગવાન સિદ્ધાર્થનાં સ્વપ્ન જોવા લાગ્યા. સ્વામી વિવેકાનંદના શબ્દો રાતદિવસ એમના કાનમાં ગૂંજવા લાગ્યા: 'કોણ ? કોણ મારા ભારતદેશનો પડકાર સાંભળશે ?... ઉછરતા કુમારો ને કિશોરો ! તમને હિમાલયની ગુફાઓને હિમાલયના શિખરો જીવન સાધના માટે બોલાવી રહ્યા છે !'

ત્રીસ–બત્રીસ વર્ષ પહેલાંની આ વાત છે. એ વખતે ગાંધીજીની અસર હતી નહિ. એ દિવસે હિંદના કુમારો ને કિશોરો જીવનની ઘરેડમાંથી મુક્ત થયા નહોતા. સુભાષ એ વખતે રામકૃષ્ણ મિશનમાં અધ્યયન કરતા હતા. જીવનની પરમ શાંતિ શોધવા માટે ચિંતનમાં કલાકો પસાર કરતા હતા. અચાનક એમને હિમાલય જવાની પ્રેરણા થઈ, સ્વામી વિવેકાનંદના શબ્દોએ રોમે રોમ અસર કરી. કથાઓમાં વાંચ્યું હતું કે હિમાલયમાં સદ્‌ગુરુ મળી આવે છે, હિમાલયમાં ચિત્તશાન્તિ મળે છે. એમણે ભારતવર્ષના પ્રાચીન ઋષીઓએ પાડેલી પગદંડી ઉપર ચાલવાનો નિશ્ચય કર્યો અને એક મધરાતે ઘરનો ત્યાગ કરી દૂર દૂર ચાલી નીકળ્યા. અંતરમાં આતશ જલતો હતો તેને શાંત કરવા હિમાલયની ગોદમાં જવા એમણે સંસારનો ત્યાગ કર્યો, માતાપિતા અને કુટુંબીઓ ખળભળી ઊઠયા. એમનો આરામ લુટાઈ ગયો. ચારે દિશામાં તપાસ કરવા માંડી;

પણ સુભાષ તો શિયાળાની એ ઠંડી રાતોમાં પૂરાં વસ્ત્રો વિના, પૂરા ભોજન વિના હિમાલયની દિશામાં કદમ ઉઠાવી રહ્યા હતા.

દિવસો વીતી ગયા. ઘનઘોર કાળી રાતમાં જ્યારે આખું જગત સૂઈ જતું અને વનના પશુઓ પોતાનો શિકાર શોધવા માટે જંગલોમાં ઘૂમતા હતા, જ્યારે નદીઓનો કલરવ મહાભીષણ લાગતો હતો અને જ્યારે વૃક્ષોના પાંદડાંઓનો ખડખડાટ અનેક ભૂતપિશાચોના હાસ્ય સમો ભયાનક બનતો હતો ત્યારે સુકુમાર સુભાષ કશાયે ભય કે આશંકા વિના હિમાલયના જંગલમાં ઘૂમતા હતા.

સુભાષે આ રીતે પુરા છ મહિના વીતાવ્યા. પરમ ભક્તની પેઠે તીર્થસ્થળોમાં ફર્યા વૃંદાવન, કાશી, ગયા વગેરે સ્થળોએ જઈને સંતમહંતોને મળ્યા, પરંતુ જેમ જેમ એ ફરતા ગયા તેમ તેમ એમનો વૈરાગ્ય ઓછો થતો ગયો. સાધુ સન્યાસીઓના પરિચયે એમને લાગવા માંડ્યું કે તેઓ જે શોધવા માટે નીકળ્યા છે તે એમની પાસે નથી જ. મનોમંથનનો કોઈ પાર નહોતો. હિમાલય ગયા, પણ એનું આકર્ષણ ઓછું થઈ ગયું. એક ડાહ્યા સાધુએ એને ઘેર જવાની અને અભ્યાસ કરવાની સલાહ આપી. સુભાષે વિચાર્યું, દિવસો સુધી વિચાર્યું, એની આંખ આગળ માતાપિતા ને કુટુંબીઓ આવ્યાં. પેલા કંગાળોની કતારો આવી. કોલેજની કિતાબો આવી. અંતરમાંથી જ કોઈ આજ્ઞા કરતું હોય એમ એ પાછા ફર્યા.

એ ઘેર આવ્યા ત્યારે મા સિવાય સૌ દિવાનખાનામાં બેઠા હતા. સુભાષ અંદર દાખલ થયા કે પહેલાં મા જ મળ્યાં. સુભાષે તરત જ નમી પડી માની ચરણધૂલિ લીધી, માની આંખો ઊભરાઇ ગઈ, છાતી ધડકવા લાગી. પ્રેમ અને રોષ બહાર ધસી આવ્યાં. મા બોલ્યાં : 'સુભાષ! તું તો મને મારી નાખવા જ આવ્યો છે.' દિવાનખાનામાં અવાજ પહોંચ્યો ને સૌ દોડ્યાં.

સુભાષબાબુ એક મિત્ર ઉપરના પત્રમાં લખે છે : 'ટ્રામમાંથી ઉતરી ઘરમાં દાખલ થયો ત્યારે હૃદય ધડકતું હતું. મા રડી પડ્યાં ને બોલ્યાં 'મને મારી નાખવા જ તું જન્મ્યો છે.' પિતાજીને પ્રણામ કર્યા, અને આલિંગન દઇ તેઓ જૂદા ખંડમાં લઇ ગયા. હું ફરકે ફરકે રડી પડ્યો, પિતાજીની ધીરતા પણ તૂટી પડી. એમણે મને બાથમાં લઈ રડવા માંડ્યું......'

સુભાષબાબુના પિતાશ્રીએ એમનું સાચું સ્વરૂપ તે દિવસે ઓળખ્યું. સુભાષે કહ્યું: 'મારો આદર્શ વિવેકાનંદ છે.' પિતાએ વચન આપ્યું કે 'એવી પ્રગતિ તું કરીશ ત્યારે હું આડે નહિ આવું.'

સુભાષના ગૃહત્યાગમાં કઈ ભાવના પ્રબળ હતી તેનો ખરો ખ્યાલ ૧૯૧૫માં એમણે એક મિત્રને લખેલા પત્રમાંથી મળે છે. એમણે લખ્યું હતું: 'જેમ દિવસ જાય છે તેમ મને ખાતરી થતી જાય છે કે મારા જીવનમાં કોઈ ચોક્કસ હેતુ રહેલો છે. કોઈ મિશન માટે હું જીવી રહ્યો છું...એટલા ખાતર જ આ દેહ મેં ધારણ કર્યો છે એમ માનું છું....ચાલુ પ્રવાહમાં મારે તણાવું ન જોઈએ. લોકો તો સારું માઠું બોલશે જ, જગતની એ રીત છે. પણ મારે એનાથી ચલિત ન થવું જોઈએ.'

[૩]

# પરદેશગમન

છ મહિનાનો 'વનવાસ' સુભાષબાબુના શરીરને ભારે પડ્યો. મનથી તો તેઓ મજબૂત થઈને આવ્યા હતા. પરંતુ તન તૂટી ગયું. ઘેર આવતાંની સાથે પથારીમાં પડવું પડ્યું. એ પછી ટાઇફોડનો એક હુમલો થયો.

૧૯૧૫માં ફરીને કૉલેજમાં દાખલ થયા અને થોડા સમયમાં જ પહેલું વર્ષ પૂરું કર્યું. અભ્યાસનો રસ વધવા લાગ્યો. સંન્યાસી થવાની ભાવના હવે મોળી પડતી જતી હતી અને વિદ્રોહી થવાની પેલી ભાવના જોર ઉપર આવતી હતી. અચાનક એ ભાવનાને મૂર્ત કરનારો એક પ્રસંગ બની ગયો. કૉલેજના એક યુરોપીઅન પ્રોફેસર મી. ઓટન એમના જાત્યાભિમાન માટે બહુ પ્રખ્યાત હતા. તેઓ યુરોપીઅન હોવાથી સાચે જ રાજકર્તા હોય એવું વર્તન રાખતા હતા. હિંદી વિદ્યાર્થીઓ પ્રત્યેનું એમનું વર્તન સદાયે અપમાનજનક રહેતું હતું. બીજી બાજુ સુભાષબાબુ હવે માત્ર સ્વમાનશીલ જ નહોતા રહ્યા, દેશનાં માનપ્રતિષ્ઠાભંગનો પણ એમને આઘાત લાગતો હતો. એટલી સમજણ અને ખુમારી એમનામાં પ્રગટી ગયાં હતાં. કટકની શાળામાં જે દેશાભિમાન હતું તે હવે પ્રબળ બન્યું હતું.

એક દિવસ એ પ્રોફેસરે પોતાના હંમેશના ઘમંડ પ્રમાણે બી. એ. ના એક હિંદી વિદ્યાર્થીને તમાચો ચોડી કાઢ્યો. સુભાષને આ પ્રોફેસર પ્રત્યે પહેલેથી જ નફરત હતી. એના વર્તન પ્રત્યે રોષ તો હતો જ, તેમાં આ બનાવે બળતામાં ઘી હોમ્યું. સુભાષબાબુએ તરત જ પોકાર ઉઠાવ્યો : 'આ પ્રોફેસરને બરતરફ કરવો જોઈએ, આજે જ ઇંગ્લાંડ મોકલી આપવો જોઈએ.' એમણે વિદ્યાર્થીઓની એક ખાનગી સભા બોલાવી અને તમામ વિદ્યાર્થીઓને હડતાળ તથા વિરોધ માટે અનુરોધ કર્યો. યાદ રાખીએ કે એ દિવસો ૧૯૧૬ના હતા. આજના જેવી સ્થિતિ ત્યારે હતી નહિ. સુભાષ સિવાય

સુભાષબાબુના પિતાશ્રીએ એમનું સાચું સ્વરૂપ તે દિવસે ઓળખ્યું. સુભાષે કહ્યું: 'મારો આદર્શ વિવેકાનંદ છે.' પિતાએ વચન આપ્યું કે 'એટલી પ્રગતિ તું કરીશ ત્યારે હું આડે નહિ આવું.'

સુભાષના ગૃહત્યાગમાં કઈ ભાવના પ્રબળ હતી તેનો ખરો ખ્યાલ ૧૯૧૫માં એમણે એક મિત્રને લખેલા પત્રમાંથી મળે છે. એમણે લખ્યું હતું: 'જેમ દિવસ જાય છે તેમ મને ખાતરી થતી જાય છે કે મારા જીવનમાં કોઈ ચોક્કસ હેતુ રહેલો છે. કોઈ મિશન માટે હું જીવી રહ્યો છું...એટલા ખાતર જ આ દેહ મેં ધારણ કર્યો છે એમ માનું છું....ચાલુ પ્રવાહમાં મારે તણાવું ન જોઈએ. લોકો તો સારું માઠું બોલશે જ, જગતની એ રીત છે. પણ મારે એનાથી ચલિત ન થવું જોઈએ.'

## [૩]

## પરદેશગમન

૬૭ મહિનાનો 'વનવાસ' સુભાષબાબુના શરીરને ભારે પડ્યો. મનથી તો તેઓ મજબૂત થઈને આવ્યા હતા. પરંતુ તન તૂટી ગયું. ઘેર આવતાંની સાથે પથારીમાં પડવું પડ્યું. એ પછી ટાઇફોઇડનો એક હુમલો થયો.

૧૯૧૫માં ફરીને કૉલેજમાં દાખલ થયા અને થોડા સમયમાં જ પહેલું વર્ષ પૂરું કર્યું. અભ્યાસનો રસ વધવા લાગ્યો. સન્યાસી થવાની ભાવના હવે મોળી પડતી જતી હતી અને વિદ્રોહી થવાની પેલી ભાવના જોર ઉપર આવતી હતી. અચાનક એ ભાવનાને મૂર્ત કરનારો એક પ્રસંગ બની ગયો. કૉલેજના એક યુરોપીઅન પ્રોફેસર મી. ઓટન એમના જાત્યાભિમાન માટે બહુ પ્રખ્યાત હતા. તેઓ યુરોપીઅન હોવાથી સાચે જ રાજકર્તા હોય એવું વર્તન રાખતા હતા. હિંદી વિદ્યાર્થીઓ પ્રત્યેનું એમનું વર્તન સદાયે અપમાનજનક રહેતું હતું. બીજી બાજુ સુભાષબાબુ હવે માત્ર ત્યાગનશીલ જ નહોતા રહ્યા, દેશનાં માનપ્રતિષ્ઠાભંગનો પણ એમને આઘાત લાગતો હતો. એટલી સમજણ અને ખુમારી એમનામાં પ્રગટી ગયાં હતાં. કટકની શાળામાં જે દેશાભિમાન હતું તે હવે પ્રબળ બન્યું હતું.

એક દિવસ એ પ્રોફેસરે પોતાના હંમેશના ઘમંડ પ્રમાણે બી. એ. ના એક હિંદી વિદ્યાર્થીને તમાચો ચોડી કાઢ્યો. સુભાષને આ પ્રોફેસર પ્રત્યે પહેલેથી જ નફરત હતી. એના વર્તન પ્રત્યે રોષ તો હતો જ, તેમાં આ બનાવે બળતામાં ઘી હોમ્યું. સુભાષબાબુએ તરત જ પોકાર ઉઠાવ્યો: 'આ પ્રોફેસરને બરતરફ કરવો જોઈએ, આજે જ ઇંગ્લાંડ મોકલી આપવો જોઈએ.' એમણે વિદ્યાર્થીઓની એક ખાનગી સભા બોલાવી અને તમામ વિદ્યાર્થીઓને હડતાળ તથા વિરોધ માટે અનુરોધ કર્યો. યાદ રાખીએ કે એ દિવસો ૧૯૧૬ના હતા. આજના જેવી સ્થિતિ ત્યારે હતી નહિ. સુભાષ સિવાય

કરોડ બાંધવો પ્રત્યેનું મારું કર્તવ્ય સ્પષ્ટ છે, મારા જેવા અનેકની આહુતિઓ જ્યારે અપાશે ત્યારે જ દેશ સ્વતંત્ર થશે.'

કેવું વિચિત્ર છે ? 'હું ઇંગ્લાંડ જાઉં છું. આઈ. સી. એસ. થવા સરકારી નોકર બનવા અને મારે કરવી છે દેશસેવા !' આ બંને એક સાથે કેમ થઈ શકે ? પરીક્ષા પછી મારે ફરીને નિર્ણય કરવો પડશે.

અત્યારે તો એક જ અભિલાષા અંતરમાં છે, યુરોપમાં જઇને નવા જગતનું જ્ઞાન મેળવવાની. પિતાએ મને તક આપી છે તો તેનો હું પૂરો લાભ ઉઠાવીશ.'

અને એ ઇંગ્લાંડ પહોંચ્યા. અભ્યાસનો તરત જ આરંભ કર્યો. સનંદી નોકરી માટેના અભ્યાસમાં વયની મર્યાદા હોય છે, સુભાષ જો થોડા મહિનામાં જ પરીક્ષા પસાર ન કરી શકે તો પછી પરીક્ષા આપી શકે નહિ. કેડ બાંધીને એમણે અભ્યાસ કરવા માંડ્યો. એમના જેવો સ્વમાનશીલ જુવાન નાપાસ થવાનું તો સહન જ કેમ કરી શકે ?

ત્યાં પણ એક અથડામણ તો આવી ગઇ. અભ્યાસના એક પુસ્તકમાં 'હિંદીઓ માટે કંઇક અપમાનજનક લખાયેલું હતું. સુભાષે એ સામે વિરોધ નોંધાવ્યો. હિંદી કચેરી તરફથી જવાબ મળ્યોઃ 'બધા એ જ ભણે છે. અભ્યાસમાં ધ્યાન આપો, બીજી વાત છોડો.' લીધી વાત છોડે તો સુભાષ શાના ? એણે ઇન્કાર કર્યો ને વિરોધ ચાલુ રાખ્યો. આખરે એ શબ્દો પુસ્તકમાંથી રદ થયા. સુભાષે ૧૯૨૦ના ઓગસ્ટમાં પરીક્ષા પાસ કરી ત્યારે એમના મનની સ્થિતિ ભારે વિચિત્ર હતી. એક બાજુ તેઓ આવેલા પરિણામને 'દુર્ભાગ્ય' માનતા હતા અને બીજી બાજુ નાપાસ થવાનું સહન ન થાય એમ સ્વીકારતા હતા.

ઇંગ્લાંડમાં તેઓ પહેલી જ વાર આવેલા. શરૂઆતમાં તો નાનપણના સંસ્કારો અનુસાર તેઓ અંગ્રેજો પ્રત્યે વિરોધીની નજરે જોતા, એક મિત્ર ઉપરના પત્રમાં એમણે લખેલું. '...અહીં કોઇ અંગ્રેજને મારા બુટ સાફ કરતા હું જોઉં છું ત્યારે મને ભારે આનંદ અને ગર્વ થાય છે.' પરંતુ આ સ્થિતિ વધુ વખત રહી નહોતી. અંગ્રેજ પ્રજાના સહવાસમાં આવતા તેની મહત્તાનો ખ્યાલ સુભાષને આવ્યો હતો. એક સભામાં સરોજીની નાયડુનું પ્રવચન સાંભળતાં તેઓ મુગ્ધ બન્યા હતા. મિત્ર હેમંતકુમારને એમણે લખ્યું હતું: 'સરોજીની દેવીનું પ્રવચન સાંભળતાં મારું હૈયું ગર્વથી ઉભરાઇ ગયું. પશ્ચિમની પ્રજા પાસે એક હિંદી નારીને આવા સુશિક્ષિત અને સંસ્કારીરૂપમાં જોતાં મને અતિ આનંદ થયો....એમ થયું કે જે દેશ આવું નારીરત્ન નિપજાવી શકે તેનું ભાવિ ઉજ્જવળ હોય એમાં શંકા નથી.'

અંગ્રેજ પ્રજાની મહત્તાનો એમનો ખ્યાલ બીજા કેટલાક પત્રો ઉપરથી મળી આવે છે. એમણે લખ્યું હતુઃ '....અહીંની પ્રવૃત્તિ જોઈને ખૂબ આનંદ થાય છે. સમયનું સૌ કોઈને ભાન હોય છે અને બધું જ પદ્ધતિપૂર્વક થાય છે ..માનવ માનવ વચ્ચેનો વ્યવહાર અહીં જ જોયો. ભિખારીઓ તો ક્યાંય જોવા મળતા જ નથી...' બીજા એક પત્રમાં લખે છેઃ '...આપણા દેશના વાતાવરણમા એક દોષ એ છે કે જેઓ કામ કરે છે તેમના બોજાનો કંઈ પાર નથી અને જેઓ નથી કરતા તેઓ કશું જ નથી કરતા....આ દેશના લોકોમાં કેટલાક એવા ગુણો છે જે એમને મહાન બનાવે છે. લોકો ભારે આશાવાદી છે. આપણે ત્યાં દુઃખ રડવાનો સ્વભાવ વધુ પ્રમાણમાં છે. અહીં માણસ સુખ અને પ્રકાશની જ વિશેષ વાત કરે છે.'

સુભાષબાબુ અંગ્રેજોના આ ગુણોનું અવલોકન કરતાં કરતાં જગતનું જ્ઞાન મેળવતા હતા. એમના દિલમાં આદર્શનો દીવો તો એવા જ પ્રકાશ સાથે ઝગહળતો હતો. દેશની ગુલામી એટલી જ વેદના ઉપજાવતી હતી. એમણે બ્રિટિશ શાહીવાદી તંત્રનું શક્ય એટલું જ્ઞાન મેળવ્યું. 'આઈ. સી. એસ.' થવાની સાથે યુનિવર્સિટીની બીજી પદવીઓ પણ એમણે મેળવી.

પરંતુ આ બધુ મેળવ્યા પછી શું? આદર્શોની અથડામણ શરૂ થઇ. મિત્રો ઉપરના પત્રોમાં ફરી ફરીને મનોમંથન વ્યક્ત કર્યું, આખરે એ ન રહી શક્યા. એક રાત્રે નિશ્ચય કરી નાખ્યોઃ 'સરકારી નોકરી નહિ થઇ શકે, રાજીનામુ જ આપી દઉં' બીજી જ સવારે હિંદી વજીરની કચેરીએ રૂબરૂમાં રાજીનામુ આપવા માટે તેઓ ગયા. મોંટેગ્યુ હિંદી વજીર હતા. એણે આ જુવાનનું તેજ જોયું. સમજાવવા ખૂબ પ્રયાસ કર્યા, આ માર્ગે દેશસેવા થઈ શકે છે એમ પણ સમજાવ્યું,.પરંતુ સુભાષની બુદ્ધિનું બંડ શમ્યું નહિ, હૃદયની અશાંતિ દૂર થઈ નહિ. એણે છેવટે રાજીનામુ આપી દીધુ સુભાષ એક સ્થળે કહે છેઃ '.. ઇન્ડીઅન સિવિલ સર્વિસની પરીક્ષામાં હું ૧૯૨૦માં ઉત્તીર્ણ થયો. પરંતુ મને ખાતરી થઇ કે એક સાથે બે માલિક-બ્રિટિશ સરકાર અને મારો દેશ-ની સેવા હું કરી શકીશ નહિ. એ અસંભવ છે, મારા હોદ્દાનું રાજીનામુ મેં ૧૯૨૧ના મેમાં આપી'દીધુ અને મારા મુલ્કની સેવા માટે આઝાદીની લડતના સિપાહી બનવા હું હિંદ આવવા ચાલી નીકળ્યો.

## [૪]

# ઘડતર

૧૯૨૧ના જુલાઈની ૧૬મી તારીખે સુભાષબાબુ હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે હિંદુસ્તાનનું વાતાવરણ, તેઓ ગયા હતા તે સમય કરતાં, વિશેષ ઉગ્ર બની ગયું હતું. જલિયાંવાલા બાગ અને ખિલાફતના સવાલે આખા દેશમાં પ્રચંડ વિરોધ જગાવ્યો હતો. ગાંધીજી હિંદુસ્તાનની આદર્શ મૂર્તિ બની ગયા હતા. જેલ, લાઠી, ગોળીબાર વાતાવરણમાં ગાજતા હતા. બંગભંગ વખતે હિંદુસ્તાને જે જાગૃતિનો અનુભવ કર્યો હતો તેના કરતા અનેકગણી વિશેષ જાગૃતિ આ વખતે દેખાતી હતી. હિંદુસ્તાનના એકથી બીજા છેડા સુધી બ્રિટિશ સલ્તનતને ફેંકી દેવાની અને 'એક વર્ષમાં સ્વરાજ'ની ઘોષણા ગાજતી હતી. સુભાષબાબુ અનેક સ્વપ્નાઓ લઈને હિંદુસ્તાનના કિનારે ઉતર્યા ત્યારે તેમનું સ્થાન એક જાગૃત અને સ્વમાનશીલ યુવક કરતાં વિશેષ નહોતું. તેઓ મુંબઈ આવીને સીધા મહાત્માજીને મળવા માટે ગયા. એટલો ખ્યાલ તો સુભાષબાબુને હતો જ કે ૧૯૨૦–૨૧ના અસહકારના આંદોલનના કર્ણધાર ગાંધીજી હતા. સુભાષબાબુ એમની પાસે માર્ગદર્શન માટે ગયા ત્યારે એમનું મન નિર્મળ હતું. ગાંધીજી વિશે કોઈ પ્રકારનો ભાવ હોય તો તે ભક્તિનો જ હતો. પરંતુ ગાંધીજી સાથેની પહેલી જ મુલાકાતમાં સુભાષબાબુએ ભારે નિરાશા અનુભવી. ધીમે ધીમે સ્પષ્ટ થતું ગયું. તે માનસ ત્યારે પૂરું ઓળખાયું નહોતું. સુભાષબાબુ ગાંધીજી કરતાં માત્ર જુદી પ્રકૃતિના જ નહોતા પરંતુ સ્વભાવનો અને વિચારની કેટલીક બાબતોમાં તો સાવ ઊલટી સ્થિતિ પણ હતી. સુભાષબાબુ કહે છે કે ગાંધીજી મને દરેક બાબતમાં સાવ અસ્પષ્ટ લાગ્યા. એમણે ગાંધીજીને ઘણા પ્રશ્નો પૂછ્યા. ગાંધીજીની યોજના જાણવા અને લડતનો કાર્યક્રમ સમજવા એમણે પ્રયાસ કર્યો હતો. એક વર્ષમાં

સ્વરાજ શી રીતે આવી શકશે તે સવાલ પણ પૂછયો હતો. ગાંધીજીએ એમને સમજાવવાના પ્રયત્નો કરવામાં બાકી નહોતી રાખી. પરંતુ સુભાષબાબુને એમ જ લાગ્યું કે ગાંધીજી માત્ર 'આજ'ની વાત સમજે છે, 'આવતી કાલ'ની તેમની પાસે કોઈ યોજના નથી. નિરાશા અને આઘાત અનુભવી તેઓ ગાંધીજીથી છૂટા પડયા અને બંગાળમાં આવી દેશબંધુ દાસને મળ્યા.

૧૯૨૦–૨૧ના હિંદના મહાન નેતાઓમાં દેશબંધુ દાસનું મહત્ત્વનું સ્થાન હતું. બંગાળમાં તેઓ સર્વમાન્ય નેતા હતા. ધીકતી વકીલાતને ઠોકર મારી એમણે ફકીરી લીધી હતી. એમની પ્રખર બુદ્ધિ સૌ કોઈના આશ્ચર્યનો વિષય બની ગઈ હતી. ગાંધીજીનો એમના પર અદ્‌ભુત પ્રભાવ હતો, પરંતુ દેશબંધુની અસર પણ ગાંધીજી પર ઓછી નહોતી. દેશબંધુ સંપૂર્ણ રીતે બંગાળી હતા. એમનું હૈયું એક સાથે જ કવિનું અને ક્રાંતિકારનું હતું. બંગાળ એમના નામની પાછળ પાગલ હતું. એમની જીવનચર્યાની અનેક દંતકથાઓ પ્રચલિત થઈ હતી. એમનાં સુશીલ પત્ની વાસંતીદેવી હજી ગઈ કાલ સુધી જમીન પર પગ મૂકતાં નહોતાં. તેઓ ખભા ઉપર ખાદીનાં તાકાઓ મૂકી કલકત્તાની શેરીઓમાં ફરતાં હતાં અને સૂતેલા બંગાળના સિંહને જગાડતાં હતાં.

સુભાષબાબુએ કલકત્તામાં પગ મૂકતાં જ દેશબંધુનાં ત્યાગ બલિદાન અને શક્તિ વિષે અનેક વાતો સાંભળી. એમનું આકર્ષણ વધવા લાગ્યું. દેશબંધુ સાથેની પહેલી જ મુલાકાતે તેઓ તેમના શિષ્ય બની ગયા. સુભાષબાબુ કહે છે કે જેને હું ઝંખતો હતો તે મને પ્રાપ્ત થયું. દેશબંધુએ એમની સર્વ શંકાઓનું સમાધાન કર્યું. અને અસહકારની લડતનો બુદ્ધિયુક્ત મર્મ સમજાવ્યો. સુભાષબાબુ ક્ષણનાય વિલંબ વિના દેશબંધુના સાથીદાર બની ગયા અને ત્રિરંગી ધ્વજની છાયા નીચે દેશબંધુના આદેશનું પાલન કરવા કટિબદ્ધ થયા.

દેશબંધુએ થોડા દિવસમાં જ આ જુવાનની શક્તિને પારખી લીધી. એક પછી એક જવાબદારી ભર્યાં કામ સુભાષબાબુને સોંપાયાં. અસહકારનો મુખ્ય કાર્યક્રમ ત્રણ પ્રકારનો હતો. શાળા કૉલેજોનો બહિષ્કાર, વકીલાત અને સરકારી નોકરીઓનો બહિષ્કાર, અને પરદેશી કાપડનો ત્યાગ તથા સ્વદેશીનો પ્રચાર. સ્વદેશીની વ્યાખ્યા ત્યારે બંધાઈ ગઈ હતી, હિંદુસ્તાનના રાજકારણમાં રેંટિયાએ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું, જાડી અને ખરબચડી ખાદી પ્રતિષ્ઠાનો પોષાક બની ગઈ હતી. સુભાષબાબુ પણ એ રંગે રંગાયા. દેશભરમાં રાષ્ટ્રીય વિદ્યાપીઠોની સ્થાપના થતી હતી.

પંજાબના નરકેસરી લાલા લજપતરાયે પંજાબમા વિદ્યાપીઠ સ્થાપી હતી. બંગાળમા ચિત્તરંજનદાસે એજ કાર્ય ઉપાડ્યુ હતું. થોડા દિવસમા જ સુભાષબાબુની શક્તિનો પરિચય થતા વિદ્યાપીઠનો ભાર એમના ખભા ઉપર નાખવામા આવ્યો. સુભાષબાબુ આઈ. સી. એસ. થયા હતા. એમનું જ્ઞાન વિશાળ હતુ. સાહિત્યનો શોખ પણ સારી પેઠે હતો. વક્તૃત્વ ખાસ નહોતુ પરંતુ ઊંડી લાગણીથી બોલતા એટલે એની અસર શ્રોતાઓના દિલ ઉપર થયા વિના રહેતી નહિ. રાષ્ટ્રીય વિદ્યાપીઠની પ્રવૃત્તિ કરતા કરતાં સુભાષબાબુએ વિદ્યાર્થીઓ અને યુવાનોનો એક સંઘ સ્થાપ્યો. વિદ્યાર્થી અવસ્થામા જે સ્વપ્નો અધૂરા હતાં તે પૂર્ણ કરવાનો એમણે પ્રયાસ કર્યો. થોડા મહિનામા જ તેઓ બંગાળાના યુવકનેતા બની ગયા

બરાબર આ દિવસોમા જ શહેનશાહના વડા પુત્ર 'પ્રિન્સ ઓફ વેલ્સ" હિંદુસ્તાનમા આવે છે એવી જાહેરાત થઈ. આવવાનો ઉદ્દેશ એવો દર્શાવાયો હતો કે હિંદે યુદ્ધમા આપેલા હિસ્સા માટે 'તેઓ અભિનંદન આપવા ઇચ્છે છે.' હિન્દુસ્તાનને પોતાના યુદ્ધપ્રયાસોનો બદલો તો જલિયાંવાલા બાગની કતલથી મળી ગયો હતો. એના પરિણામે જ હિંદુસ્તાનમા કોમ કોમ વચ્ચે એકતા સ્થપાઈ હતી અને આઝાદી હાસલ કરવાનો એણે નિર્ધાર કર્યો હતો. શાહજાદા આવવાના સમાચાર મળતા જ ગાંધીજીએ જાહેર કર્યું કે હિંદુસ્તાન એમનુ સ્વાગત કરશે નહિ પરંતુ જાહેર રીતે એમના આગમનનો વિરોધ કરશે. હિંદુસ્તાનના જખમ ઉપર મીઠુ ભભરાવવાનો આ પ્રયાસ હિંદુસ્તાનને મંજૂર નહોતો.

આખા દેશમાં વિરોધનો વંટોળ પ્રસરી ગયો. સુભાષબાબુની જુવાની સંતોષ પામે તેવુ કામ તેમને પ્રાપ્ત થયું. ગાંધીજીનો આદેશ આવતા જ દેશભરમા પ્રચંડ હડતાલ પડી. તેમાં કલકત્તાનું સ્થાન મોખરે હતુ

સરકારે દમનની તલવાર હજી મ્યાન બહાર કાઢી નહોતી. શાહજાદા નવેમ્બરની ૨૧મી તારીખે મુંબઈમાં ઉતર્યા. ત્યારે ત્યા ભારે તોફાનો થયા. તેના પડઘા આખા દેશમા પડ્યા પરંતુ તેના કરતાંય ભારે રંગ તો તારીખ ૨૫મી ડિસેમ્બરે રાખેલો નક્કી થયેલા કાર્યક્રમ પ્રમાણે શાહજાદાએ ત્યારે કલકત્તામા આવવાનુ હતુ. યુનિયન જેકના ધ્વજ કલકત્તામા ફરકવાના હતા તેને બદલે ઠેર ઠેર કાળા વાવટાઓ ચડી ગયા. સુભાષબાબુએ સ્થાપેલું સ્વયંસેવકનું દળ તત્કાળ ગેરકાયદે જાહેર થયું અને આખા કલકત્તામાં આગ પ્રસરી ગઈ. સરકારે પરિસ્થિતિની ઉગ્રતા પિછાની લઈ તરત જ દેશબંધુ દાસ, શ્રીમતી વાસંતીદેવી દેશબંધુ દાસના પુત્ર ચિત્તરંજન દાસ, મૌલાના અબુલકલામ આઝાદ, અને

સુભાષબાબુને ગીરફતાર કર્યા. દેશબંધુએ એ વખતે બંગાળને સંદેશો આપ્યો કે 'આ વખતે મારા હાથમાં જંજીરો પડી છે અને મારા દેહ ઉપર પણ ગુનાભીની જંજીરોનો ભાર હું અનુભવું છું. કલકત્તામાં પેટ થયેલો અગ્નિ એ જંજીરોમાંથી પ્રગટેલો છે આખું ય હિંદુસ્તાન જ્યાં કારાગાર છે ત્યાં હું જેલમાં હું કે બહાર એ મહત્ત્વનું રહેતું જ નથી કોંગ્રેસનું કાર્ય અવિરત ચાલુ રાખજો અને વિચારજો જ નહિ કે હું મુક્ત છું કે બંદીવાન, જીવતો છું કે મૃત્યુ પામ્યો છું" સુભાષબાબુનો કેસ ચાલ્યો અને એમને છ મહિનાની સજા થઈ ત્યારે તેઓ એટલું જ બોલ્યા 'બસ છ જ મહિના?' આટલા પરિશ્રમની આટલી જ બક્ષીસ!'

સુભાષબાબુની એ પહેલી જ જેલયાત્રા માતાપિતાના મન ઉપર એની શી અસર થઈ હશે! ડેઢ વર્ષ પહેલાં નાકીના પુત્રને જ્યારે ઇંગ્લાંડ મોકલ્યો ત્યારે તો કલ્પના કરી હતી કે એ પાછો આવીને મોટો અમલદાર બનશે, લગ્ન કરશે ગૃહસુખ ભોગવશે અને આખુંયે કુટુંબ આનંદમાં ગરકાવ બની જશે

પણ પિતાએ આંસુ આવ્યાં નહિ તેમ લાગવગ હોવા છતાં પુત્રને છોડાવવાનો પ્રયત્ન કર્યો નહિ પુત્રનો જીવનપલટો કેક દુઃખ સાથે અને કંઇક આશ્ચર્ય સાથે પિતા જોઈ રહ્યા

૧૯૨૨ના સપ્ટેમ્બરમાં સુભાષબાબુ જેલમાંથી છૂટયા ગયા હતા તે કરતાં વધુ બગાવાખોર થઈને તે બહાર આવ્યા કારાગારે એમની હિંમતને તોડી નહિ પણ વધુ મજબૂત કરી, બહાર આવતા જ એમની સમક્ષ એક ભગીરથ કાર્ય આવી પડ્યું સુભાષબાબુને આજ સુધી જે તાલીમ મળી હતી તેના કરતાં જુદા જ પ્રકારનું આ કાર્ય હતું, બંગાળમાં મહાભયંકર રેલ આવી હતી અનેક ગામો તણાઈ ગયા હતા. હજારો માણસો નિરાધાર બન્યા હતા સુભાષબાબુએ ઘડીનાયે વિલંબ વિના એ કાર્યનો ભાર ઉઠાવી લીધો અને અજબ વ્યવસ્થાશક્તિના આખા બંગાળને દર્શન કરાવ્યાં આ રીતે સુભાષબાબુનું ઘડતર થતું જ ગયું

દેશની પરિસ્થિતિ બદલાતી જતી હતી ગાંધીજી જેલમાં હતા આંદોલનમાં મંદતા આવી ગઈ હતી નવા સૂત્રધારોનો અમલ શરુ થયો હતો કોંગ્રેસમાં નવી વિચારધારા દેખાવા લાગી હતી ગાંધીજીના ચુસ્ત અનુયાયીઓ અમલદારને વળગી રહ્યા હતા જ્યારે દેશબંધુ દાસ અને મોતીલાલજી જેવા ધારાસભાનો કાર્યક્રમ અપનાવવા ઇચ્છતા હતા આ વિષમ સમયમાં કોંગ્રેસનું અધિવેશન ભરાયું દેશબંધુ દાસ રાષ્ટ્રપતિ થયા રાજાજીની આગેવાની નીચે અમલકારીઓનો પક્ષ મજબૂત બનીને ત્યાં હાજર રહ્યો હતો સામી બાજુ સ્વરાજપક્ષ રચાયો

સારી પેઠે અથડામણો થઈ. કોંગ્રેસમાં ભાગલા પડશે એવો ભય પણ પેદા થયો, પરંતુ બધું સારી રીતે પાર ઊતરી ગયું. સુભાષબાબુએ કોંગ્રેસના રાજકારણમાં આ વખતે પહેલી જ વાર પ્રવેશ કર્યો. જો કે મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરવાનું તો હજી બાકી જ હતું. તે સ્થાન દેશબંધુએ સુભાષબાબુને 'ફોરવર્ડ'ના તંત્રી બનાવીને આપ્યું. એ દ્વારા નવી વિચારધારાનો પ્રચાર કરવાની જવાબદારી સુભાષબાબુને શિરે આવી. એમણે અપૂર્વ કુશળતાથી એ જવાબદારી અદા કરી. સુભાષબાબુ આ વખતે ૨૫ વર્ષના જુવાન હતા.

૧૯૨૪માં કલકત્તા કોરપોરેશનની ચૂંટણીમાં કોંગ્રેસે ઝુકાવ્યું. દેશબંધુ દાસ આગેવાન હતા. પહેલે જ ધડાકે એમણે વિજય મેળવ્યો. દેશબંધુ હિંદની પ્રથમ નગરીના મેયર બન્યા એમણે સુભાષબાબુને એકઝીક્યુટીવ ઓફિસરનું સ્થાન આપ્યું. આ વખતે સુભાષબાબુની ઉંમર માત્ર ૨૭ વર્ષની હતી. કલકત્તામાં આને અંગે ઠીક ઠીક વિરોધ થયો. એંગ્લોઇંડિયન પત્રોએ દેશબંધુ ઉપર પક્ષપાતનું આરોપણ કર્યું. પરંતુ થોડા મહિનામાં જ વિરોધીઓને પોતાના વિચારો બદલવા પડ્યા. આ જગ્યા ત્રણહજારના પગારદારની હતી. સુભાષબાબુએ માત્ર પંદરસો જ લેવાનું સ્વીકાર્યું. આ ત્યાગની પણ સારી અસર થઈ હતી. એમણે કલકત્તાને સુંદર અને સ્વચ્છ બનાવવાનું બીડું ઝડપ્યું. લોકહિતનાં બીજાં પણ અનેક કાર્યો કર્યાં. કલકત્તાની સુધરાઈમાં મોટો પલટો આવી ગયો. કલકત્તાના રસ્તાઓ પરનાં નામનાં પાટીઆં બદલાયાં. કંપની સરકારના "બહાદુરો"ની જગ્યાએ દેશભક્તોનાં નામ ત્યાં શોભવા લાગ્યાં.

## [૫]

# કારાગારની યાતના

ગયા પ્રકરણમાં આપણે જે જોયું તે તો બંગાળની ધરતીની સપાટી ઉપર જે દેખાતું હતું તે હતું. ધરતીના પેટાળમાં કોઈ જુદા જ પ્રવાહો આ વર્ષો દરમિયાન ચાલી રહ્યા હતા. ૧૯૨૪ના ઑક્ટોબરની ૨૫મી તારીખની વહેલી સવારે જ્યારે આખું કલકત્તા નિદ્રાધીન હતું અને કોઈને શંકા સરખી પણ નહોતી ત્યારે સુભાષબાબુના ઘરના દરવાજા કલકત્તાના પોલિસ કમિશ્નર ખખડાવી રહ્યા હતા. સુભાષબાબુના કુટુંબીઓ જાગ્યા. પોલિસ કમિશ્નરને જોતાં સૌએ આશ્ચર્ય વ્યક્ત કર્યું. સુભાષબાબુ પણ દોડી આવ્યા. તરત જ એમની સામે ધરપકડનું વોરંટ ધરવામાં આવ્યું. આ ધરપકડ બંગાળ ઑર્ડિનન્સ અનુસાર કરવામાં આવી હતી. આ ઑર્ડિનન્સનો જન્મ થોડા કલાકો પહેલાં જ થયો હતો. ના. વાઇસરોયે હિંદમાંના ક્રાંતિકારીઓને ઝબ્બે કરવા માટે આ ફતવો કાઢ્યો હતો. આ હુકમ અનુસાર આરોપ મૂકવા જેવું કે કેસ ચલાવવા જેવું કંઈ હતું જ નહિ. સુભાષબાબુને ગીરફતાર કરીને તરત જ કારાગારના સળિયા પાછળ ધકેલી દેવામાં આવ્યા.

આ દિવસોમાં બંગાળના ક્રાંતિકારીઓ ફરીને જાગી ઊઠયા હતા. હિંદુસ્તાનની ઝૂંટવાઈ ગયેલી આઝાદી પ્રાપ્ત કરવાનો એક મહાપ્રયાસ ૧૮૫૭માં થયો હતો. તે પછી અંધકારના થોડાં વર્ષો આવ્યાં હતાં. ત્યારબાદ કોંગ્રેસની સ્થાપના થઈ હતી. અને વિનંતીપત્રો દ્વારા આઝાદી હાંસલ કરવાના અખતરાઓ થયેલા. એમાં મળેલી નિષ્ફળતાએ આઝાદીના આશકોને બલિદાનના માર્ગ તરફ પ્રેર્યા હતા. આ માર્ગમાં સૌથી મોખરે બંગાળ હતું. બંગાળના ભાવનાશીલ યુવકો અને યુવતીઓ મોતને મુઠ્ઠીમાં લઈ ખેલ ખેલતા હતા. હિંદના તખ્તા ઉપર ગાંધીજી આવતાં નવી આશા પેદા થયેલી અને તેના

પરિણામે આ ક્રાંતિકારીઓ પોતાનો માર્ગ બદલવા તત્પર થયા હતા, પરંતુ અસહકારનો પ્રયોગ સંપૂર્ણ સિદ્ધ થયો નહિ સરકારે નમતું આપ્યું નહિ. ગાંધીજી કારાવાસમાં ગયા હિંદુસ્તાનમાં નિરાશાનું મોજું ફેરવાઇ ગયું અને ક્રાંતિકારો ફરીને જાગી ઊઠયા. બંગાળના આધુનિક ઇતિહાસનું અવલોકન કરતાં એમ લાગે છે કે ફના થઇ જવાની વૃત્તિ ત્યાં પ્રબળ છે અને એવો કોઈ પણ માર્ગ મળતાં ત્યાંના યુવાનોનાં હૈયાં નાચી ઊઠે જ. તેઓ લાંબી ગણતરી કરવા માટે કોઈ દિવસ તૈયાર દેખાતા નથી તેઓ એવું જ બોલે છે કે—

"સુખ ન જાય કહીં યે પૈદા આઝાદીકા
હમે ઇસ લીયે અપને ખુનમે તર કરતે હૈ"

આ ભાવનામાં બંગાળના જુવાનો જ્યારે રાચતા હતા ત્યારે બંગાળની પ્રેરણામૂર્તિ દેશબંધુદાસ અને નરવીર સુભાષચંદ્ર હતા દેશબંધુનું સ્થાન જોતાં સરકાર તેમનાં ઉપર આક્રમણ કરવાની હિંમત કરી શકી નહિ, પરંતુ સુભાષ ઉપર તો છાપો માર્યો જ. તે દિવસોમાં કલકત્તામાં સ્ટેટ્સમેન અને બીજાં અર્ધસરકારી પત્રોએ ચોખ્ખું લખ્યું કે બંગાળની ક્રાંતિકારી પ્રવૃત્તિની પાછળ સુભાષનું ભેજું કામ કરી રહ્યું છે આ આક્ષેપોનો ભારે વિરોધ થયો દેશબંધુદાસ ખળભળી ઊઠયા તેમણે સરકારને પડકાર કર્યો કે ગમે તે અદાલતમાં સુભાષ સામે કેસ ચલાવો અને આ આક્ષેપ પૂરવાર કરો સરકાર આવું કંઈ કરવા માટે તૈયાર હોત તો તેને નવો ફતવો કાઢવાની જરૂર પડત નહિ. આખરે 'સ્ટેટ્સમેન' સામે બદનક્ષીનો કેસ મંડાયો અને સુભાષ હિંસકપ્રવૃત્તિની પાછળ છે તે પૂરવાર કરવાનું આહ્વાહન અપાયું સ્ટેટ્સમેનના સંચાલકોએ પુરાવાઓ શોધવા માટે આકાશપાતાળ એક કર્યું સરકારનું છૂપીપોલિસખાતું તેમની મદદે આવ્યું. હિંદી વજીરની કચેરી સુધી વાત પહોંચી ગઈ પરંતુ કોઇ પુરાવાઓ રજૂ થઈ શકયા નહિ બીજી બાજુ કેસ લંબાતો ગયો અને બદનક્ષી પણ પૂરવાર ન થઈ શકી છ મહિનાને અંતે બધું સંકેલાઈ ગયું

સુભાષબાબુ કલકત્તાની જેલમાં હોવાને કારણે વાતાવરણ ઉગ્ર રહે છે એમ માનીને સરકારે એમને અલીપુરની જેલમાં બદલ્યા અને ત્રણેક મહિના પછી એક મધરાતે જ્યારે આખું બંગાળ વિશ્વામથી સતું હતું ત્યારે તેમને બંગાળમાંથી ઉપાડી જઇ આંદામાનના માર્ગે રવાના કર્યા સુભાષબાબુની સાથે બીજા સાત બિરાદરો હતા સુભાષબાબુને જ્યારે ખબર પડી કે પોતાને આંદામાન લઈ જવામાં આવે છે ત્યારે તેમના ચિત્તમાં જરાયે ખળભળાટ થયો નહિ, ભયનો એક અંશ પણ પ્રગટયો નહિ ઉલટું એમનું અંતર મસ્ત બન્યું અને ગર્વભેર મસ્તક ઊંચું કરીને તેઓ પોતાના સાથીઓ પાસે બોલ્યા કે "હવે આપણે ત્યાં જઇએ

છીએ જ્યા હિંદુસ્તાનમાં હસ્યરાજ લોકમાન્ય તિલક છ વર્ષ સુધી બિરાજ્યા હતા અને પંજાબ કેસરી લાલા લજપતરાયના પુનિત પગલાંથી જે ધરતી પાવન થઈ હતી ”

આશ્ચર્ય જેવુ છે પણ સાચુ છે સુભાષબાબુના પિતા પાસે જ્યારે આ સમાચાર લઈને એક મિત્ર ગયા ત્યારે તેમની છાતી ધડકતી હતી એમણે માન્યુ હતું કે પિતા માથુ કૂટશે અને આઘાત સહન નહિ કરી શકે પરંતુ પિતાએ આ સમાચાર અત્યંત સ્વસ્થતાથી સાંભળ્યા અને શાંતિ છવાઈ ગઈ ત્યારે બોલ્યા કે ‘સુભાષ માટે મારું હૈયુ આજે ગર્વ અનુભવે છે’ સુભાષના ભાઈઓ અને બનો ઉપર, કુટુબીઓ અને મિત્રો ઉપર આ પરિવર્તનની ભારે અસર થઈ

સુભાષ જેલમાં ગયા પછી શુ થયુ તેની કોઈ વિગતો મળી શકતી નથી એટલુ જાણવા મળે છે કે ૧૯૨૬ના ફેબ્રુઆરીમા પોતાના સાથીઓ સાથે તેઓ ઉપવાસ ઉપર ઉતર્યા હતા બગાળમા દુર્ગાપૂજાનુ ભારે મહત્વ છે આંદામાન અને બર્માના બગાળી કેદીઓએ દુર્ગાપૂજા માટે સગવડો માગી હતી તેનો સરકાર તરફથી ઇન્કાર કરવામા આવેલો તેને પરિણામે આ વિરોધ તે ઉપવાસ સુધી જવુ પડયુ હતુ સરકારના ઘણા પ્રયત્નો છતા આ સમાચાર ફૂટી ગયા અને આખા બગાળમા ખળભળાટ મચી ઊઠ્યો આખરે સરકારને સમાધાન કરવુ પડ્યુ એ પછી લગભગ દોઢ વર્ષ સુધી પ્રજાએ પોતાની લાગણી દર્શાવ્યા કરી પરંતુ સરકારે મૌન તોડયુ જ નહિ પ્રજાની કોઈ માગણીને સરકારે માન ન આપ્યુ ત્યારે પ્રજાએ એક નવો જ રસ્તો શોધ્યો ૧૯૨૬ના નવેમ્બરમા બગાળ ધારાસભાની ચુટણી આવતી હતી બગાળ પ્રાંતિક સમિતિએ સુભાષબાબુ અને તેમના એક સાથી શ્રી. મિત્રને કોંગ્રેસ ઉમેદવાર તરીકે ઊભા રાખવાનો નિર્ણય કર્યો આ સમાચારે કલકત્તામા ઉત્સાહનુ મોજુ ફેલાવી દીધુ સરકાર ચિંતાતુર બની અને સામા પક્ષે ઊભેલા હરીફોને સફળ બનાવવાના ભગીરથ પ્રયત્નો શરુ થયા પરંતુ પ્રજામતના પૂર સામે કોઈ ટકી શક્યુ નહિ અને પ્રચંડ બહુમતિથી સુભાષબાબુ અને શ્રી મિત્ર ચૂટાઈ આવ્યા

પણ સરકારે મચક ન આપી ધારાસભામા અને ધારાસભા બહાર પ્રજાએ માગણી કરવા માંડી કે સુભાષબાબુને છોડો અગર તો ખુલ્લી અદાલતમા કેસ ચલાવો. આ દિવસોમા માંડલેથી સમાચાર આવ્યા કે સુભાષબાબુની તબિયત લથડી ગઈ છે, એમણે ૪૦ રતલ વજન ગુમાવ્યુ છે ૧૯૨૭ના એપ્રિલમાં ખબર આવ્યા કે હવે તેઓ પથારીમાથી ઊઠી શકતા નથી અને જો આ સ્થિતિ

લાંબો સમય ચાલુ રહેશે તો તેમની જિંદગી જોખમમાં મૂકાઇ જશે. સુભાષબાબુના જીવનની ચિંતાથી આખા દેશનું માનસ ત્યારે ઘેરાઇ ગયું. સ્થળે સ્થળે સરકાર સામે પોકારો ઊઠયા અનિચ્છાએ સરકારને દાક્તરી અભિપ્રાય મેળવવો પડયો. ત્રણ સુપ્રસિદ્ધ દાક્તરોએ મત આપ્યો કે સુભાષબાબુને હવે માંડલેમાં રાખી શકાય જ નહિ. આમ છતાં સરકારે સુભાષબાબુને છોડવાનું તો મુનાસબ ન ધાર્યું પરંતુ તેમને માંડલેથી બદલાવીને રંગુનની જેલમાં ખસેડયા.

રંગુનમાં પણ સુભાષબાબુની તબિયત સારી ન થઈ. ઉત્તરોત્તર ખરાબી વધતી ગઇ.. આખરે કલકત્તાથી એક દાક્તરીમંડળ એમની તપાસ માટે રવાના થયું. એમણે જે અહેવાલ આપ્યો એને અનુસરીને સરકારે નિર્ણય કર્યો કે જો સુભાષબાબુ પોતાની તબિયત સુધારવા સ્વિત્ઝરલેંડ જવા ઇચ્છે તો સરકાર તેને તેમ કરવાની છૂટ આપશે. શરત એટલી જ કે સુભાષબાબુએ રંગુનથી સીધા સ્વિત્ઝરલેંડ જવું અને વચ્ચે કોઈને મળવું નહિ, તેમ કોઇ સ્થળે ઉતરવુ નહિ. આ અપમાનજનક શરતનો સુભાષબાબુએ તત્કાળ ઇન્કાર કર્યો અને જવાબ મોકલ્યો કે સ્વમાનને ભોગે જિંદગી બચાવવાની ઇચ્છા હું સેવતો નથી.

આખરે સરકારને નમવુ પડયુ. ૧૯૨૭ના મેની પંદરમી તારીખે સરકાર એમને રંગુન જેલમાંથી કલકત્તાની જેલમાં લાવી. ત્યાં ફરીને દાક્તરી તપાસ થઈ અને સરકારને પાકી ખાતરી થઈ કે હવે સુભાષબાબુને રાખવામાં એમની જિંદગીનું અને સરકાર સામેના બળવાનું જોખમ છે, એટલે બીજે દિવસે સુભાષબાબુને બીનશરતે છોડી મૂકવામાં આવ્યા. સુભાષબાબુ ૧૯૨૪માં જ્યારે ગયેલા ત્યારે જુવાનીથી થનગનતા અને પ્રચંડ દેહ ધરાવતા જુવાન હતા. એ પાછા આવ્યા ત્યારે શરીર ભાંગી ગયું હતું, પથારીમાંથી ઊઠવાની શક્તિ નહોતી, આંખો ઊંડી ગઇ હતી, માત્ર એક જ તત્ત્વમાં કશો ઘટાડો થયો નહોતો અને તે હતી દેશ પ્રત્યેની પરમભક્તિ.

[૬]

# પૂર્ણ સ્વરાજ

સુભાષબાબુ જેલમાથી મુક્ત થયા અને હજી પથારીમા જ હતા ત્યા એક વજ્રાઘાતનો અનુભવ કરવો પડયો. ખરી રીતે તો એ વજ્રાઘાત આખા દેશ ઉપર થયો હતો. દેશના લાડીલા દેશબધુ ચિત્તરજનદાસ થોડી માદગી ભોગવી અવસાન પામ્યા હતા. આખો દેશ રડી ઊઠયો હતો. ગાધીજીના હૃદયનુ રુદન સૌથી વિશેષ હતુ. સુભાષબાબુએ દેશબધુ જતાં જાણે પિતા ગુમાવ્યા! જીવનના પ્રખર તાપને રોકતુ જાણે છત્ર ગુમાવ્યુ. પ્રવૃત્તિનો થાક ઉતારની જાણે પ્રેરણા ગુમાવી. પરતુ તેઓ દુ ખમા પાગલ ન બન્યા. એમણે પોતાની જવાબદારી સમજી લીધી. દેશબધુએ એમના ઉપર જ વિશ્વાસ મૂકયો હતો તેને વફાદાર રહેવાનો અને યોગ્ય નિવડવાનો એમણે તત્કાળ સકલ્પ કર્યો. સુભાષબાબુએ બગાળને નિરાધાર ન બનવા દીધુ. પથારીએ રહ્યા રહ્યા જ દેશબધુનુ સ્થાન સભાળી લેવાનો એમણે નિશ્ચય કરી લીધો. આ નિશ્ચયે સ્થૂળદેહ ઉપર પણ અસર કરી અને તબિયત કઇક સુધરવા લાગી. હરીફરી શકે એવી સ્થિતિ થતા જ એમણે બંગાળ પ્રાતિક સમિતિના પ્રમુખપદની ઓફરનો સ્વીકાર કર્યો. અને ફરીને પ્રવૃત્તિના ઝઝાવાતમા તેઓ જોડાઈ ગયા.

કાગ્રેસ હવે નિવૃત્તિનો થાક અનુભવી રહી હતી. ગાધીજી જેલમુક્ત થયા પછી રચનાત્મક કાર્યમાં લાગેલા હતા. સત્યાગ્રહ, અવિનયભગ કે સીધા સામનાની વાત હવામા સભળાતી નહોતી. સુભાષબાબુ જેવાથી આ સ્થિતિ સહેવાતી નહિ. માડલેના કારાવાસે એમનુ સ્થાન આખા દેશમા ઊચુ બનાવ્યુ હતુ. દેશના ઉદ્દામ બળો એમની આસપાસ એકઠા થતા હતા. બીજી બાજુ પડિત જવાહરલાલજી હિંદની નવજાગૃતિનુ સુકાન હાથમા લેવા તૈયાર થતા હોય એમ આગળ આવી રહ્યા હતા. મદ્રાસમા શ્રી આયગર જુવાનોને

નવીન પ્રેરણા પામતા હતા. બંગાળ તો સ્વભાવથી જ અધીરું હતું. સુભાષબાબુ ડંકા કરવા માટે હવે મથી રહ્યા હતા. જ્યારે ગાંધીજી રાજકારણમાંથી લગભગ ક્ષેત્રસંન્યાસ લઈને બેસી ગયા હતા.

ત્યાં મદ્રાસમાં કોંગ્રેસનું અધિવેશન ભરાયું. હિંદુસ્તાન જેને કદીએ નહિ ભૂલી શકે એવા પાક મુસ્લિમ ડૉ. અન્સારી પ્રમુખસ્થાને હતા. આ બેઠકમાં ઉદ્દામપક્ષો આગળ આવ્યા. પંડિત જવાહરલાલ, સુભાષબાબુ અને શ્વેબ કુરેશી કોંગ્રેસ કારોબારીના મંત્રી તરીકે નિયુક્ત થયા. કોંગ્રેસના આંતરિક રાજકારણમાં આ વખતે જ સુભાષબાબુએ પ્રવેશ કર્યો.

હવે દેશનું વાતાવરણ બદલવાની નિશાનીઓ દેખાવા લાગી હતી. દેશના નવજીવન આપતી ગાંધીજીની હલચલમાંથી ફરીને તણખા ઝરતા હોય એવું દેખાતું હતું. હિંદુસ્તાનના ભાવિ બંધારણ અંગેની ભલામણો કરવા ઇંગ્લંડથી સાયમન મિશન હિંદુસ્તાનમાં આવી રહ્યું હતું. આ કમિશનમાં એક પણ હિંદીને સ્થાન આપવામાં આવ્યું નહોતું.

હિંદમાં પેદા થયેલી જાગૃતિને જુદે માર્ગે વાળી જવાનો આ બ્રિટિશ પ્રયત્ન હતો. ગાંધીજીએ સાયમન કમિશનના બહિષ્કારનો આદેશ આપ્યો. કોંગ્રેસે એવો ઠરાવ કર્યો અને આખા દેશમાં જાણે નવી હવા વહેવા લાગી. સુભાષનું હૈયું ઉત્સાહથી ઉછળવા લાગ્યું. અંગ્રેજોનો પડકાર ઝીલી તે વખતે જ કોંગ્રેસે બંધારણ ઘડવા માટે એક સમિતિની રચના કરી. પ્રખર ધારાશાસ્ત્રી પંડિત મોતીલાલ નહેરુ તેના પ્રમુખ બન્યા અને જે સમિતિ રચાઈ તેમાં સુભાષબાબુને પણ સ્થાન મળ્યું. આ સમિતિએ અત્યંત પરિશ્રમપૂર્વક નહેરુ અહેવાલ તૈયાર કર્યો.

આ અહેવાલમાં હિંદુસ્તાનના ધ્યેય તરીકે સંસ્થાનિક સ્વરાજનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. સુભાષબાબુ એ સાથે સંમત થઈ શક્યા નહિ અને તેમણે પોતાનો મતભેદ જાહેર કરી દીધો. આમ સુભાષબાબુ જુદી રીતે બીજી દિશામાં ચાલવા લાગ્યા.

આ બાજુ સાયમન કમિશનનો બહિષ્કાર ધાર્યા કરતાંયે વધુ જોશથી આખા દેશમાં ફેલાયો. જ્યાં જ્યાં કમિશન ગયું ત્યાં ત્યાં હજારો અને લાખો લોકોએ 'સાયમન પાછો જા'ના પોકારો કર્યા અને કાળા વાવટાઓ ફરકાવ્યા. પંજાબમાં લાલા લજપતરાયની છાતી ઉપર પોલિસે ઘા કર્યો. યુક્ત પ્રાંતમાં જવાહરલાલને ઈજા પહોંચાડી. કન્યાકુમારીથી કાશ્મીર સુધી આખો દેશ ખળભળી ઊઠ્યો. સુભાષબાબુ આ દિવસોમાં પૂર્ણ જોશથી પ્રવૃત્તિમાં ઘૂમી રહ્યા હતા.

એ પછી બારડોલીની ઐતિહાસિક લડત આવી. દેશે એક નવી જ શક્તિનાં દર્શન કર્યાં. સરદાર વલ્લભભાઈને દેશમાં ભાગ્યે જ કોઈ ઓળખતું હતું. આ લડતે આખા દેશનું ધ્યાન ખેંચ્યું. સરદારની શક્તિનો દેશને પરિચય થયો. સુભાષબાબુ જેવા આ પ્રયોગથી વધુ ઉદ્દામ બન્યા અને દેશભરમાં બારડોલી ઊભું કરવાના પોકારો ઉઠવા લાગ્યા. સુબાપથી ન રહેવાયું એટલે એ ગાંધીજીની પાસે દોડયા. પરંતુ ગાંધીજી રાષ્ટ્રવ્યાપી લડત માટે તૈયાર ન થયા. સુભાષ નિરાશ થઈને પાછા ફર્યા. તે પછી અનેક પરિષદો ભરાઈ. અને તેમાં લડત અંગેના ઠરાવો થવા લાગ્યા. સુભાષબાબુના દિલનો અજંપો પરિષદો અને પ્રચાર દ્વારા વ્યક્ત થતો ગયો.

કલકત્તાની કોંગ્રેસના દિવસો આવ્યા. રાષ્ટ્રપતિ તરીકે પંડિત મોતીલાલજીની પસંદગી થઈ. દેશમાં હવે ચોખ્ખા બે વિચારપ્રવાહો દેખાતા હતા. એક પક્ષે મોતીલાલજી, રાજાજી વગેરે હતા અને બીજે પક્ષે મોતીલાલજીના સુપુત્ર જવાહરલાલ અને બંગાળના તેજસ્વી તારક સુભાષબાબુ હતા. અજબ પ્રકારનું યુદ્ધ ઊભું થવાનો સંભવ હતો. ગાંધીજીએ હજી નિવૃત્તિ છોડી નહોતી. સૌની માન્યતા હતી કે તેઓ જો કોંગ્રેસમાં હાજરી નહિ આપે તો કોંગ્રેસ ભાંગી પડશે. મોતીલાલજીએ ગાંધીજીને આગ્રહ કર્યો અને છેવટે ગાંધીજી સંમત થયા. વિરોધ પક્ષના નેતા આ વખતે શ્રી આયંગર હતા. જવાહરલાલ અને સુભાષ તેમની સાથે હતા.

સુભાષબાબુને માથે કલકત્તામાં સૌના સ્વાગતનો ભાર હતો. તેઓ સ્વયંસેવક દળના વડા બન્યા હતા. એમના લશ્કરી પોષાકે સૌનું ધ્યાન ત્યારે ખેંચ્યું હતું. જ્યાં અને ત્યાં વાતો થતી હતી કે સુભાષ કોઈ લશ્કરી સેનાપતિ જેવા લાગે છે. કોણ જાણતું હતું કે એક દિવસ એ વાતો સત્ય બનવાની છે અને સુભાષ હિંદુસ્તાનની પ્રથમ પહેલી આઝાદ ફોજના સરસેનાપતિ બનવાના છે?

કલકત્તામાં વિચારોની અથડામણો શરુ થતાં જ ગાંધીજીએ સુકાન સંભાળી લીધું. સૌથી પહેલાં એમણે આયંગરને સમજાવી લીધા. સુભાષબાબુ કહે છે કે કલકત્તામાં ઉદ્દામતત્ત્વનું બળ ઘણું વધારે હતું પરંતુ ગાંધીજીના પોતાના પ્રભાવથી અને જો તેમની વાત સ્વીકારવામાં નહિ આવે તો તેઓ કોંગ્રેસમાંથી ખસી જશે એવા ભયથી ડાબી પાંખ હારી ગઈ અને જમણી પાંખ ત્યાં વિજયી બની. સુભાષબાબુ વિરોધપક્ષે જ રહ્યા. એવો ઠરાવ થયો કે બ્રિટિશ સરકાર જો એક વર્ષમાં સંસ્થાનિક સ્વરાજ્યને મંજૂર કરે તો ઠીક છે, નહિતો

કોંગ્રેસ પોતાના ધ્યેય તરીકે પૂર્ણ સ્વરાજનો સ્વીકાર કરશે એટલે કે બ્રિટન સાથેના સર્વ સંબંધોનો ત્યાગ કરશે.

એક વર્ષ જોતજોતામાં પસાર થઈ ગયું. દેશમાં જાગૃતિનાં પૂર ચઢવા લાગ્યા. ગાંધીજીએ બુલંદ અવાજે જાહેર કર્યું કે '૩૧મી ડિસેમ્બરની મધરાત સુધી હું આશા રાખીશ અને રાહ જોઈશ. બારના ટકોરા થશે અને બ્રિટન સંસ્થાનિક સ્વરાજ્યનો સ્વીકાર નહિ કરે તો કોંગ્રેસ પૂર્ણ સ્વરાજ્યની જાહેરાત કરશે અને તે પ્રાપ્ત કરવા ગમે તેવા ભારે બલિદાનો આપતા પણ અચકાશે નહિ' વાતાવરણમાં લાહોર કોંગ્રેસના પડઘાઓ સંભળાવા લાગ્યા. કોંગ્રેસ પ્રમુખ તરીકેની ચૂંટણીમા ગાંધીજીનું નામ પ્રથમ આવ્યુ હતુ. બીજુ નામ બારડોલીના વીર સરદાર વલ્લભભાઈનુ હતું અને ત્રીજુ પંડિત જવાહરલાલજીનુ હતુ ગાંધીજીએ પ્રમુખ થવાની ના પાડી અને સરદારે પણ એમની સલાહ અનુસાર જવાહરલાલની તરફેણમા પોતાનુ નામ ખેંચી લીધું. સુભાષબાબુએ કહ્યુ કે ગાંધીજીનુ આ પગલુ મુત્સદ્દીગીરીની એક ચાલ હતી ઉદ્દામવાદીઓને જીતી લેવાની એક યોજના હતી. જવાહરને પ્રમુખ બનાવી ઉદ્દામવાદીઓ નેતા વિનાના બની જાય

૧૯૨૯ની ત્રીજી તારીખોમા લાહોરનુ અધિવેશન ભરાવાનું હતું. વડી ધારાસભાના પ્રમુખ વિનસભ્ય ગજપુરૂષ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ, ગાંધીજી અને તે વખતના વાઇસરૉય લૉર્ડ અરવીન વચ્ચે મુલાકાત ગોઠવવામાં સફળ થયા લાહોરની બેઠક પહેલા વાઇસરૉય સાથે ગાંધીજી, મોતીલાલજી અને પ્રમુખ પટેલની મુલાકાત ગોઠવાઈ, પરંતુ કોંગ્રેસની માગણીનો યોગ્ય જવાબ મળ્યો નહિ અને સંસ્થાનિક સ્વરાજ્યનું સ્વપ્ન રોળી ગયું. આ નિમિત્તે સુભાષબાબુ જેટલો આનંદ ભાગ્યે જ બીજા કોઈને થયો હશે.

આ સમાચારે આખા દેશમાં જાણે વીજળીનો સંચાર કર્યો. ૧૯૨૮માં બારડોલીની સફળ લડત થયા પછી આઝાદીના આખરી સંગ્રામ માટે આખો દેશ થનગની રહ્યો હતો, દેશના જુવાનો કોઈના કાબૂમાં રહેવા હવે ઇચ્છતા નહોતા. હિંદુસ્તાનના ખૂણેખૂણેથી કોંગ્રેસના પ્રતિનિધિઓ લાહોરના સીમાડે રાવી નદીના તટ ઉપર એકઠા થતા હતા. પંજાબનો ડિસેમ્બર મહિનો એટલે ઠંડીનુ તો પૂછવુ જ શું? આવી કડકડતી ટાઢ હૃદયની ગરમી વિના સહન થઈ શકે નહિ હજારો ને લાખો માણસો આવી ગરમી સાથે કોંગ્રેસના મંડપમા એકઠા થતા હતા ગાંધીજી હવે નિવૃત્ત નહોતા. નવી પેઢીના હાથમા સુકાન સોંપાતાનું હોય તેમ રાષ્ટ્રપતિની ગાદી ઉપર પં. જવાહરલાલ બિરાજવાના હતા. નરવીર સુભાષબાબુ બ્રિટિશ સરકારને ઉત્કટનો પરાજય આપવાની યોજનાઓ ઘડી રહ્યા હતા વાતાવરણ ઉગ્ર બનતું જતું હતુ.

૧૯૨૯ના ડિસેંબરની મધરાત સુધી, બધુ પતી ગયું હતું છતાં, ગાંધીજી, આપેલા વચન પ્રમાણે સરકારના છેલ્લા નિવેદનની રાહ જોઇ રહ્યા હતા. બારનો ટકોરો પડયો અને પરિસ્થિતિએ પલટો લીધો. મહાકાય કોંગ્રેસ જાણે ખડી થઈ ગઇ પં. જવાહરલાલ નહેરુ એ વખતે મંચ ઉપરથી કૂદીને નીચે આવ્યા અને હજારો માણસો ઝંડાચોક તરફ જઈ રહ્યા હતા તેમાં સામેલ થયા. બરાબર મધરાતે પૂર્ણ સ્વરાજનો ઝંડો એમણે ફરકાવ્યો અને ઇન્કિલાબ ઝિન્દાબાદના નાદથી આકાશ ઘેરાઈ ગયુ યુદ્ધનાદના તબક્કાઓને જોઈએ તો આ બીજો તબક્કો હતો બંગભંગે વંદેમાતરમ્ આપ્યુ લાહોરે ઇન્કિલાબ ઝિન્દાબાદનો નાદ ગજાવ્યો. ૧૯૪૨ મા 'હિંદ છોડો'નો નાદ બુલંદ થયો અને એશિયાની ધરતી ઉપરથી સુભાષબાબુએ 'જય હિંદ' અને 'ચલો દિલ્હી'નો લલકાર કર્યો

પૂર્ણ સ્વરાજનો ઠરાવ ગાંધીજીએ ઘડયો હતો, એ ઠરાવ એમણે જ રજૂ કર્યો. પુષ્કળ સુધારાઓ આવ્યા. પરંતુ સૌથી ધ્યાન ખેંચે તેવો સુધારો સુભાષબાબુનો હતો સુભાષબાબુ હવે અધીરા બન્યા હતા. એમણે સમાંતર સરકાર સ્થાપવાનું સૂચન કર્યું. ગાંધીજીએ આ સૂચનનો સ્વીકાર ન કર્યો અને ઠીક ઠીક ટપાટપી પછી એમનો સુધારો ઉડી ગયો. ગાંધીજી સુભાષબાબુને જ્યારે જવાબ આપતા હતા ત્યારે તેઓ સુભાષબાબુની દેશભક્તિ અને વીરતાને બિરદાવતા હતા.

સુભાષબાબુ પોતાનો ઠરાવ પસાર કરાવવા માટે કામયાબ ન થયા, પરંતુ લાહોર પછી આખા દેશમાં જે વાતાવરણ પેદા થયુ તેણે, તેમને ઘણો સંતોષ આપ્યો. ૨૬મી જાન્યુઆરીએ આખા દેશમાં, પ્રથમ પહેલો સ્વાતંત્ર્યદિન ઉજવાયો એ દિવસે હિંદની જાગૃતિનું માપ નીકળી આવ્યુ. ગાંધીજીએ આખરી લડત લડવાનો નિશ્ચય કરી લીધો અને ઇતિહાસમાં અભૂતપૂર્વ એવી દાંડી કૂચનો બારણી માર્ચે પ્રારંભ થયો. સરકાર તત્કાળ તો સાવધ ન બની, પરંતુ બની કે તરત જ હિંદના લોકનેતાઓને એણે પકડી લીધા સુભાષબાબુનું સ્થાન એમાં હોય તેમાં નવાઈ શી! જેલનુ પંખી ફરીને કારાગારના પિંજરમાં પૂરાઈ ગયુ

[૭]

## રાષ્ટ્રપતિનું પદ

**અ**લીપુર જેલમાં ૨૧મી એપ્રિલે એક દુ:ખદ બનાવ બની ગયો. સુભાષબાબુ અને તેમના સાથી અલીપુરમાં પૂરાયા હતા તે દરમિયાન કેટલાક ક્રાંતિકારી કેદીઓને ત્યાં લાવવામાં આવ્યા. એમની સામે ચાલતા વર્તનના વિરોધરૂપે તેઓ જેલમાં પુરાવાની ના પાડતા હતા. સુભાષબાબુ, સેનગુપ્તા વગેરે દાડીને ત્યાં આવી પહોંચ્યા. એમને જોતાં જ ક્રાંતિકારીઓમાં જોશ આવ્યું. જેલ અમલદારે આ લોકોને તરત જ વિખરાઈ જવાની સૂચના કરી, પરંતુ તેમણે એ સૂચના માની નહિ, પહાણ અમલદારે તરત જ એમના ઉપર હુમલો કર્યો અને સુભાષબાબુ બેશુદ્ધ થઈ જાય તેટલો માર માર્યો. તેઓ પથારીવશ બન્યા અને ઘણા દિવસ સુધી એ જખમોએ એમને પીડા ઉપજાવી.

દેશનું વાતાવરણ દિવસે દિવસે ઉગ્ર બનતું જતું હતું. સુભાષબાબુ રાચતા હતા જો કે ગાંધીવાદી પદ્ધતિએ ચાલતી લડાઈથી એમને સંતોષ તો થતો નહોતો પરંતુ લોકજાગૃતિ આનંદ આપતી હતી. સુભાષબાબુ જેલમાં હતા તે દરમિયાન કલકત્તાની કોરપોરેશનની ચૂંટણી આવી. પ્રજાએ પોતાના નેતાને મેયર તરીકે ચૂંટી કાઢયા. સપ્ટેમ્બરમાં સુભાષબાબુ મુક્ત થયા, પણ ત્રણ જ મહિનામાં ફરી પાછા એમને પકડવામાં આવ્યા.

હવે આવે છે ગાંધી–અરવીન કરારના દિવસો. સમાધાનની વાતો સાંભળતા સાંભળતા સુભાષબાબુ બેચેન બનતા જતા હતા. તેઓ માનતા હતા કે આ સમાધાનથી દેશનો જુસ્સો મરી જશે. જેલમાંથી છૂટતાં જ એમણે પોતાની આ લાગણી વ્યક્ત કરી. સમાધાન થઈ ચૂક્યું હતું અને ગોળમેજી પરિષદની તૈયારીઓ ચાલતી હતી. બીજી બાજુ કરાચીમાં કોંગ્રેસનું અધિવેશન ભરવાની જાહેરાત થઈ ચૂકી હતી. સરદાર વલ્લભભાઈ એ બેઠકના પ્રમુખ થવાના હતા.

આ વખતે આખા હિંદુસ્તાનને એક વસ્તુ ગંભીર ચિંતા ઉપજાવી રહી હતી. સરકાર ભગતસિંહ અને તેના સાથીઓને ફાંસીને માંચડે ચડાવવાનો નિર્ણય થઈ ચૂકયો હતો. બ્રિટિશ શાહીવાદનો એક હાથ સમાધાનના કરાર ઉપર સહી કરતો હતો અને બીજો હાથ ફાંસીનું દોરડું ખેંચતો હતો. સુભાષબાબુ અને દેશના ઉદ્દામો ગુસ્સાથી સળગી ઊઠયા હતા. ગાંધીજીના દુઃખનો યે કોઈ પાર નહોતો. એમણે આખા દેશને ખાતરી આપી હતી કે ભગતસિંહને ફાંસીએથી છોડાવવા માટે પોતે કશું યે કરવામાં બાકી નહિ રાખે. સરકારે ફાંસી આપવા માટે દિવસ પણ એ જ શોધ્યો હતો, જે દિવસે કરાંચીની કોંગ્રેસનો પ્રારંભ થતો હતો. ગાંધીજીની વિનતીને સરકારે ઠોકરે મારી હતી. દેશ આખો ઊકળી ઊઠયો હતો

પણ આ મુદ્દા ઉપર ગાંધીજી સમાધાન તોડવા રાજી નહોતા. કારણ કે થયેલા સમાધાનમાં આ મુદ્દાને કશું સ્થાન નહોતું. કરાંચી કોંગ્રેસમાં ગાંધી–અરવીન કરારો અંગે કોંગ્રેસ સભ્યોની મંજૂરી લેવાની હતી સુભાષબાબુ વિરોધ પક્ષમાં હતા તેઓ હવે ખુલ્લંખુલ્લા ગાંધીજીના પગલાંઓની અને રાજકીય ડહાપણની ટીકા કરતા હતા. ગાંધીજીએ દિવસો સુધી તેમને સમજાવવાનો પ્રયાસ કર્યો હતો, પરંતુ કશી એકતા સ્થાપી શકાઈ નહોતી.

ગાંધીજી ગોળમેજીમાં ગયા અને ત્યાંથી ખાલી હાથે પાછા આવ્યા. ત્યારે દેશની પરિસ્થિતિ બદલાઈ ગઈ હતી. સરકારે ઉગ્ર દમનની તૈયારીઓ કરી રાખી હતી. પ્રજાપક્ષે ગાંધી–ઇરવીન કરારની એક પણ શરતનો ભંગ થયો નહોતો ત્યારે સરકાર પક્ષે એ કરારની હસ્તી જ ન હોય તેવું વર્તન ચાલતું હતું. સુભાષબાબુ ગાંધીજીને મળવા માટે ૧૯૩૨ના પ્રારંભમાં મુંબઈ આવવા માટે નીકળતા હતા ત્યાં જ તેમને પકડવામાં આવ્યા. સુભાષબાબુને આ વખતની જેલ બહુ ભારે પડી. એમના હૃદયની તાકાત તોડનારી તો આ પૃથ્વી ઉપર કોઈ શક્તિ હતી જ નહિ, પરંતુ તેમનું શરીર જેલમાં ભાંગી ગયું. દિવસો જતા ગયા તેમ તબિયત વધારે બગડતી ગઈ. આખરે સરકારી સૂચન અનુસાર એમણે પરદેશ જવાનો સ્વીકાર કર્યો. આ વખતે તેઓ પોતાના માતાપિતાને પણ ન મળી શકયા.

પરદેશમાં તેઓ મુક્ત માનવી તરીકે ફરી શકતા નહોતા. વિયેનામાં રહેવાનું મુકરર થયું હતું. ઇંગ્લંડની સરકાર એમના પર દેખરેખ રાખતી હતી. સુભાષબાબુએ યુરોપના રાજકારણમાં થતાં પરિવર્તનો ખૂબ નજીકથી જોયાં અને તે ઉપર પોતાના વિચારો બાંધ્યા. હિંદના મહામુત્સદ્દી શ્રી વિઠ્ઠલભાઈ

પટેલ પણ આ વખતે વિયેનામાં સારવાર લઈ રહ્યા હતા. સુભાષબાબુ અને એમની વચ્ચેનો મેળ વધતો ગયો. થોડા દિવસમા તેઓ ગાઢ મિત્રો બની ગયા દેશ અને દુનિયાના પ્રશ્નોની ચર્ચા કરતા એમને જણાયું કે બને વચ્ચે મોટા પ્રમાણમા વિચારોની એકતા છે

આ બાજુ દેશની પરિસ્થિતિમા પલટો આવી રહ્યો હતો. ૧૯૩૨ની લડત ભાંગતી જતી હતી સરકારે કોમી ચુકાદો જાહેર કર્યો હતો. હરીજન પ્રશ્ન અંગે ગાંધીજીએ આમરણાંત ઉપવાસ શરુ કર્યા હતા ચુકાદાના ફેરફાર પછી ગાંધીજીનું ધ્યાન હરિજન પ્રવૃત્તિ ઉપર કેંદ્રિત થયુ હતુ એમણે આત્મશુદ્ધિ અર્થે ૨૧ દિવસના ઉપવાસ કર્યા અને સરકારે એમને છોડયા ત્યારે સત્યાગ્રહ મોકૂફ રાખવામા આવ્યો. આ મુદત ફરીને લબાવવામા આવી એ પછી સત્યાગ્રહનુ સ્વરૂપ સામુદાયિક ને બદલે વ્યક્તિગત રાખવાનુ ગાંધીજીએ જાહેર કર્યું. આ બધા સમાચારોએ સુભાષબાબુના દિલ પર આઘાત ઉપજાવ્યો એમણે અને શ્રી વિઠ્ઠલભાઈએ વિયેનાથી નિવેદન કર્યું "કે અસહકાર અને સત્યાગ્રહનો પ્રયોગ નિષ્ફળ નિવડયો છે દેશનુ સુકાન હવે બીજાના હાથમા સોપાવુ જોઇએ'

આ બનાવ પછી વિયેનામા જ શ્રી વિઠ્ઠલભાઈ પટેલનુ મૃત્યુ થયુ છેલ્લી ઘડીએ સુભાષબાબુ એમની સારવારમા હતા વિઠ્ઠલભાઈના મૃત્યુ પછી વિયેનામાં રહેવુ એમને અકારુ લાગ્યુ અને એમણે સરકારની મંજૂરી મેળવી ધીમે ધીમે ફ્રાન્સ, જર્મની, અને ઈટલિમા ફરવા માંડયુ તેઓ બાલ્કનના દેશોમા પણ ઘૂમી વળ્યા આ દેશોનુ અવલોકન સુભાષબાબુએ પોતાની કલમથી આલેખ્યુ છે. પરંતુ તે કરતાયે વધુ સ્પષ્ટ અને વિશદ રૂપમા તો તેમણે આઝાદ–સરકારની સ્થાપના પછી જે પ્રવચનો કર્યા તેમા આપ્યુ છે આ પુસ્તકના બીજા ખંડોમા તે આપણને જોવા મળશે

સુભાષબાબુ યુરોપમા ઘૂમતા હતા ત્યા જ એમના ચિત્તને ખળભળાવી મૂકે એવા ચિંતાજનક સમાચાર આવી પહોચ્યા એમના પિતા ગંભીર માંદગીમાં પટકાઈ પડ્યા હતા સુભાષબાબુ બધા કાર્યક્રમો પડતા મૂકી હિંદુસ્તાન આવવા દોડી નીકળ્યા હિંદુસ્તાનના કિનારા ઉપર એમણે જે દિવસે પગ મૂકયો તે જ દિવસે વહાલા પિતાનુ અવસાન થયુ સુભાષબાબુ છેલ્લી ઘડીએ એમને મળી શકયા નહિ ૧૯૩૨ના આરંભમા જેલ ગયેલા પુત્રનું મો પણ પિતા જોઈ શકયા નહિ

સરકાર સુભાષબાબુની લાગણીઓ કે આઘાતનો શા માટે વિચાર કરે? સુભાષબાબુએ હિંદુસ્તાનમા રહેવા માટે ઇચ્છા વ્યકત કરી, કારણો આપ્યાં [1]

કુટુંબીઓ સાથે રહેવું છે, પિતાના મૃત્યુ પાછળની ક્રિયાઓ કરવી છે; છતાં સરકારે તો 'બંગાળ ક્રિમીનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ' પ્રમાણે એમના હાથમાં નીચેનો હુકમ મૂકી દીધો.

૧. ૩૮/૨ એલ્જીનરોડવાળા મકાન પર જ એકદમ ચાલ્યા જવું અને વધુ હુકમ મળતાં સુધી ત્યાં જ રહેવું.

૨. સદરહુ મકાનના વિસ્તારમાં ગેરહાજર રહેવું નહિ, તેમ જ કોઇ પણ વખતે કોઇની યે મુલાકાત સ્વીકારવી નહિ.

૩. એલ્જીનરોડ પર આવેલા ૩૮/૨ વાળા મકાનમાં જ વસતા ખાસ કુટુંબીજનો વિના ત્રાહિત કોઇની સાથે વાતચીત કરવી નહિ, પત્રવ્યવહાર કરવો નહિ, આપલે કરવી નહિ, તેમ જ કોઇપણ જાતના સંબંધમાં આવવું નહિ.

૪. રવાના ગમે ત્યાંથી હોય, ગમે તેનું સરનામું હોય, પછી તે લેવા માટે તમે, તમારો પ્રતિનિધિ યા નોકર આવે તો પણ સર્વ પુસ્તકો, તાર, પત્રો, પોસ્ટના પારસલો અગર તો આપલેના વ્યવહાર સંબંધી એવી બીજી કોઈ પણ ચીજ, ઉઘાડયા વિના જ, કલકત્તાના, વિશિષ્ટ વિભાગના ડેપ્યુટી પોલિસ સુપરીન્ટેન્ડન્ટ યા તેણે મોકલેલા ખાસ અમલદારને, સુપરત કરવી.

૫ રહો છો તે મકાનના વિસ્તારમાં, કાયદેસરના દરેકોઇ કામકાજ માટે, વિશિષ્ટ વિભાગના ડેપ્યુટી કમિશ્નર યા મેજીસ્ટ્રેટના કોઈ પણ પ્રકારના આગમન માટે, પૂરતી સરળતા કરી આપવી.

૬. આમાંની કોઈ પણ સૂચનાનો, જાણીબૂઝીને, ભંગ થશે તો સાત વર્ષ સુધીની કેદ યા દંડની સજા ફરમાવવામાં આવશે.

જરા આશ્ચર્ય જેવું લાગે છે પણ પિતાના મૃત્યુથી આઘાત પામેલા સુભાષબાબુએ આ હુકમનો સ્વીકાર કર્યો અને થોડા દિવસ કુટુંબની સાથે રહ્યા. ૧૯૩૪ના દશમી જાન્યુઆરીએ ફરીને તેઓ પરદેશ જવા માટે ઉપડી ગયા કારણ કે એમની પોતાની તબિયત હજી સારી નહોતી. જુદે સ્થળે પ્રગટ થયેલી એમની વિયેનાની તસ્વીર એમની તબિયતનો પૂરો ખ્યાલ આપી જાય છે.

આ વખતે સુભાષબાબુ પ્રમાણમાં મુક્ત હતા. એમણે "ઇન્ડિયન સ્ટ્રગલ ૧૯૨૦-૩૪." આ વખતે લખ્યુ. એ પુસ્તકમાં હિંદના અને જગતના રાજકારણ અંગે પોતાના વિચારો વ્યક્ત કર્યા. ગાંધીજી, જવાહરલાલ વગેરે અંગેની પોતાની માન્યતા સ્પષ્ટ રૂપમાં જાહેર કરી, તેઓ રોમ ગયા ત્યારે ભારે માન મળ્યું. અમાનુલ્લાખાનને પણ તેઓ ત્યારે જ મળ્યા. આ દિવસોમાં

## [૯]

## દુઃખદ પ્રકરણ

હવે એક દુઃખદ પ્રકરણનું વાંચન આપણે કરવાનું છે. સુભાષબાબુના પ્રમુખપદનું એક વર્ષ સુખપૂર્વક વીત્યું હતું. તેઓ જ્યાં જ્યાં ગયા હતા ત્યાં ત્યાં તેમનું ભવ્ય સન્માન થયું હતું. કોંગ્રેસ કારોબારી સમિતિના સાથીઓ સાથે પણ પ્રમાણમાં ઠીક ચાલતું હતું, પરંતુ બીજા વર્ષના પ્રમુખપદનો સવાલ આવતાં જ મહાગંભીર અથડામણ ઊભી થઈ હતી. નવા બંધારણ અનુસાર હિંદના ૭ પ્રાંતો ઉપર કોંગ્રેસનું શાસન સ્થપાતા દેશના રાજકારણમાં નવો રંગ આવ્યો હતો. અનેક નવા સવાલો ઉપસ્થિત થયા હતા. બ્રિટને રચેલી જાળ જેવું સમવાયતંત્ર હિંદના માથા પર તોળાઈ રહ્યું હતું. સુભાષબાબુ સાચી કે ખોટી રીતે એમ માનતા હતા કે કોંગ્રેસના અન્ય નેતાઓ સમવાયતંત્રનો સ્વીકાર કરી લેશે. આવી કોઈ માન્યતા સાથે એમણે ફરીને કોંગ્રેસના પ્રમુખપદ માટે પોતાની ઉમેદવારી જાહેર કરી. બીજા ઉમેદવાર મૌલાના અબુલકલામ આઝાદ હતા અને ત્રીજા ડૉ. પટ્ટાભી હતા. મૌલાના સાહેબે ડૉ. પટ્ટાભીની તરફેણમાં પોતાની ઉમેદવારી ખેંચી લીધી હતી એટલે સુભાષબાબુએ હરીફાઈ કરવાનો નિર્ણય જાહેર કર્યો.

આ અંગે ઘણાં કમનશીબ નિવેદનો જાહેર થયેલાં ચૂંટણીમાં સુભાષબાબુ છત્યા; પરંતુ ચૂંટણી પૂરી થતાં ગાંધીજીએ નિવેદન કર્યું કે ડૉ. પટ્ટાભીનો પરાજય એ મારો જ પરાજય છે કારણ કે તેમને હરીફાઈમાંથી ખસી જતાં મેં જ એમને રોક્યા હતા. વધુમાં ગાંધીજીએ એમ માન્યું કે એમના વિચારો અને આદર્શોનો પણ આ પરાજય છે.

આની અસર તત્કાળ થઈ. કોંગ્રેસના પ્રતિનિધિઓને પોતાની ભૂલનું ભાન થયું હોય તે રીતે સ્થળે સ્થળે જાહેર સભાઓ અને વ્યક્તિગત નિવેદનો દ્વારા

ગાંધીજીના નેતૃત્વમાં અને એમની કાર્યનીતિમા વિશ્વાસ જાહેર કરવામા આવ્યો. સુભાષબાબુ જરા ચિંતાતુર થયા. પરંતુ તેમણે પોતાની માન્યતા પકડી રાખી. એમણે જાહેર નિવેદન દ્વારા ગાધીજી પ્રત્યે આદર અને ભક્તિભાવ પ્રકટ કર્યા. પોતે કોંગ્રેસની નીતિમાથી વિચલિત થશે નહિ એવી પણ જાહેરાત કરી, પરંતુ આંતરિક પ્રવાહો એવા ચાલતા હતા કે કોઇ કોઇના ઉપર વિશ્વાસ મૂકી શકે નહિ.

તેઓ ગાધીજીને મળ્યા, મત્રણાઓ થઈ પરતુ તેનુ કઈ પરિણામ આવ્યુ નહિ. સુભાષબાબુ અને તેમના સાથીદારોએ માન્યું કે ગાધીજી પોતાનુ સ્થાન ભયમા જોઈ રહ્યા છે માટે જ આ પ્રકારના વિચારો તેઓ જાહેર કરે છે. અથડામણો વધતી ગઇ. અને છેવટે કોંગ્રેસ કારોબારીના બાર સભ્યોએ ગાધીજીની સલાહ અનુસાર સુભાષબાબુની કારોબારી સમિતિમાંથી રાજીનામુ આપી દીધું.

ત્રિપુરીમા કોંગ્રેસનું અધિવેશન ભરાવાનું હતુ. કારોબારી સમિતિ રાજીનામુ આપી ચૂકી હતી પાર્લામેન્ટરી બોર્ડનું રાજીનામુ પણ એમાં આપોઆપ આવી જતુ હતું. ત્રિપુરીમા અવિશ્વાસની દરખાસ્ત આવશે એમ જાહેર રીતે બોલાતુ હતું. આ વખતે સુભાષબાબુ માદગીમા પટકાઇ પડ્યા હતા. ડૉક્ટરો સલાહ આપતા હતા કે એમણે પથારીમા જ રહેવુ જોઈએ પરતુ તેમણે તો ત્રિપુરી જવાનો નિશ્ચય કરી લીધો હતો. ત્રિપુરીમા જાહેર અને ખાનગી રીતે ઘણું બની ગયુ. એ બધુ અહીં નોંધવાનો કઈ અર્થ નથી. છેવટે યુક્તપ્રાતના વડાપ્રધાન ગોવિંદ વલ્લભ પતે નીચેનો ઠરાવ રજૂ કર્યો.

"મહાત્માં ગાંધીના માર્ગદર્શન નીચે, ઉક્ત વર્ષોમા, મહાસભાએ જે કાર્યક્રમો અખત્યાર કર્યા છે તેની મૂળભૂત કાર્ય પદ્ધતિને, અખિલ હિંદ મહાસમિતિ ભારપૂર્વક વળગી રહે છે. અને અને આ સમિતિ ચોક્કસ રીતે માને છે કે આ કાર્યપદ્ધતિ બદલવી જોઇએ નહિ અને ભવિષ્યમાં પણ મહાસભાનો કાર્યક્રમ આ રીતે જ અવિરત ચાલુ રહેવો જોઇએ. વળી ગયા વર્ષની કારોબારી સમિતિના કોઇપણ સભ્ય તરફ કાઇપ ઉઠાવવાના બનાવ પ્રત્યે દિલગીરી વ્યક્ત કરે છે. કટોકટીના આવતા વર્ષને નજર સમક્ષ રાખતાં, અને સક્રાતિકાળના આવા સમયે મહાસભા તેમજ રાષ્ટ્રને દોરવણી એક માત્ર મહાત્મા ગાધી જ આપી શકે એમ છે એ જોતા, કોંગ્રેસી કાર્યવાહક સૂત્રધારોએ એમનો પુરેપુરો વિશ્વાસ મેળવવો જોઇએ એમ આ મહાસમિતિ ભારપૂર્વક માને છે. અને વધુમા ગાધીજીની ઇચ્છા અનુસાર જ, આવતા વર્ષની કારોબારી સમિતિના સભ્યોની નિમણૂક કરવાની પ્રમુખ સાહેબને વિનતી કરે છે"

મહાસમિતિમાં તથા દશમી માર્ચની ખુલ્લી બેઠકમાં, પ્રચંડ બહુમતિથી ઉપરનો ઠરાવ પસાર થયો,

આ ઠરાવના 'ભાવાર્થ' પ્રમાણે તો સુભાષબાબુએ રાજીનામું આપી દેવું જોઇએ. પરંતુ તેમણે તેમ ન કરતાં ઠરાવ અનુસાર ગાંધીજીની દોરવણી સ્વીકારવાનું કબૂલ્યું. આ કારણે ગાંધીજી અને એમની વચ્ચે લાંબો પત્રવ્યવહાર ચાલ્યો. એ પત્રોમાં જે મહત્ત્વના મુદ્દાઓ હતા તેની નોંધ અહીં લેવી જ જોઇએ.

સુભાષબાબુ અને ગાંધીજી, બંનેએ એટલું તો સ્વીકાર્યું છે કે કોંગ્રેસમાં ચોક્કસ રીતે બે વર્ગ પડી ગયા છે, સુભાષબાબુ એમ ઇચ્છે છે કે એ બંનેએ એકત્ર થઇને કામ કરવું જોઇએ, ગાંધીજી કહે છે કે એ વસ્તુ શક્ય નથી કારણ કે જે વિરોધ છે તે વ્યક્તિગત નથી, પરંતુ સૈદ્ધાંતિક છે, આ સ્થિતિમાં કોઈ પણ એક વર્ગ જ કોંગ્રેસને પોતાની રીતે દોરે એ જ ઇષ્ટ છે,

પત્રો તો પરસ્પર બહુ લખાયા છે પરંતુ એ બધામાંથી જે અગત્યના છે તે જ અને તેમાંથી યે મહત્ત્વના મુદ્દાઓ જ અહીં રજૂ કર્યા છે.

વહાલા મહાત્માજી,

...મારાં વલણ અને લાગણીનો પડઘો પાડનારી કેટલીક વસ્તુ આ પત્રમાં લખી રહ્યો છું. પણ એતો જુદી વાત. મારા મત પ્રમાણે મુખ્ય પ્રશ્ન તો એ છે કે બંને પક્ષો ભૂતકાળ ભૂલીને સાથે કામ કરવા તૈયાર છે કે નહિ. એ સર્વ આધાર તમારા પર જ છે, ખરેખરું બીનપક્ષી વલણ અખત્યાર કરી તમે જો બંને પક્ષોને વિશ્વાસમાં લઈ શકો તો, તમે કોંગ્રેસને બચાવી શકો અને રાષ્ટ્રીય એકતા ફરી સ્થાપી શકો.

બીજું, આટલા બધા પ્રતિનિધિત્વનું મને પીઠબળ છે તથાપિ, કોંગ્રેસે પસાર કરેલા પંતના ઠરાવને હું વળગી રહ્યો છું, એને અમલી બનાવવા આપણે પૂરતું કરવાનું રહ્યું. ઠરાવમાં રહેલ છેલ્લો ફકરો કાયદા બહાર હોવા છતાં ય મેં એ ઠરાવની ચર્ચા થવા દીધી અને એ પસાર પણ થવા દીધો. એનું પુનરુચ્ચારણ શા માટે કરું ?

ત્રીજું, તમારી સમક્ષ બે મુદ્દા છેઃ (૧) નવી કારોબારી સમિતિના બંધારણમાં અમારા વિચારોને મેળ ખવડાવો અગર (૨) તો તમારા વિચારોને જ સંપૂર્ણતઃ વળગી રહેવું. આમાંનો બીજો માર્ગ જો ગ્રહણ કરવામાં આવે તો આપણા રસ્તા જુદા પડે છે.

ચોથું, નવી કારોબારીની રચનામાં તેમ જ કારોબારી અને અખિલ હિંદ કોંગ્રેસની મહાસમિતિ બોલાવવામાં એક માણુમ તરીકે શક્ય હોય તે સર્વ કંઇ કરી છૂટવા હું તૈયાર છું. પણ દિલગીર છું કે હવે દિલ્હી આવી શકું એમ નથી (આ વાસ્તે ડૉ. સુનીલે આજ સવારે જ આપને તાર કરી જણાવ્યું છે અને તમારો તાર ગઇ કાલે મળ્યો હતો.)......

સહૃદયી સુભાષના
પ્રણામ

નવી દિલ્હી, ૩૦-૩-૨૯

વહાલા સુભાષ,

મારા કરેલા તારનો તમારા તરફથી જવાબ મળી શકે માટે તમારા ૨૬મીના પત્રનો જવાબ વાળતાં મેં ઢીલ કરી છે ગઈ રાત્રે મને ડૉ. સુનીલનો તાર મળ્યો. તમને જવાબ આપવા માટે સવારની પ્રાર્થનાના સમય પહેલાં હું ઊઠયો છુ.

પંડિત પંતનો ઠરાવ ગેરકાયદે હતો અને કારોબારી સમિતિને લગતો ફકરો સાચેસાચ અબધારણીય અને કાનૂનબહાર હતો એવુ જ જ્યારે તમને લાગે છે ત્યારે તો આ વિશેનો તમારો માર્ગ મોકળો છે. કાર્યવાહક સમિતિના સભ્યોની નિમણૂકની તમારી પસંદગી આડે કોઇએ આવવુ જોઇએ નહિ.

તેથી તમે પૂછેલા કેટલાક સવાલોના જવાબ આપવાના હવે રહેતા નથી. ફેબ્રુઆરીમાં આપણે મળ્યા ત્યારથી મારો મત નિશ્ચિત થતો ગયો છે કે મૂળભૂત સિદ્ધાંતો જુદા પડતા હોય—આપણે બંને સહમત થયા હતા કે પરિસ્થિતિ એવી જ હતી—તો સર્વપક્ષી કારોબારી અહિતકર છે. એથી અખિલ હિંદ કોંગ્રેસ મહાસમિતિની બહુમતિનું તમારી કાર્યપદ્ધતિને પીઠબળ છે એમ માની ને, તમારા પોતાના સિદ્ધાંતોને જ અનુસરનારાઓની એક કારોબારી તમારે રચવી રહી.

હા, જે માન્યતા ફેબ્રુઆરીમાં મેં સેગાંવમાં વ્યક્ત કરી હતી તેને તો હું વળગી જ રહું છુ. સ્વેચ્છાએ આત્મવિલોપન કરવુ એ જુદી વસ્તુ છે, પરંતુ તમારી માન્યતાને તમે દબાવી દો તેમાં ભાગીદાર બનવાનો ગુનો હું ન જ કરું. તમે દઢતાપૂર્વક જે અભિપ્રાયમાં દેશનું સર્વોત્કૃષ્ટ હિત જોતા હો તેને ગૌણ સ્થાન આપવું એ પોતાની જાતને દબાવવા બરાબર છે. એટલે કે તમારે જો પ્રમુખ તરીકે કાર્ય કરવાનું હોય તો તમારા હાથ છૂટા રહેવા જોઈએ. દેશની સામે જે પરિસ્થિતિ છે, તેમાં મધ્યમ માર્ગને કોઇ અવકાશ નથી.

જ્યાં સુધી ગાંધીવાદીઓ (આ ખોટું ઉચ્ચારણ છે) ને સંબંધ છે ત્યાં સુધી એ તમારા માર્ગમાં અંતરાય નાખશે નહિ, જ્યાં શક્ય હશે ત્યાં તે તમને મદદરૂપ બનશે અને જ્યાં એ શક્ય નહિ હોય ત્યાં તેઓ અળગા રહેશે. તેઓ લઘુમતિમાં હશે તો તો કોઇ મુસ્કેલી ઊભી થશે જ નહિ, પરંતુ તેઓ ચોખ્ખી બહુમતિમાં હોય તો તેઓ પોતાને કચડી નાખી શકે નહિ.

પણ મને જે દુઃખ કરે છે તે તો એ છે કે કોંગ્રેસ મતાધિકાર એક વાહિયાત વસ્તુ છે, એટલે બહુમતિ અને લઘુમતિનો ઝાઝો અર્થ રહેતો નથી. છતાંય જ્યારે કોંગ્રેસમાં સાફસૂફી થઈ રહી છે ત્યારે, તત્કાળ તો આપણી પાસે જે હથિયાર છે તેનાથી જ આપણે ચલાવી લેવાનું રહે છે. મને પરેશાન કરનારી બીજી ચીજ છે આપણામાં અંદર અંદર રહેલો ભયંકર અવિશ્વાસ કાર્યકરો જ જ્યાં એકમેકને અવિશ્વાસની નજરથી જોતા હોય ત્યાં ભેગા મળી કામ કરવું અસંભવિત છે.

માનું છું કે તમારા પત્રનો બીજો કોઈ મુદ્દો જવાબ માટે હવે રહેતો નથી.

જે કંઈ કરો તેમાં ઇશ્વરનો હાથ હો. દાક્તરોની સલાહ પ્રમાણે ચાલી તુરત સાજા થઈ જાઓ. સપ્રેમ,

બાપુ

મને લાગેવળગે છે ત્યાંસુધી તો આપણો પત્રવ્યવહાર બહાર પાડવાની જરૂર નથી, પણ તમને લાગે છે કે તે બહાર પાડવો જ છે તો મારી મંજૂરી છે.

જીલગોરા, ૩૧મી માર્ચ ૧૯૩૯

વહાલા મહાત્માજી,

...પંતના ઠરાવ પરના તમારા પ્રત્યાઘાતો જણાવશો તો અત્યંત આભારી થઈશ અનમસ્ત જો તમને ત્રિપુરીની આખી વાત જાણવા મળે તો, તમે એવી લાભદાયક પરિસ્થિતિમાં છો કે વસ્તુનો બીનપક્ષપાતી તાગ કાઢી શકો. અખબારોમાંથી જોતા, અત્યાર સુધી જેમણે તમારી મુલાકાતો લીધી છે તેમાંના ઘણાખરા લોકો તો એક વાડાના એટલે કે પંતના ઠરાવને ટેકો આપનારા લોકો છે. પણ એનો કાંઇ વાંધો નહિ તમે તો પરિસ્થિતિની યોગ્ય કિંમત સહેલાઈથી આંકી શકો એમ છો.

પંતના ઠરાવ પ્રત્યેનું મારું વલણ તો તમે સહેલાઈથી કલ્પી શકો એમ છો પણ મારી અંગત લાગણીનું બહુ મહત્ત્વ ન ગણાય. જાહેરજીવનમાં લોકલાગણી ધ્યાનમાં લઈ ઘણી વખત આપણે વ્યક્તિગત લાગણીને ગૌણ

બનાવવી પડે છે. મેં આગલા પત્રમાં કહ્યું છે તે પ્રમાણે, બંધારણીય દૃષ્ટિએ પંતના ઠરાવ વિશે હું કંઇ પણ માનતો હોઉં છતાં કોંગ્રેસે એ પસાર કરેલો હોવાથી, મારે તે પ્રમાણે વર્તવું જોઇએ. તો હવે તમને એમ લાગે છે કે એ ઠરાવ દ્વારા મારામાં અવિશ્વાસ પસાર કરવામાં આવ્યો છે ને તમને લાગે છે કે એને પરિણામે મારે રાજીનામું આપવું જોઇએ ? આ વિષેનું તમારું મંતવ્ય મારી ઉપર ભારે અસર કરનારું નીવડશે.

...આ મુદ્દા પર મને એટલું બધું લાગે છે કે આને માટે હું કોઇપણ ભોગ આપવા તૈયાર છું. લડત જો તમે ઉપાડી લો તો મારી તમામ શકિત સાથે ઘણી જ રાજીખુશીથી હું તમને મદદ કરીશ. તમને જો લાગે કે બીજા પ્રમુખના નેતૃત્વ નીચે કોંગ્રેસ વધુ સારી લડત આપી શકશે તો ખુશીથી હું માર્ગમાંથી ખસી જઇશ. તમને જો લાગે કે તમારી પસંદગીની કારોબારી વડે કોંગ્રેસ વધુ અસરકારી યુદ્ધ આપી શકે તો તમારી ઇચ્છા પ્રમાણે હું વર્તતો થઇ જઇશ. તો જે કાંઇ માગું છું,.તે એટલું જ છે કે આવી કટોકટીની પળે તમે અને કોંગ્રેસ ઊભા રહો અને સ્વરાજની લડત પાછી ચાલુ કરો. આત્મબલિદાન દ્વારા જો રાષ્ટ્રનું ધ્યેય સધાતું હોય તો હું ભારપૂર્વક અને ગંભીરપણે આપને જણાવું છું કે આત્મવિલોપન માટે હું તૈયાર છું, હું માનું છું કે આટલું કરી શકવા પૂરતો હું મારા દેશને ચાહું છું

......અંતમાં મારા જેવા બીજા ઘણાયે રાજકોટ કરારની કલમો પ્રત્યે બહુ ખુશી થયા નથી. આપણે અને રાષ્ટ્રવાદી અખબારોએ એને મોટો વિજય ગણ્યો છે. પરંતુ આપણે લાભ કેટલો મેળવ્યો છે? સર મોરિસ નથી આપણા માણસ કે નથી સ્વતંત્ર પ્રતિનિધિ. એ તો છે સરકારી આદમી. એને ન્યાયાધીશ બનાવવામાં શું વજૂદ છે? અમને આશા છે કે એમનો ચુકાદો આપણી તરફેણમાં આવશે. પણ ધારો કે આપણી વિરૂદ્ધ એમણે ચુકાદો આપ્યો તો આપણી શી સ્થિતિ ?

......મારો પત્ર અતિ લાંબો થવાથી અહીં જ ટુંકાવું. તમને ભૂલભરેલું લાગે એવું કંઇ કહેવાયું હોય તો ક્ષમા કરશો એમ આશા રાખું છું. હું જાણું છું કે સાચેસાચું ને ખુલ્લું કહી દેનારા લોકો તમને ગમે છે. ને એટલે જ આવો, નિખાલસદિલથી ને લાંબો પત્ર લખવાની હિંમત બીડી છે.

હાર્દિક પ્રણામ.

સહૃદયી,
સુભાષ.

નવી દિલ્હી, ૨-૪-૧૯૩૯

વહાલા સુભાષ,

તમે ખરેખર નિખાલસ દિલવાળા છો અને ચોખ્ખી રીતે તમારા મત બતાવનારા તમારા પત્રો મને ગમે છે.

જે વિચારો તમે દર્શાવ્યા છે તે બીજાથી અને મારાથી એટલા બધા જુદા પડે છે કે તેમાં એકતા સ્થાપી શકાય એવું મને લાગતું નથી. મારું તો માનવું છે કે દરેક વિચારસરણીમાં માનનાર નિર્ભેળ રીતે પોતાનો મત રાષ્ટ્ર આગળ મૂકે અને પ્રમાણિકપણે જ જો આમ થાય તો આંતરવિગ્રહમાં પરિણમે એવી કટુતા આપણામાં શા માટે ઊભી થાય તે મને સમજાતું નથી.

આમાં જે ભૂંડું છે તે આપણી વચ્ચેનો વિરોધ નથી પણ એકમેક પ્રત્યે માન અને વિશ્વાસની ઉણપ છે તે છે. સમય જ માત્ર આનો ઉકેલ આણશે. આપણામાં જો ખરેખરી અહિંસા હશે તો આંતરવિગ્રહ થવાનો જ નથી પછી કડવાશ તો રહેને જ ક્યાંથી?

આ બધી વાત ધ્યાનમાં લેતાં મારો એવો મત છે કે તમારી જ વિચારપદ્ધતિની પ્રતિનિધિરૂપ એક કારોબારી સમિતિ એકદમ ઊભી કરો, તમારો ચોક્કસ કાર્યક્રમ ઘડી કાઢો અને અખિલ હિંદ મહાસમિતિની આવતી બેઠક સમક્ષ તે મૂકો. સમિતિ જો એ કાર્યક્રમ સ્વીકારે તો પછી ઘેરાયેલા વાદળ વીખરાઈ જવાના છે અને લઘુમતિના વિક્ષેપ વિના તે કાર્યક્રમને અમલમાં મૂકી શકાવાનો છે. બીજે પક્ષે જો તમારો કાર્યક્રમ મંજૂર ન થાય તો તમારે રાજીનામું આપવું ને સમિતિને પોતાનો પ્રમુખ પસંદ કરવા દેવો. આમ થતાં તમારી કાર્યપ્રણાલી પ્રમાણે દેશને દોરવાને તમે છૂટા થશો. પંડિત પંતનો ઠરાવ છતાં આ સલાહ હું આપું છું.

......મારી પ્રતિષ્ઠાનો તો સવાલ જ રહેતો નથી. એને તો એની પોતાની સ્વતંત્ર કિંમત છે મારા હેતુ પરત્વે શંકા ઊઠે કે દેશ મારી પદ્ધતિ કે કાર્યક્રમ નામંજૂર કરે તો એ પ્રતિષ્ઠા જવી જ જોઈએ. દેશના કરોડોની સમગ્ર લાયકાતથી ભારતવર્ષ ચડશે કે પડશે. ગમે તેવી મોટી વ્યક્તિઓ હોય પણ કરોડોનું પ્રતિનિધિત્વ ન સંભાળી શકે તો એમની કશી કિંમત નથી. એટલે એ વાતને તો આપણે ગણનામાં જ લેવી જોઈએ નહિ

દેશ અત્યારે કે તેટલો અહિંસક પહેલાં કદી નહોતો એ તમારી માન્યતાથી હું સાવ જુદો પડું છું. શ્વાસ લઉં છું ને હવામાં મને હિંસાની ગંધ આવે છે.

પણ આ હિંસાએ એક સૂક્ષ્મ રૂપ ધારણ કર્યું છે. અન્યોન્ય માટેનો આપણો અવિશ્વાસ હિંસાનું એક ભૂંડું સ્વરૂપ છે. હિંદુ અને મુસલમાનને જુદા પાડનારી ખીણ પણ આ જ બનાવે છે. આવા ઘણાયે દાખલા હું આપી શકું એમ છું.

પણ મેં તમને કહ્યું તેમ હું તો વૃદ્ધ થયો છું. કદાચ બીકણ અને વધારે પડતો સાવધાન રહેતો હઈશ. પરંતુ તમારી સામે તો જુવાની ને જુવાનીમાંથી જન્મતો બેફામ આશાવાદ પડ્યાં છે. ઇચ્છું કે તમે સાચા હો, હું ખોટો ઠરું. હું તો ચોક્કસ માનું છું કે આજે જે સ્થિતિમાં કોંગ્રેસ છે તે પ્રમાણે કોંગ્રેસ કોઈપણ પગલું ભરી શકે નહિ ને સવિનયભંગ નામે ઓળખાતી કોઈ લડત પણ આપી શકે નહિ. તેથી તમારી ભવિષ્યવાણી સાચી પડે એમ હોય તો હું તો હરોળમાં પાછળ પડી ગયો છુ ને સત્યાગ્રહના સરસેનાપતિ તરીકે તો મારો ખેલ પૂરો કરી ચૂક્યો છુ.

રાજકોટના નાના પ્રસંગનો તમે ઉલ્લેખ કર્યો એથી રાજી થયો છું. જુદા જુદા દૃષ્ટિબિંદુથી આપણે પ્રસંગોને કેવી રીતે નિહાળીએ છીએ એ વાત આથી બહાર તરી આવે છે. એના સંબંધી મારે લગીરે શોક કરવાનો રહેતો નથી. મને તો લાગે છે કે આ પ્રસંગનું રાષ્ટ્રીય મહત્ત્વ ઘણું જ મોટું છે. રાજકોટને કારણે કંઇ મેં બીજા રાજ્યોમાંના સવિનયભંગને પાછો ખેંચી લીધો નથી પણ રાજકોટે મારી આંખ ઉઘાડી, એણે મને રસ્તો બતાવ્યો. સ્વાર્થને કારણે હું કંઈ દિલ્હીમાં પડી રહ્યો નથી. વડા ન્યાયાધીશના ચુકાદાની રાહ જોતો મરજી–વિરુદ્ધ હું અહીં પડી રહ્યો છું. છેલ્લા-મારા પરના તારમાં વાઈસરૉયે કરેલી જાહેરાત પાળવા માટે કંઈ પણ પગલાં ભરાય ત્યાં સુધી દિલ્હીમાં રહેવાની હુ મારી ફરજ સમજું છું. કોઇ પણ જાતનું હું જોખમ ખેડવાનો નથી. સાર્વભૌમ સત્તાને પોતાની ફરજ બજાવવાનું જો મેં આમંત્રણ આપ્યું હોય તો આ ફરજ પૂરેપૂરી બજાવાય ત્યાંસુધી મારે દિલ્હીમાં રહેવું જ પડે. ઠાકોર સાહેબે જેના અર્થ વિષે શંકા પ્રદર્શિત કરી તે દસ્તાવેજને તપાસવા માટે વડા ન્યાયાધીશની નિમણૂક થવાથી કશું ખોટું થયું હોય એમ મને લાગતું નથી. તેમાં વળી વડાન્યાયાધીશ તરીકે મોરિસ ગ્વાયર દસ્તાવેજ જોનાર નથી પરંતુ વાઇસરૉયે વિશ્વાસ મૂકેલા એક અનુભવી ન્યાયાધીશ તરીકે એ જોશે. વાઇસરૉયે નિમેલી વ્યક્તિને ન્યાયાધીશ તરીકે મંજૂર કરવામાં મને લાગે છે કે મેં ડહાપણ અને ઉદારતા તો બતાવ્યાં જ છે ઉપરાંત વધુ અગત્યનું તો એ છે કે આમ કરવામાં વાઇસિરૉયની જવાબદારી મેં વધારી દીધી છે.

આપણા બને વચ્ચેના અતિ તીવ્ર મતવિરોધની આપણે ચર્ચા કરી છે છતાં હું ચોક્કસ માનું છુ કે આથી આપણા અંગત સંબધમાં લેશમાત્ર પણ બાધ આવનાર નથી. જો એ સંબંધ હાર્દિક હશે–ને હું માનું છું કે એ પ્રમાણે છે જ–તો આ ઉગ્રવિરોધનો ભાર તે સહન કરશે જ. સપ્રેમ,

બાપુ.

નવી દિલ્હી, ૧ છ એપ્રિલ ૧૯૩૯.

પત્રોનો સપૂર્ણ પ્રત્યુત્તર ટપાલદ્વારા વાળ્યો. પંડિત પંતનો ઠરાવ છતા ય મારી એ સલાહ છે અને વિચારની બે શાખાઓના અતિઉગ્ર સામસામા વિરોધને ધ્યાનમા લેતાં, હવે પછી તમારે તમારી કાર્યપદ્ધતિના સંપૂર્ણ પ્રતિનિધિત્વવાળી કાર્યવાહક સમિતિ રચવી. તમારી કાર્યપદ્ધતિ અને તમારો કાર્યક્રમ ઘડી કાઢી તેને જાહેર કરો ને તે અખિલ હિંદ મહાસભા સમિતિને પહોંચાડો. બહુમતિ તમારી તરફેણમા હોય તો કોઇ પણ જાતના વિક્ષેપ વિના તમારું કાર્ય અમલમા મૂકી શકશો. બહુમતિની સંમતિ ન મળે તો રાજીનામું આપો અને અખિલ હિંદ મહાસમિતિને એના નવા પ્રમુખને ચૂંટી કાઢવા દો. પ્રમાણિકતા અને નેકદિલી હશે તો આંતરવિગ્રહની ધાસ્તી નથી.

સપ્રેમ,

બાપુ.

જીલગોરા–૬ઠ્ઠી એપ્રિલ ૧૯૩૯.

'વહાલા મહાત્માજી,

......કારોબારીની રચના માટે તમે આપેલી સલાહને બહુ જ ધ્યાનપૂર્વક વિચારી રહ્યો છું. મને લાગે છે કે તમારી સૂચના એ નિરાશાની સૂચના છે એકતાની બધી આશા પર એ પાણી ફેરવે છે. કોગ્રેસને ભાગલામાંથી એ નીતિ નહિ બચાવે–ઊલટુ એવા ભાગલા સામે રસ્તો ચોખ્ખો થઇ જશે. અત્યારની પરિસ્થિતિમા એક જ વિચારસરણીવાળી કારોબારી રાખવી એટલે બીજા બધા પક્ષોને જાકારો આપવો, આ શુ ભયંકર જવાબદારી નથી? તમને શુ ચોક્કસ લાગે છે કે સાથે રહી એકરાગી કામ નહીં જ થઇ શકે? અમારી વાત કરીએ તો અમને તો એવુ કંઇ જ લાગતું નથી. એક ધ્યેયની સાધના અર્થે હાથ મિલાવવા અને 'ભૂલી જાઓ ને માફ કરો'ની પદ્ધતિ અખત્યાર કરવા અમે સપૂર્ણ તૈયાર છીએ. માનભર્યું સમાધાન આણવા અમારી દૃષ્ટિ તમારી પર જ ઠરે છે. મેં તો ક્યારનું યે લખી દીધું છે, તમને વાત પણ કરી દીધી છે, કે કોંગ્રેસની આજની રચના જોતા, અને નજીકના ભવિષ્યમા એમા મહત્ત્વનો ફેરફાર

થવાની શકયતા ન હોવાને લીધે, સુવર્ણ માર્ગ તો એક જ છે કે એક સર્વપક્ષી કારોબારી રચાય. બને તેટલા બધા જ પક્ષોનું તેમાં પ્રતિનિધિત્વ સચવાય.

...તમારા પત્રોમાં બંને પક્ષોના 'અતિ તીવ્ર મતવિરોધ'નો ઉલ્લેખ છે. તમે મુદ્દો વિશદ કર્યો નથી ને તમે ઉલ્લેખ કરો છો તે સ્થિતિ કાર્યક્રમના પાયા પર રચાઈ છે કે વ્યક્તિગત સંબંધો પર તે પણ એમાંથી ચોખ્ખું થતું નથી. મારા વિચાર પ્રમાણે તો વ્યક્તિગત સંબંધો પસાર થતાં દૃશ્ય જેવાં છે, ક્ષણજીવી છે. આપણે લડીએ ઝગડીએ પણ વિરોધ ભૂલી જઈ એક પણ બની શકીએ. દાખલા તરીકે હમણાંના મહાસભાના ઇતિહાસમાંથી સ્વરાજ પક્ષનો બનાવ લ્યો. મને ખબર છે ત્યાંસુધી, વિરોધના થોડા સમય પછી, તમારી સાથેના દેશબંધુના ને પં. મોતીલાલજીના સંબંધો મીઠા બન્યા હતા.

......હવે પંડિત પંતના ઠરાવ પર આવું. એ ઠરાવના અગત્યના ભાગમાં–છેલ્લા ભાગમાં–બે મુદ્દા છે. પ્રથમ તો કારોબારીએ તમારો વિશ્વાસ–અતૂટ વિશ્વાસ–મેળવવો જોઇએ. બીજું, એની રચના તમારી ઇચ્છા પ્રમાણે થવી જોઇએ. અ થી જો તમે એકરાગી કારોબારીની સલાહ આપો ને એ પ્રમાણે કારોબારી રચાય તો જ કોઈ એમ કહી શકે કે કારોબારી 'તમારી ઇચ્છા પ્રમાણે રચાઈ' શકી છે. પણ એથી એમ કહી શકાય કે એ તમારો વિશ્વાસ ધરાવે છે? અખિલ હિંદ મહાસમિતિની બેઠક વખતે ઊભો થઇને શું હું સભ્યોને કહી શકીશ કે તમે એકરાગી કારોબારી રચવાની સૂચના કરી છે અને નવી કારોબારી તમારો વિશ્વાસ ધરાવે છે? બીજે પક્ષે, તમારો વિશ્વાસ ન ધરાવતી હોય એવી કારોબારીની રચનાની તમે સૂચના આપો તો પંતના ઠરાવને અમલમાં મૂકયો કહી શકાય? તમારી પોતાની જ દૃષ્ટિએ તમે એ સાચું કરી રહ્યા છો? પ્રશ્નની આ બાજુ વિચારવાની હું આપને વિનંતી કરું છું. પંતના ઠરાવનો મર્મ તમે ગ્રહણ કરો તો નવી કારોબારીના સંબંધમાં તમારી ઇચ્છા જ માત્ર જણાવવા ઉપરાંત, સાથે સાથે, તમારો વિશ્વાસ પણ ધરાવતી હોય એવી કારોબારીની રચના માટે તમારે સલાહ આપવી રહી.

સહૃદયી
સુભાષ.

રાજકોટ ૧૦ મી એપ્રિલ

વહાલા સુભાષ,

......જુદાઈની ખીણ એટલી બધી પહોળી છે, શંકા એટલી બધી ઊંડી છે કે મેળ જમાવાય એવું કશું હું જોતો નથી. મને એક જ રસ્તો જડે છે. મતભેદ માન્ય કરવો અને દરેક પક્ષને પોતાની રીતે કામ કરવા દેવું.

પ દિન પંતના ઠરાવનો અર્થ હું નથી કરી શકતો. જેમ જેમ એનો અભ્યાસ કરતો જાઉં છું તેમ તેમ મને એ પ્રત્યે વધુને વધુ અણગમો થતો જાય છે. એ ઠરાવના વિધાયકોનો ઉદ્દેશ બરાબર હતો, પણ તેમા આજની મુશ્કેલીનો જવાબ નથી. એટલે તમે તમારો પોતાનો અર્થ ઘટાવો અને લગીરે અચકાયા વિના એ પ્રમાણે કરતા મારો.

તમારા પર કારોબારી ઠોકી બેસાડી શકુ નહિ એમ કરીશ પણ નહિ જેમ તમારે માથે હુ કાઈને ઠોકી બેસાડું નહિ તેમ તમારી કારોબારી અને તમારી કાર્યપદ્ધતિને અખિલ હિંદ મહાસમિતિ મંજૂરી આપશે જ એવી ખાતરી પણ આપી શકું નહિ એનો અર્થ દબાણ થાય મહાસમિતિના સભ્યો જ પોતાની વિવેકબુદ્ધિ ભલે વાપરે તમને જો મન ન મળે તો બહુમતિના મતને બદલી નાખવા સુધી વિરોધપક્ષના નેતા બની પ્રયાસ કરજો.

તમે નથી જોતા કે આપણે બને આ એક જ વસ્તુને પ્રમાણિકપણે જુદી જુદી દૃષ્ટિથી જોઈએ છીએ અને વિરોધી ફલિતાર્થો કાઢીએ છીએ? રાજકારણના મંચ ઉપર આપણે કેવી રીતે એક થઈ શકીએ? આપણે સંમતિપૂર્વક અહીં જુદા પડીએ. ને સામાજિક, નૈતિક અને સુધરાઈના મંચ ઉપર આપણે ભેગા મળીએ. અધિક ને આમા હુ ઉમેરતો નથી કારણ, આપણે જોયું છે કે એ મંચ ઉપર પણ આપણે વિચારોમા એકમત થઈ શકતા નથી

મારુ તો મતવ્ય એવું છે કે આપણી પોતપોતાની રીતે જ જો કાર્ય કરીશુ તો અસગત તત્વો ઉપર લાદી બેસાડવામા આવેલા, સમાન કાર્યક્રમ અને સમાન કાર્યપદ્ધતિ પર કામ કરનાર વિભિન્ન પક્ષો કરતા, દેશની વિશેષ સેવા સાધી શકીશુ

એક વાત કહેવાની ભૂલી જાઉં છુ. તમારા વિરોધમાં મને કોઈએ ખડો કરી દીધો નથી. સેગાવમાં મે તમને જે કાંઈ કહ્યુ તે માત્ર મારા વ્યક્તિગત નિરીક્ષણ પરથી જ હતું પુરાણા કાર્યકરોમા કોઈ પણ વ્યક્તિ અંગત દુશ્મનના રૂપમા તમારી સામે છે એવુ જો તમે માનતા હો તો એ તમારી ભૂલ છે

સપ્રેમ,
બાપુ.

૯]

## આમરણાંત ઉપવાસ

લાંબા પત્રવ્યવહારનું કશું પરિણામ આવ્યું નહિ. સુભાષબાબુ એકતા ઇચ્છતા હતા. એમની કલ્પના એવી હતી કે એકતા સ્થાપીને જેમ બને તેમ જલદી બ્રિટિશ સલ્તનત ઉપર પ્રહાર કરવા માટે કોંગ્રેસે તત્પર થઈ જવું. તેઓ પ્રમુખપદનો શોખ ધરાવતા હતા એમ તો એમના દુશ્મનો પણ માની શકે એમ નથી. ગાંધીજી સાથેના મતભેદનો મુખ્ય મુદ્દો જ, પરિસ્થિતિની તુલનાનો સંબંધી હતો. ગાંધીજી માનતા હતા કે દેશ લડવા તૈયાર નથી, સુભાષબાબુ એમ માનતા નહોતા. તેઓ બ્રિટનને આખરીનામું આપી છેલ્લી લડાઈ લડી લેવા ઇચ્છતા હતા.

એ વખતે હિંદની પરિસ્થિતિ એવી હતી—અને આજે પણ એ પરિસ્થિતિમાં કશો ફેર પડ્યો હોય એમ જણાતું નથી—કે ગાંધીજી નેતૃત્વ લે તો જ સવિનયભંગ અને સત્યાગ્રહની લડત લડી શકાય. જનતા એમના નામ ઉપર ભવ્ય બલિદાનો આપવા તત્પર થાય. સુભાષબાબુનો પ્રભાવ એ વખતે એટલો નહોતો જ કે તેઓ પોતાની જવાબદારી ઉપર લડત શરૂ કરી શકે. સુભાષબાબુ આ જાણતા હતા એટલે જ તેઓ ગાંધીજીનો સાથ ઇચ્છતા હતા. ગાંધીજી અને એમની વચ્ચે મેળ ન બેઠો અને પરિસ્થિતિએ પલટો લીધો. તા. ૨૮મીએ કલકત્તામાં મહાસમિતિની બેઠક મળી અને અતિ ઉગ્ર વાતાવરણ વચ્ચે સુભાષબાબુએ પ્રમુખપદનું રાજીનામું આપ્યું.

એ પછીનો કાળ કોંગ્રેસ અને એમની વચ્ચેનું અંતર વધવામાં પસાર થયો. સુભાષબાબુએ ફોરવર્ડ બ્લૉકની સ્થાપના કરી અને પોતાની યોજનાઓ એ દ્વારા અમલમાં મૂકી. સમય જતાં કોંગ્રેસને એમની પ્રવૃત્તિ શિસ્તભંગ રૂપ લાગી. આવું બધું બન્યું, પરંતુ આઝાદી પ્રાપ્ત કરવાની તેમની તમન્ના તો ઉત્તરોત્તર ઉગ્ર બનતી જ ગઈ. કલકત્તામાંથી હોલવેલનું પૂતળું ખસેડવાનું આંદોલન શરૂ

થયું. ફોરવર્ડ બ્લોકના મુખપત્રમાં છપાયેલા એક લેખના બહાના નીચે સરકારે એમને પકડ્યા ને ફરીને એમને જેલમાં ગોંધી દીધા.

આ જેલ એમને ભારે અન્યાયકારી લાગી. થોડા સમય પછી એટલે કે ૧૯૪૦ના નવેંબરમાં એમણે આમરણાંત ઉપવાસ ઉપર જવાનો નિશ્ચય કર્યો અને બંગાળના ગવર્નર, વડાપ્રધાન અને બીજા પ્રધાનોને પોતાનો એ નિશ્ચય એક ઐતિહાસિક પત્રદ્વારા જણાવ્યો. એ પત્રનો મહત્ત્વનો ભાગ નીચે આપ્યો છે.

"યાદ કરીને મારા પોતાના કેસ માટે આજે હું બધું કહી દેવાનો છું. ને મારા જીવનમા અતિ મહત્ત્વનું નિર્ણાયક પગલું ભરવા માટે ઊંડા અંતરમાંથી મને જે દબાણ થયા કરતું હતું તે પણ ચોખ્ખા શબ્દોમાં કહી દેવા માગું છું.

તમારા હાથે મને ન્યાય મળે એવી આશા હવે લગીરે રહી નથી. ને એટલે જ મારે આપને માત્ર બે જ વિનંતીઓ કરવાની રહે છે-બીજી આ પત્રને અંતે આવશે.

મારી પ્રથમ વિનંતી એ છે કે મારો આ પત્ર સરકારી દફતરખાનામાં સચવાઈ રહે, જેથી કરીને ભવિષ્યમાં તમારા પછી હોદ્દા પર આવનાર મારા દેશબાંધવોને એ ઉપયોગી થઈ પડે. એમાં તો છે મારા દેશબાંધવો કાજે સંદેશો ને એટલે જ એ એક રાજકીય દસ્તાવેજ બની રહે છે....

અત્યાર સુધી ખુલ્લી રીતે અન્યાયી અને બીનકાયદેસર ઘણું થયું છે. મારા દિલને તો આ વિચિત્ર વર્તાવ માટે એક જ ખુલાસો નજરે પડે છે: ન સમજાય તેવા કારણોને લીધે મારા પ્રત્યે સરકારે અખત્યાર કરેલી દેખીતી વેરવૃત્તિ જ આના કારણરૂપ છે. આવી પડેલી આવી કટોકટીની પળે મારે કયું પગલું ભરવું તે માટેનો છેલ્લા બે કરતાં વધુ માસથી સતત રીતે, મારા આત્માની એરણ પર એક જ પ્રશ્ન અથડાયા કર્યો છે.

મારી સામે જે આવે છે તેનો સ્વીકાર કરી હું વાતાવરણના દબાણને તાબે થાઉં કે મને જે ગેરકાયદે, અન્યાયી ને અયોગ્ય લાગ્યા કર્યું છે તેનો સબળ સામનો કરું?

બહુ જ ગંભીરપણે વિચાર્યા પછી હું એવા નિશ્ચય પર આવ્યો છું કે વાતાવરણને તાબે થવાનો માર્ગ વિચારવા જેવો જ નથી. અન્યાય કરતાં અન્યાયને તાબે થવા જેટલો વધુ ભયંકર ગુનો બીજો નહિ હોય. હવે બાકી રહે છે પડકારનો માર્ગ!

હા, આમ તો અત્યાર સુધી સામનો કરતોજ આવ્યો છું અને પડકારવાના બધા જ રાહ હું લઇ ચૂક્યો છું.

સભામંચ પરથી ને પત્રોમાં આંદોલનો જગાવવાં, સરકાર પર પ્રતિનિધિમંડળો મોકલવાં, ધારાસભામાં માગણી કરવી, કાયદેસર ઔપચારિક માર્ગે જ બધુ કરવુઃ શુ આ બધા પ્રયત્નો નથી કરવામાં આવ્યા? હવે રહે છે એક કેદીના હાથના છેલ્લા શસ્ત્ર જેવી એક જ પદ્ધતિ—આમરણાંત ઉપવાસ.

આ પગલાની તરફેણ ને વિરુદ્ધની બને સ્થિતિને મે તર્કશાસ્ત્રના કપરા તાપે તાવી જોઈ છે. આમાથી પરિણમતા લાભ ને હાનિનો મેં પૂરતો વિચાર કર્યો છે. આ નક્કર વાતમા માયાજાળ જેવું કશુ હવે રહ્યુ નથી હું સંપૂર્ણ રીતે સભાન છું કે આનું તરતનું પરિણામ તો શૂન્યમાં જ આવવાનું છે—કારણ આવી વિકટ પળે સરકાર તેમ જ સત્તાધારીઓના–વલણથી હુ પૂરો વાકેફગાર છું, ટેરેન્સ મેકસ્વીની અને જતીન્દ્રદાસના અમર કિસ્સાઓ અત્યારની ઘડીએ મારી આંખ સામે તરે છે. પલટો કરાવી શકાય એવુ હૃદયતંત્ર જ સરકારને હોતું નથી. પ્રતિષ્ઠાનો ખોટો ગર્વ એ તંત્ર રાખે છે.

આજના આવા સંજોગોમા જીવવુ મારે માટે શકય નથી ગેરવર્તણૂક ને અન્યાય સાથે સમાધાન સાધી જાત વેચવાનુ માન સ્વભાવમા નથી આવી કિંમત આપવા કરતા તો ભલે આ જિંદગીનો અંત આવે. મને જેલમા જ રાખવાનો જ્યારે સરકારે નિશ્ચય કર્યો છે ત્યારે મારો જવાબ આ છેઃ મુક્તિ અથવા મૃત્યુ. હા, આથી તાત્કાલિક લાભ નહિ મળે પરંતુ બલિદાન કદી યે વ્યર્થ જતુ નથી ઊલટુ બલિદાન તેમ જ યાતના દ્વારા જ કોઇ પણ ધ્યેય પોષાય છે અને તેનો ફેલાવો થાય છે. શહીદના રક્તબિંદુમા જ ધર્મના બીજ રહેલાં છે એ અમરવિધાન તો પ્રત્યેક જમાનામા ને પરિસ્થિતિમ મળ્યુ છે.

આ ફાની દુનિયામા દરેકનો નાશ થાય છે ને થશે માત્ર વિચાર ધ્યેય અને સ્વપ્નો જ અમર રહેશે. કોઈ પણ એક સિદ્ધિ અર્થે ભલે એક વ્યક્તિ મરે પણ એ ધ્યેય, એના મરણ બાદ હજારો પ્રાણમા પ્રગટ થશે એક જમાનાના વિચાર ને સ્વપ્નો બીજાને વારસામા મળે છે યાતના અને બલિદાનના દૈવી તત્ત્વ વડે જ કોઇ પણ ધ્યેયની સિદ્ધિ થઇ શકે છે.

એક ધ્યેય ખાતર કોઈ વ્યક્તિ જીવે અને અંતે પ્રાણાર્પણ કરે તો તેને માટે આથી વિશેષ બીજો કયો આનંદનો વિષય હોઇ શકે? અપૂર્ણ રહેલા પોતાના ધ્યેયમાથી એનો પ્રાણ બીજા નવા પ્રાણ સર્જશે એવા ભાનથી વધુ કયો આત્મસંતોષ સંભવી શકે? ગિરિશૃંગો ને કંદરાઓ અને બૃહદ્ સપાટી

૫

ઓળંગીને રાષ્ટ્રના ખૂણે ખૂણે તેમ જ જળરાશીમા વીંધીને દૂર દૂરના દરિયાપારના દેશો સુધી પોતાનો સંદેશો અચૂક પહોંચશે એવી ખાતરીવાળો આત્મા વિશેષ શી ફળપ્રાપ્તિ વાંછી શકે ? પોતાના ધ્યેયની વેદી પર પ્રશાંત પ્રાણાર્પણથી વધારે આ ખવાતી જતી જિંદગી શું સિદ્ધ કરી શકવાની હતી ?

આમ ચોખ્ખું જ છે કે યાતના અને બલિદાનથી કોઇને ગુમાવવાપણું રહેતુ નથી. પંચમહાભૂતના બનેલા શરીરને ગુમાવવાનો વ્યક્તિને મોટામાં મોટો બદલો મળવાનો છે. અમર જિવનનો એ અધિકારી બને છે. ને આ છે આત્માનું સંક્રમણ. સારાયે રાષ્ટ્રને જીવાડવા કાજે વ્યકિતએ મરવું જ ઘટે. ભારતી જીવે, સ્વતંત્ર બને ને એનો ધ્વજ ફરકતો થાય એ માટે આજે હું ભલે મૃત્યુ પામું.

મારા દેશબાંધવોને તો એક જ સંદેશ છે—'ભૂલો નહિ કે ગુલામ રહેવું એ માનવી માટે મોટામાં મોટો શાપ છે. ભૂલો નહિ કે અન્યાય અને ગેરવર્તણૂક સાથેનું સમાધાન એ અતિ ભયંકર ગુનો છે. દુનિયાનો કાયદો યાદ કરો—त्यक्तेन भुञ्जिथाः 'ત્યાગ કરીને ભોગવ,' યાદ રાખો કે અન્યાય સામેનું યુદ્ધ એ મોટામાં મોટો સદ્‌ગુણ છે.

આજની સરકારને તો હું એટલું જ કહીશઃ અન્યાય અને કોમીવાદને રસ્તે પળેલા, ભાનવિનાના તમારા તંત્રોને રોકો. પાછા ફરવાનો હજી સમય છે. તમે ફેંકેલુ શસ્ત્ર તમારા પર જ હુમલો ન કરે તે જોજો.

કહેવાનું મેં કહી દીધું છે. મારી બીજી અને છેલ્લી વિનતીઃ શાંતિથી આવતા મારા મૃત્યુમાં બળજબરીથી અંતરાય લાવશો નહિ ટેરેન્સ મેકસ્વીની, જતીન્દ્રદાસ કે મહાત્મા ગાંધી કે ૧૯૨૬ના એવાજ અમારા પોતાના પ્રસંગે, સરકારે ઉપવાસમાં વિક્ષેપ નાખ્યા નહોતા. ઇચ્છું છું કે આ વેળા પણ સરકાર એમ જ કરે...નહિ તો...બળાત્કારે મને ખવડાવવામાં આવશે તો ગમે તેવું વિઘ્નંશકારી અને ભયપ્રેરક પરિણામ આવે છતાં ય મારામાં રહેલા બધા બળથી હું એનો પ્રતિકાર કરીશ.

૧૯૪૦ના નવેંબરની વીસમી તારીખથી હું આમરણાંત ઉપવાસ પર ઉતરું છું.''

સુભાષબાબુના આ પત્રે સરકારની સ્થિરતા ડોલાવી દીધી. આ સ્થિતિનો ભાર ઝીલવાની એ શકિત ધરાવતી નહોતી, એ છતાં થોડા દિવસ સુધી તો બેપરવાઈ દાખવી. પરંતુ ઉપવાસનો ખરેખર આરંભ થયો ત્યારે સરકાર એ જીરવી શકી નહિ અને એમને જેલમુક્ત કર્યા.

આગળનાં ખંડોમાં આ સમયનું સુભાષબાબુનું માનસ આપણે વધુ સારી રીતે એમના પોતાના જ શબ્દોમાં જાણી શકીશું

## [૧૦]

## વતનત્યાગ

જેલમુક્તિની સાથે સુભાષબાબુના જીવનનો એક તબક્કો પૂરો થયો અને તે પછી અતિ રોમાંચક અને ભવ્ય તબક્કો શરૂ થયો. સુભાષબાબુએ આજે ચાલીશ કરોડ હિંદીઓના હૈયામાં જે ઉચ્ચસ્થાન પ્રાપ્ત કર્યું છે તેની પાછળ એમના જીવનના બીજા તબક્કાની અસર બળવાન છે. પરંતુ સુભાષબાબુને સાચી રીતે સમજવા માટે એમના ઘડતરનો કાળ અને એમનું માનસ સમજવું બહુ આવશ્યક છે. પાછલા પ્રકરણોમાં એ માનસઘડતર ઉપર આપણે દૃષ્ટિ ફેંકી ગયા.

જેલમાંથી છૂટયા પછી સુભાષબાબુ ખાસ કોઇ પ્રવૃત્તિમાં પડયા નહિ. કોંગ્રેસપ્રમુખ મૌલાના અબુલકલામ આઝાદ સાથે થોડી ચર્ચામાં તેઓ ઉતર્યા: પણ સીધા રાજકારણમાં આવ્યા નહિ. થોડા દિવસ વીત્યા પછી તેઓએ મૌન અને એકાંતવાસ સ્વીકારી લીધાં. એમનો ઘણોખરો સમય ધ્યાન અને ચિંતનમાં જવા લાગ્યો. કુટુંબીજનો, મિત્રો, અને કાર્યસાથીઓને એમના આ પરિવર્તનમાં સહેજ આશ્ચર્ય થતું હતું, પરંતુ સહુ કોઇને ખબર હતી કે સુભાષબાબુનું અંતર આધ્યાત્મિક ભાવે રંગાયલું છે. સુભાષબાબુ મહાન ક્રાંતિકારી હોવા છતાં સદાયે એક આસ્તિકની પેઠે ઈશ્વર પ્રત્યે શ્રદ્ધા રાખનાર રહ્યા છે માતાએ સિંચેલા ધાર્મિક સંસ્કારો જીવનની કોઈ પણ પળે ભૂંસાયા નથી. સૌએ માન્યું કે સુભાષબાબુ હવે ધર્મ તરફ ફરીને વળતા જાય છે. બંગાળના ક્રાંતિકારોએ એવો માર્ગ અગાઉ ખેડયો પણ હતો. અરવિંદ ઘોષ એ માર્ગના નેતા હતા.

પરંતુ એક દિવસ, આખું જગત ચોંકી ઉઠે એવા સમાચાર સરકારી યાદી દ્વારા પ્રગટ થયા. સુભાષબાબુ એમના ઓરડામાં હતા નહિ! પ્રસિદ્ધ થયેલા સમાચારો અનુસાર છેલ્લા કેટલાક દિવસથી તેઓ પોતાના ઓરડામાં કોઈને આવવા દેતા નહોતા, કોઇને મુલાકાત આપતા નહોતા, કુટુંબીઓ

સુદ્ધાં તેમનો સંસર્ગ રાખી શકતા નહોતા. સુભાષબાબુના અદશ્ય થવાના સમાચાર પ્રગટ થયા તે દિવસે હિંદુસ્તાનનો—તા. ૨૬મી જાન્યુઆરીનો—સ્વાતંત્ર્યદિન હતો.

કેટલાક એમ માન્યું છે કે સુભાષબાબુ તા. ૨૬મીએ ઘર છોડી ગયા. પરંતુ એમના ગયા પછી જે હકીકતો પ્રગટ થઇ છે તે બતાવે છે કે તેઓએ તા. ૨૬મીએ નહિ પરંતુ તે પહેલાં ઘણા દિવસે ઘરનો ત્યાગ કર્યો હતો. આનો અર્થ એ થયો કે તેઓ કોઇ નિશ્ચિત સ્થળે પહોંચી ગયા તે પછી જ તેમના અદશ્ય થવાના સમાચાર પ્રસિદ્ધ થવા પામ્યા હતા.

સુભાષબાબુ ક્યાં ગયા હશે એ વિશે પાર વિનાનાં અનુમાનો થવાં લાગ્યાં. એમના કુટુંબીઓ ઉપર આશ્વાસનના સેંકડો સંદેશાઓ છૂટયા. આ વખતે યુરોપમાં યુરોપીય યુદ્ધ ચાલતું હતું. 'દુશ્મનો' અને 'મિત્રો'ના રેડિયો પરથી પણ આ સમાચારને ખૂબ પ્રસિદ્ધિ મળી. અનેક પ્રકારની કલ્પનાઓ થવા લાગી. મોટા ભાગના લોકોએ પહેલે આંચકે તો એમ માન્યું કે તેઓ હિમાલયમાં ચાલ્યા ગયા હશે અને બાળપણમાં લઇને ઊંડી દીધેલો સન્યાસ ફરીને ગ્રહણ કર્યો હશે. જેમ દિવસો વીતતા ગયા તેમ આ માન્યતામાં ફેર પડવા લાગ્યો. હવે એમ મનાવા લાગ્યું કે જાપાની સબમરીન મારફત તેઓ ટોકિયો પહોંચ્યા હશે. ઘણા મહિના પછી બર્લિનના રેડિયો ઉપરથી એમનું વક્તૃત્વવચન હિંદુસ્તાને સાંભળ્યું ત્યારે પણ તે વાત સાચી મનાઇ નહિ. પરંતુ છેવટે સરકારી તંત્રો દ્વારા જ એવી જાહેરાત થઇ કે સુભાષબાબુ ધરીરાજ્યોને મળી ગયા છે, ત્યારે સહુ કોઇને ખાતરી થઇ ગઇ કે કોઇ ને કોઇ માર્ગે સુભાષબાબુ બ્રિટનના જાની દુશ્મનો પાસે પહોંચી ગયા છે. અચાનક ૧૯૪૨ના માર્ચની ૨૮મી તારીખે રોઇટરે એવા સમાચાર પ્રગટ કર્યા કે જાપાનના કિનારા ઉપર એક હવાઈ જહાજ તૂટી પડતાં તેમાં મુસાફરી કરી રહેલા સુભાષબાબુનું મૃત્યુ થયું છે. આ સમાચારે આખા દેશમાં દુઃખનું મોજું ફેલાવી દીધું હતું. પરંતુ તરત જ એ સમાચાર ખોટા હોવાની જાહેરાત થઈ ગઈ હતી તે પછી તો સરકારને અને પ્રજાને પાકી ખાતરી થઈ ગઈ કે સુભાષબાબુ બીજે કોઈ સ્થળે નહિ પણ બર્લિનમાં જ છે.

પણ એ બર્લિન ગયા શી રીતે ને રહસ્ય તો લાંબા કાળ સુધી ઉકલી શકયું નહિ સુભાષબાબુની પ્રવૃત્તિ વિશે પણ હિંદુસ્તાનમાં ઘોર અજ્ઞાન પ્રવર્તતું હતું. એ અજ્ઞાન તો હજુ હમણાં જ દૂર થયું. ક્યાંથી, ક્યે માર્ગે, શી રીતે નાસી ગયા તે વિશે ૧૯૪૫ના અંતમાં કેટલાક અનુમાનો પ્રસિદ્ધ થવા લાગ્યાં સહુથી

પહેના પંજાબના શીખ નેતા માસ્તર તારાસિંગે એ રહસ્ય ઉકેલવાનો પ્રયાસ કર્યો. સુભાષબાબુને હિંદુસ્તાનની બહાર મોકલવામાં પંજાબના કોઈ પ્રધાનનો હાથ હતો એવી વાત બહાર આવી. એ પછી તુરંત છૂટક નિવેદનો આવતા જ રહ્યાં. આ નિવેદનોનો એક બીજા સાથે મેળ મળતો નહોતો. છતાં એટલું તો દેખીતું થતું હતું કે સુભાષબાબુ કોઈ સબમરીન કે કોઈ હવાઈ જહાજ દ્વારા નહિ પરંતુ હિંદુસ્તાનની ઉત્તર પશ્ચિમ સરહદ વીંધીને બહાર ચાલ્યા ગયા છે. ૧૯૪૬ ના જાન્યુઆરીના આરંભમાં આ વિષે વધુ હકીકતો પ્રકાશમાં આવી. કલકત્તાના 'હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ' પત્રના એક ખબરપત્રીએ જણાવ્યું કે હિંદુસ્તાનમાંથી સુભાષબાબુ કઈ રીતે ગયા તે વિષેની માહિતી એમને મદદ કરનાર એક વ્યક્તિ પાસેથી મળી શકી છે.

એ વ્યક્તિના કથનાનુસાર "શ્રી સુભાષચંદ્ર બોઝ ૧૩ ડિસેમ્બર ૧૯૪૦ ને દિવસે મોટર દ્વારા કલકત્તાથી રવાના થઈ બર્દવાન સ્ટેશન ઉપર પંજાબ મેલના સેકંડ ક્લાસમાં બેસી ગયા. શ્રી સુભાષચંદ્ર બોઝે દાઢી વધારી હતી અને ગરદન ઉપર પણ લાંબા કેશ હતા. પેશાવર પહોંચતા સુભાષબાબુ એક પઠાણ જેવા દેખાતા હતા. છ દિવસ સુધી તેઓ પેશાવરમાં રહ્યા અને પછી એક અંગરક્ષક સાથે કાબુલ જવા માટે રવાના થયા. પેશાવરથી પાંચ માઈલ સુધી ટાંગામાં ગયા અને તે પછી એમણે આખી મજલ પગપાળા જ પૂરી કરી.

કાબુલમાં શ્રી બોઝ એક છૂપીપોલિસના હાથમાં સપડાઈ ગયા, પરંતુ ૧૦ રૂની એક નોટ અને ફાઉન્ટન પેન આપી એના હાથમાંથી માંડ માંડ છૂટયા. એ પછી શ્રી બોઝે રુશી સરકાર સાથે સંપર્ક સાધ્યો. પરંતુ રુશી સરકારે કહ્યું કે સોવિયેટ-જર્મન અનાક્રમણ કરારો લગભગ તૂટી જવા આવ્યા છે અને બ્રિટિશ સરકાર તથા સોવિયેટ સરકારની વચ્ચે સમાધાનની વાતો ચાલી રહી છે. આ કારણે સોવિયેટ સરકારે સુભાષબાબુને શરણ આપવાનો ઈન્કાર કર્યો. સોવિયેટ સરકારે એમ પણ કહ્યું કે આ વખતે બ્રિટિશ સરકારને તે કોઈ પ્રકારે નારાજ કરવા ઈચ્છતી નથી.

એક જર્મનને જ્યારે ખબર પડી કે શ્રી બોઝ ભાગવા ઇચ્છે છે ત્યારે તેણે બર્લિનની સાથે તેમનો સંપર્ક સાધી દીધો. એ પછી હવાઈ જહાજ દ્વારા શ્રી બોઝને રશિયાથી બર્લિન પહોંચાડવાની વ્યવસ્થા થઈ ગઈ."

આ પછી લગભગ દસેક દિવસ પછી એટલે કે માર્ચના આરંભમાં લાલા ઉત્તમચંદે 'હિંદુસ્તાન ટાઇમ્સ'માં એક લેખમાળા લખીને સુભાષબાબુના વતનત્યાગ ઉપર મહત્ત્વનો પ્રકાશ ફેંક્યો. લાલા ઉત્તમચંદ કાબુલના એક વેપારી છે. એમના

કથનાનુસાર સુભાષબાબુને એમણે કાબુલમાં આશ્રય આપ્યો હતો અને એમની મદદથી જ તેઓ ત્યાંથી બર્લીન પહોંચી શકયા હતા. લાલા ઉત્તમચંદના લેખો અને ઉપર પ્રસિદ્ધ થયેલા સમાચારો વચ્ચે બહુ ઓછું જ અંતર છે. લાલા ઉત્તમચંદને સુભાષબાબુને મદદ કરવામાં ઘણું સહન કરવું પડયું છે. એક સામાન્ય વેપારી તરીકે તેમની હિંમત બહુ ભારે કહેવાય. લાલા ઉત્તમચંદે સુભાષબાબુને મદદ ન કરી હોત તો....એની કલ્પના થઈ શકતી નથી...તો આઝાદહિંદનું ભવ્ય સ્વપ્ન સર્જાઈ શકત ખરું ?

પણ આ કલ્પનામાં આગળ ન વધીએ અને હકીકતોની પગદંડી ઉપર ચાલ્યા જઈએ.

સુભાષબાબુ કલકત્તાથી કયારે અને શી રીતે નાસી છૂટયા તે ઉપર તો ઉત્તમચંદના લેખો પણ બહુ ઓછો પ્રકાશ પાડે છે. તેઓ 'હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ'ની હકીકતો જેટલું જ માત્ર આપે છે. સુભાષબાબુ કોની સહાયથી કલકત્તામાંથી નીકળ્યા તે સમજી શકાતું નથી. તેમણે રશિયા જવાનો કેમ વિચાર કર્યો તે પણ એક કોયડો છે. એમણે લખનૌના મૌલવીનો વેશ પહેર્યો, ઝિયાઉદ્દિન બની કાબુલમાં આવ્યા વગેરે ઉપરથી એમ ધારી શકાય ખરું કે એમને કોઈ મુસ્લિમે સહાય કરી હશે ? રશિયા જવાની ઇચ્છા ઉપરથી એમ કલ્પી શકાય ખરું કે કોઈ સામ્યવાદીએ સહાય આપી હશે ? સુભાષબાબુ રશિયા શા માટે જવા ઇચ્છતા હતા તે પણ બહુ સ્પષ્ટ થતું નથી. જર્મની અને રશિયા વચ્ચે અનાક્રમણના કરારો હતા છતાં એ બંને દેશો વચ્ચે આદર્શોની ઉગ્ર અથડામણો હતી. એટલું તો તેઓ સમજી જ શકે. જો રશિયા ન જવું હોય તો તેઓ પેશાવરને કાબુલ શા માટે આવ્યા ? આ બધી વસ્તુ ઉપર તો કલકત્તાથી એમને નાસવામાં સહાય કરનાર કોઈ લાલા ઉત્તમચંદ નીકળી આવે ત્યારે જ પ્રકાશ પાડી શકે.

અત્યારે માત્ર એટલું જાણી શકાય છે કે એક ઠંડી રાતે જ્યારે બરફ વરસતો હતો અને ઠંડીમાં બધું થીજી ગયું હતું ત્યારે એક મદદગારની સાથે સુભાષબાબુએ કાબુલમાં પ્રવેશ કર્યો, ત્યાંથી રશિયા જવા માટે ઘણા પ્રયત્નો કર્યા, પણ સફળતા મળી શકી નહિ. એમણે ઝિયાઉદ્દીન નામ રાખ્યું હતું અને તેઓ અસલ કાબુલી જેવા લાગતા હતા. છૂપી પોલિસ એમની પાછળ પડી હતી. સુભાષબાબુ છે એવો વહેમ તો છૂપી પોલિસને પણ નહોતો પરંતુ એક અથવા બીજા કારણે તો એનો ત્રાસ વધતો જતો હતો. આવી સ્થિતિમાં લાલા ઉત્તમચંદની એમણે સહાય લીધી હતી અને લાલા ઉત્તમચંદે

ભારે હિંમત સાથે સહાય આપવાનું સ્વીકાર્યું હતું. એમણે જ ઇટાલિયન એલચી સાથે સંપર્ક સાધી દીધો અને ઘણી ઘણી તકલીફોને અંતે તેઓ રશિયામાર્ગે થઇને બર્લિન પહોંચી ગયા.

અહીં પ્રશ્ન એ થાય છે કે સુભાષબાબુ એમની ઇચ્છા અનુસાર રશિયા પહોંચી શક્યા હોત તો શી સ્થિતિ થાત. લાલા ઉત્તમચંદના કથનાનુસાર સુભાષબાબુ રશિયા જ જવા ઇચ્છતા હતા એમ જણાય છે. જર્મની તરફ થોડી ઘણી નફરત પણ તેઓ બતાવતા હતા. રશિયા જઇને તેઓ શું કરશે તે વિશે જે હકીકત લાલા ઉત્તમચંદે રજૂ કરી છે તે બહુ આકર્ષક નથી. સુભાષબાબુ એમ જણાવે છે કે હું પ્રચાર કરવા ઇચ્છું છું અને મારા દેશને મદદ કરવા ઇચ્છું છું. આમાં ક્યાં ય આઝાદ હિંદ ફોજ જેવી ભવ્ય કલ્પના નજરે પડતી નથી. પરંતુ લાલા ઉત્તમચંદ સાથેની વાતચીત ઉપરથી એટલું જાણી શકાય છે કે રશિયાની સશસ્ત્ર સહાય દ્વારા તે હિંદને સહાય કરવા ઇચ્છતા હતા. આ વિશે લાલા ઉત્તમચંદે કરેલા પ્રશ્નો અને ઉત્તરો આપણે જોઈ જઇએ.

એક વાર લાલા ઉત્તમચંદે સુભાષબાબુને પૂછ્યુંઃ

'મોસ્કો જવામાં તમારો મૂળ આશય શો છે?'

'રશિયા અને જર્મની વચ્ચે તાજેતરમાં જ પરસ્પર આક્રમણ નહિ કરવાના કરાર થયા છે, જર્મની તો બ્રિટનની સાથે લડાઇમાં પડ્યું છે, રશિયાને બ્રિટન શત્રુરૂપ માને છે. એટલે મોસ્કો જઇને હિંદની આઝાદી માટે પ્રચારકાર્ય કરવાનો અવસર આજ છે.'' તેમણે કહ્યું.

''રશિયનો અને જર્મનો વચ્ચે આજે સુલેહ છે ખરી'' ઉત્તમચંદે કહ્યુંઃ ''પણ તે બેની વિચારસરણીમાં આકાશ પાતાળનું અંતર છે. મિત્રાચારીની છાયા હેઠળ તે બેની વચ્ચે લડાઇની તૈયારીઓ નહિ ચાલતી હોય એમ કોણ કહી શકે? અને તેમ થાય તો રશિયનો તમને બ્રિટિશ વિરૂદ્ધ પ્રચારકાર્ય કરવા દેશે?''

'બનવા જોગ છે કે રશિયા અને જર્મની વચ્ચેની મૈત્રી લાંબી ન ટકે. તેઓ વચ્ચે લડાઈ પણ થાય' સુભાષબાબુએ જવાબમાં કહ્યું; ''પણ, રાજકીય પરિસ્થિતિ આજે એટલી ઝડપથી પલટાય છે કે આવતા ચોવીસ કલાકમાં શું થશે તે આપણે કહી શકીએ નહિ. રશિયા અને જર્મની વચ્ચે મિત્રાચારીના કરારો થશે એવી કોઇ કલ્પના પણ ન કરે. પણ પરિસ્થિતિ એમ જ પલટાય છે. જર્મની અને રશિયા વચ્ચે દુશ્મનાવટનો આંતરપ્રવાહ પણ વહેતો હોય તો યે બ્રિટિશો કાંઈ રશિયાના મિત્રો નથી. અને ખાતરી છે કે, બ્રિટિશો સામે રશિયનો મને પ્રચાર કરવા દેશે.'

'પણ માત્ર પ્રચારકાર્યથી હિંદને આઝાદી મળી જશે એમ તમે માનો છો ?' ઉત્તમચંદે પૂછ્યું.

"મને પોતાને તો એમ લાગે છે કે," સુભાષબાબુએ જવાબ આપ્યો: 'જ્યાંસુધી ખૂનખાર બળવો કરીને બ્રિટિશરોને કાઢવામા નહિ આવે ત્યાં લગી તેઓ હટશે નહિ. તેમણે કોઇ દેશને આસાનીથી આઝાદી આપી નથી. આયર્લેન્ડની જ વાત લો ને! અયરીશ લોકો તેની જાતના જ છે. તેમ છતાં, સાતસો વર્ષની લડત અને યાતનાઓ પછી આયર્લેન્ડે આઝાદી મેળવી, તોયે બ્રિટિશરોએ પોતાને માટે તેની થોડી જમીન પચાવી. એ બ્રિટિશરો સ્વેચ્છાએ હિંદને કેમ જતું કરે ? સાચી વાત છે કે પરદેશમાં બ્રિટિશ વિરોધી પ્રચારકાર્ય કર્યાથી જ કાંઇ સ્વરાજ મળે નહિ, પણ હમણાં બ્રિટિશરો જીવનમરણનો જંગ ખેલે છે અને મારું પ્રચારકાર્ય ચોક્કસ તેમને ઠીક ઠીક હાની તો પહોંચાડી શકશે."

"પણ તો, આયર્લેન્ડમાં થયો તેવો બળવો હિંદુસ્તાનમાં નહિ થઇ શકે એમ તમે ધારો છો ?"

"બ્રિટિશરોએ હિંદમા જે સ્થિતિ પેદા કરી છે તે એવી છે કે જેથી એવો બળવો થવો અશક્ય છે" સુભાષબાબુએ જવાબમાં કહ્યું અને ઉમેર્યું: "અને એવો બળવો પરદેશી સત્તાની મદદ વિના તો થઇ શકે નહિ. રશિયામાં બળવો થયો તે જર્મનીએ મદદ કરી તેથી, અને અમેરિકામાં બળવો થયો હતો તે પણ ફ્રાન્સની મદદને કારણે."

"ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે હિંદની સ્વતંત્રતા માટે મદદ મેળવવાનો પ્રયાસ કરવા તમે રશિયા જાઓ છો?"

"હા. ત્યાં જવામા મારો મૂળ આશય તો એ જ છે.' તેમણે કહ્યું: 'આપણને મદદ કરવાને માટે તેમને સમજાવી જોવા છે. એમાં જો નિષ્ફળ જાઉં તોયે હું બ્રિટિશ વિરોધી પ્રચારકાર્ય તો કાયમ કરી શકું. હિંદમાં જો હું રહ્યો હોત તો યુદ્ધકાળ દરમિયાન મને સરકાર કારાવાસમાં જ રાખત; દેશના મોટા નેતાઓને પણ તે કારાવાસમાં પૂરી દેશે એની મને ખાતરી છે. એટલે કારાવાસમા સડવા કરતાં, મારા દેશની આઝાદી માટે હું જે કાંઇ કરી શકું તે માટે છટકી જવનું મને મુનાસિબ લાગ્યું."

"પણ અહીંથી તમને સીધા મોસ્કો જવા દેવામાં નહિ આવે તો તમે શું કરશો?' ઉત્તમચંદે પૂછ્યુ.

"પહેલાં તો અહીંથી જતાં વચ્ચે મોરક્કો ઊતરી જવાનો, ને ત્યાં રહેવાનો હું પ્રયાસ કરીશ." તેમણે જવાબ દીધો: 'તેમ કરવામાં હું પાછો પડું તો બર્લિન અને રોમમાંના રશિયન એલચીખાતા મારફત હું ત્યાં જવાની વ્યવસ્થા કરીશ. ત્યાં એલચી ખાતાઓનો સંપર્ક સહેલાઈથી સાધી શકાશ, એટલે તેમની મારફત એ વ્યવસ્થા થઈ જશે એવી મને આશા છે: ગમે તેમ પણ મારે મોરક્કો જલદી પહોંચવું છે."

જર્મની કે ઇટાલિ તેમને મોરક્કો જવા દેશે કે કેમ તે વિષે શંકા પડવાથી ઉત્તમચંદે કહ્યું કે, "યુદ્ધ ચાલે છે, તેમાં વળી તમારા જેવો પુરુષ તેમના હાથમાં પડે તો તમને શેના જવા દે? રશિયનો પાસે મોકલી દેવા કરતાં તો તમારો ઉપયોગ તેઓ પોતે જ ન કરે?"

"મને પણ લાગે છે કે તેઓ મને સહેલાઈથી રશિયનોને સોંપી નહિ દે" સુભાષબાબુએ કહ્યું, 'પણ હું મોરક્કો જવા માટે બનતું કરી છૂટીશ. હિંદની આઝાદી માટે મદદ કરે એવો કોઈ દેશ હોય તો તે માત્ર રશિયા જ છે, બીજો કોઈ દેશ આપણને મદદ નહિ કરે, તેથી જ મારે બીજે ક્યાંય નહિ પણ મોરક્કો જવું છે."

થોડીવારે સુભાષબાબુએ ઉમેર્યું: "પુનઃ્યાર બળવો જલદી જાગી ઊઠે તો જુદી વાત છે, બાકી આ યુદ્ધમાં હિંદુસ્તાન આઝાદી નહિ મેળવી શકે તો બીજા ૫૦ વર્ષોમાં તે આઝાદી મેળવી શકશે નહિ."

આ સંવાદ ઉપરથી એમ લાગે છે કે સુભાષબાબુ રશિયા માટે વધુ પડતી આશા રાખી રહ્યા હતા. એમની આ આશા ફળત ખરી? તેઓ રશિયા જ રોકાયા હોત તો ઇતિહાસ કદાચ જુદી રીતે લખાત. એવો પણ સંભવ છે કે એમનો પ્રભાવ રશિયા અને જર્મની વચ્ચેના સંબંધો ઉપર તથા બીજી બાજુ, રશિયા અને બ્રિટન વચ્ચેના સંબંધો ઉપર અસર પાડ્યા વિના રહેત નહિ.

સુભાષબાબુએ આઝાદ હિંદના સૈનિકો સમક્ષ જે પ્રવચનો કર્યાં છે તેમાં એમણે પોતાનું અંતર ખોલ્યું છે. આમ છતાં પોતે હિંદુસ્તાનનો ત્યાગ કેવી રીતે કર્યો એ વસ્તુ ઉપર બહુ પ્રકાશ પાડ્યો નથી. આજે તો અહીં જણાવી છે તેટલી જ હકીકતો પ્રાપ્ત થાય છે.

આ રીતે સુભાષબાબુએ એક નવી દુનિયામાં પ્રવેશ કર્યો અને તે પછી ક્રમેક્રમે નવીન દુનિયાનું એમણે સર્જન કર્યું. આ દુનિયાના દર્શન કરતાં પહેલાં તેના આદિબ્રહ્મા જેવા જે બળો હતાં તે ઉપર એક દૃષ્ટિ નાખી-જઈએ અને તે પછી સુભાષબાબુના ભવ્ય જીવનનો તાર આપણે પકડી લઈએ.

# अगर तू मर्द है......

ऐ शेर, गर तू मर्द है शमशीर उठाले ।
फिर हिंद को तू जाय के आजाद कराले ॥
दुनिया में ना तन अमर, एक नाम अमर है ।
वतन की आजादी का एक जाम अमर है ॥
तू खुद भी पीले उसको साथी को पीला दे ।
तू जानता अच्छी तरह दुनिया है फानी ॥
आजाद गर कराय तुझे तेग जापानी ।
किस काम तेरे आएगी फिर मस्त जवानी ॥
काया न तेरी अमर रहे, अमर रहे प्राण ।
अब वतन पर मरने का एक सबक सिखा दे ॥
तलवार की छाया में पैदा हुआ सिपाही ।
तलवार की छाया मे पलता है सिपाही ॥
जब वक्त आ के पड़ता मचा दे तबाही ।
तलवार की छाया में मरता है सिपाही ॥
गर तू भी सिपाही है तो दुनिया को दिखा दे ।
ऐ वीर, तैयार हो जा लड़ने को अब लड़ना पड़ेगा ॥
आजादी यों नहीं मिलती अब चलना पड़ेगा ।
अब दो सौ साल हो गए कुछ करना पड़ेगा ॥
लाशों पर लाश दुश्मनों की धरना पड़ेगा ।
खून चूस लिया हिंद का अब मजा चखा दे ॥
अब साथ में खड़े है पंडित वीर जवाहर ।
अबुल कलाम आजाद भी तो साथ है खड़े ॥
भारत में अबला रो रही कैसे करें सबर ।
पहले तो भारतवर्ष की तलवार थी जबर ॥
गांधीजी कब से कह रहे है कोई ध्यान लगा दे ।
सुभाषचंद्र बोस कर रहे हैं तैयारी ॥
अब कह रहे है खड़े बाबा बोस बिहारी ।
अब सोचना है क्या हिंद मे देश पुजारी ॥
चिल्ला रही इधर भारत माता तुम्हारी ।*

---

* આઝાદ હિંદ ફોજનું એક રાષ્ટ્રીય ગીત

## भारत भाग्य है जागा.......

सब सुख चैनकी बरखा बरसे । भारत भाग्य है जागा ।।धु०।।
पंजाब सिंध गुजरात, मराठा । द्राविड, उत्कल बंगा
चंचल सागर विंध्य हिमालय । नीला जमुना गंगा

तेरे नित गुण गाये,
तुझमें जीवन पाये
सब जन पाये आशा

सूरज बनकर जगपर चमके । भारत नाम सुभागा
जय हो, जय हो, जय हो । जय, जय, जय, जय हो ! ।। १ ।।

सबके दिलमें प्रीत बसाए । तेरी मीठी वाणी
हर सूबेके रहनेवाले । हर मजहब के प्राणी

सब भेद और फर्क मिटाके
सब गोदमें तेरी आके
गूँथे प्रेम की माला

सूरज बनकर जगपर चमके भारत नाम सुभागा
जय हो, जय हो, जय हो ! जय, जय, जय, जय हो । ।। २ ।।

सुबह सवेरे पंख पखेरू । तेरे ही गुण गाये
वास-भरी भरपूर हवायें । जीवन में ऋतु लाये

सब मिलकर हिंद पुकारे–
जय आझाद हिंद के नारे
प्यारा देश हमारा

सूरज बनकर जगपर चमके । भारत नाम सुभागा !
जय हो, जय हो, जय हो ! जय, जय, जय, जय हो ! ।। ३ ।।

[૧]

## હિંદીઓની આકાંક્ષા

સુભાષબાબુએ દૂર પૂર્વમાં જે નવી દુનિયાનું સર્જન કર્યું એનું આપણે દર્શન કરીએ તે પહેલાં એ દુનિયા વિષે થોડો પરિચય મેળવી લેવો જરૂરી છે. સુભાષબાબુ જે દિવસે પ્યારા વતનનો ત્યાગ કર્યો તે દિવસે જાપાન યુદ્ધમાં પડયું નહોતું, પૂર્વની દુનિયા સળગી નહોતી, બ્રિટિશ સલ્તનતનો સૂર્ય અસ્તાચળ તરફ નમ્યો નહોતો. એ દિવસે તો જર્મનનો વિજયરથ યુરોપની ધરતી ઉપર નિરંકુશ આગળ ધપે જતો હતો.

જાપાને યુદ્ધની જાહેરાત કરી ૧૯૪૧ના ડિસેમ્બરની ૮મી તારીખે, પરંતુ એણે પર્લ હાર્બર ઉપર આક્રમણ કર્યું તા. ૭મી એ. આખું જગત ખળભળી ઊઠયું. એ પછી તો વિજયની પરંપરા ચાલી. યુનિયન જેક ઉતરતા ગયા અને ઊગતા સૂરજના નેજા પૂર્વ એશિયાના બ્રિટિશ—અમેરિકન કિલ્લાઓ ઉપર ફરકવા લાગ્યા. બ્રિટિશ યુદ્ધશક્તિ આટલી નિર્બળ હશે એમ કોઈએ માન્યું નહોતું. જાપાને પૂરી તૈયારી સાથે છાપો માર્યો હતો એટલે અઠિનાઓ સુધી તો જર્મની કરતાં યે પ્રબળ વેગથી એણે વિજયો પ્રાપ્ત કરવા માંડયા.

પ્રશાંત મહાસાગરના એ યુદ્ધની કથા 'રમ્ય' છે પરંતુ તે આલેખવા માટે અહીં અવકાશ નથી. આપણે તો સુભાષે સરજેલી સૃષ્ટિનાં દર્શન કરવાં છે એટલે તેની પૂર્વ ભૂમિકા જ માત્ર જોઈએ.

૧૯૪૨ના ફેબ્રુઆરીની ૧૫મી તારીખે દૂર પૂર્વનો સૌથી શ્રેષ્ઠ કિલ્લો સિંગાપોર બ્રિટનના હાથમાંથી સરકીને જાપાનની હથેળીમાં પડી ગયો. તે દિવસથી જયહિંદની આઝાદીની કથાનો, એ દુનિયામાં પ્રારંભ થયો. હિંદીઓ બ્રિટિશ શાહીવાદથી થાકયા હતા. પરંતુ જાપાન પ્રત્યે એમને ઉમળકો નહોતો. પહેલેથી આખર સુધી જાપાનના ઇરાદાઓ વિષે તો શંકા જ હતી, પરંતુ પરિસ્થિતિ એવા પલટાઓ લેતી ગઈ કે ત્યાં નવી દુનિયાનું સર્જન થઈ જ ગયું.

આથી હકીકતોની તારવણી કરતાં એમ માલુમ પડી આવે છે કે, પૂર્વ એશિયામાંનું આઝાદ હિંદ આંદોલન અમુક અંશે સ્વયંસ્ફુરિત, આપમેળે જન્મેલો હિંદી પ્રયાસ હતો. અમુક અંશે આ આંદોલનને બ્રિટિશરો તથા એંગ્લો–અમેરિકનો સામે જાપાની દળોએ પૂર્વ એશિયામાં મેળવેલા વિજયોથી ઊભા થએલા સંયોગોની પ્રેરણા પણ મળી હતી.

જ્યારે જાપાનીઓએ મલાયામાં બ્રિટિશરો ઉપર હુમલો કર્યો ત્યારે એ દેશના સાત લાખ હિંદીઓમાંથી મોટા ભાગના મનમાં સ્પષ્ટતા નહોતી કે એ બનાવ પ્રત્યે કયું વલણ ધારણ કરવું. અલબત્ત, મલાયા છોડીને બીજે ચાલ્યા જવાના ત્વરિત અને હાંફળા નાફળા પ્રયત્નો થયા, જેને પરિણામે જનતાના માનસમાં ગભરાટ વ્યાપ્યો. પરંતુ છેલ્લા થોડા વર્ષોમાં મલાયામાં જે રીતે બ્રિટિશરોએ રાજ કર્યું હતું તેને લીધે હિંદી નાગરિકોના દિલમાં બ્રિટિશ પ્રત્યેનો દબાએલો ધૂંધવાટ જાગ્યો હતો. બગીચાઓ ઉપર કામ કરતા મજૂરોએ વધતા જતા જીવનધોરણને કારણે રોજીના દરોમાં વધારો માગીને હડતાળ પાડી હતી ત્યારે એમના ઉપર ગોળીબાર ચલાવવામાં આવ્યો હતો. એ ઉપરાંત, હિંદીઓની માલિકીવાળાં અંગ્રેજી અખબારોને અગાઉથી સમાચારો સેન્સર કરાવવા પડતા જ્યારે અંગ્રેજોની માલિકીવાળાં એવાં અખબારોને 'સેન્સરશીપ'માંથી મુક્ત રાખવામાં આવતાં. આ અને હિંદીઓ પ્રત્યે ભેદભાવ રાખનારાં એવાં બીજાં કૃત્યોએ, હિંદીઓના હૃદયમાં કટુતા જન્માવી હતી.

હિંદી લશ્કરમાં પણ ખાસ કરીને અફસરોની અંદર અસંતોષ હતો. એનું કારણ પણ રંગદ્વેષ અને રંગભેદ હતા. સૈનિકોમાં પણ એવી લાગણી હતી કે ખાસ કોઈ વિમાની રક્ષણ વિના અને સામુગ્રી સાધનો સાથે એમને લડવા મોકલવામાં આવતા હતા એ બરાબર નહોતું.

એટલે જ્યારે જાપાનીઓએ મલાયામાં બ્રિટિશરોને હરાવીને તાબે કર્યાં ત્યારે હિંદીઓએ જાપાનીઓની સાથે સહકાર કર્યો, એનું કારણ એ નહોતું કે એમને જાપાનીઓ માટે પ્રેમ હતો કે જાપાનીઓની મહત્વાકાંક્ષામાં ઈતબાર હતો પણ બ્રિટન પ્રત્યેનો તિરસ્કાર જ કારણભૂત હતો.

૧૯૪૨ના ફેબ્રુઆરીની પંદરમી તારીખે સિંગાપુરનું પતન થયું. સત્તરમી ફેબ્રુઆરીએ કેટલાક હિંદી અફસરોને જાપાની લશ્કરી વડામથકે મેજર ફુજીવારાને મળવાનું આમંત્રણ મળ્યું. મેજર ફુજીવારાએ એમ શરૂઆત કરી કે "ઇંગ્લેન્ડની તાકાત ઓસરતી જાય છે અને આઝાદી માટે પ્રહાર કરવાનો અણમોલ

અવસર હિંદને સાંપડયો છે માટે હિંદીઓને સર્વ પ્રકારની સહાય આપવા જાપાન તૈયાર છે. હિંદીઓ, જોકે બ્રિટિશ પ્રજાજનો છે અને તેથી શિરસ્તા મુજબ, દુશ્મન પ્રજાજનો ગણાય પરંતુ જીતાએલા દેશોના હિંદીઓને જાપાન દુશ્મન પ્રજાજનો નહિ લેખે કારણુ કે અમે જાણીએ છીએ કે હિંદીઓ સ્વેચ્છાએ બ્રિટિશ પ્રજાજનો બનેલા નથી.'' એમ કહ્યા બાદ એણે એમ સૂચના કરી કે 'હિંદની આઝાદી માટે લડત ચલાવનાર સૌ હિંદીઓને સંગઠિત કરવા માટે એક આઝાદ હિંદ સંઘ સ્થાપો તો તમને જોઈતી બધી સગવડો હું આપીશ' હિંદીઓએ જવાબ આપ્યો કે 'અમે તમારી સૂચના ઉપર વિચાર ચલાવીશું અને થોડા દિવસમાં ફરીથી મળીશું.'

પાછળથી હિંદી અગ્રેસરોએ મેજર ફુજીવારાને કહ્યું કે અંતિમ નિર્ણય કરતાં પહેલાં બીજા ભાગોમાંના હિંદી આગેવાનોને અમે મળવા માગીએ છીએ. આ વિશે નિર્ણય કરવા ૧૯૪૨ના માર્ચની નવમી અને દશમી તારીખે લશ્કરી તથા શહેરી આગેવાનો સિંગાપુરમાં ભેગા થયા અને એ સૌ ઊભી થયેલી પરિસ્થિતિ ઉપર વિચારણા કરી.

આ દરમિયાન ટોકિયોમાં હિંદના એક ક્રાંતિકાર શ્રી રાસબિહારી બોઝે એશિયાના હિંદી આગેવાનોની એક પરિષદ બોલાવવાનો નિર્ણય કર્યો અને તે માટેનું આમંત્રણ સિંગાપોર-મલાયાના આગેવાનોને પણ પહોંચાડવામાં આવ્યું. શ્રી. રાસબિહારી બોઝે આવું આમંત્રણ મોકલતાં પહેલાં, બીજા વિભાગોમાંથી ટોકિયોમાં આવેલા હિંદી આગેવાનો સાથે ચર્ચા કરી લીધી હતી.

મલાયાના આગેવાનોએ આમંત્રણનો અસ્વીકાર તો ન કર્યો પરંતુ ત્યાં મલાયા અને સિયામના હિંદીઓનું પ્રતિનિધિમંડળ મોકલવાને બદલે એક 'શુભેચ્છા મંડળ' મોકલવાનું નક્કી કર્યું. પ્રતિનિધિમંડળ મોકલવા સામે તેમનો વિરોધ એ હતો કે જાપાનના ઈરાદાઓ હજી સ્પષ્ટ થયા નથી, તેમ ટોકિયો પરિષદનો કોઈ કાર્યક્રમ જાણી શકાયો નથી. મલાયા અને સિયામના આગેવાનો તા ૯-૧૦ માર્ચે મળ્યા ત્યારે જાપાનના અખબારી પ્રતિનિધિઓએ તેમની મુલાકાત લીધી હતી. આ મુલાકાત જાપાન અને બ્રિટન અમેરિકા વચ્ચેના પ્રારંભિક યુદ્ધ ઉપર પ્રકાશ ફેંકનારી છે અને હિંદી લશ્કર તથા દૂરપૂર્વની હિંદી પ્રજાના અંતરનો, અમુક અંશે પરિચય આપનારી છે. આ મુલાકાતમાં નીચે પ્રમાણે ચર્ચા થઈ હતીઃ

પ્રશ્ન:-મલાયામાં જાપાની વિજયનો હિન્દીઓના મન ઉપર કેવો પ્રત્યાઘાત પડયો છે ?

ઉત્તર :–એ વિજયો નિરખીને, એક એશિયાવાસી પ્રજા તરીકે હિન્દીએ અભિમાન અનુભવવા લાગ્યા છે. આ દેશના હિન્દીઓમાં આ અભિમાનની લાગણી વ્યાપક છે.

પ્રશ્ન :–જાપાની સૈન્ય સામે લડનારા હિંદી લશ્કરી અફસરો આ વિજય અંગે શું ધારે છે ?

ઉત્તર :–જાપાનીઓ પાસે ચઢિયાતા શસ્ત્રો હતાં, તેઓ એક ધ્યેય માં લડતા હતા, તેમની તાલીમ અને ખોરાક ઉચ્ચતર પ્રકારનાં હતાં અને તેઓ પોતાના દેશ માટે જાન ફના કરવા તૈયાર હતા, જ્યારે બ્રિટિશરોને પક્ષે લડનારા હિન્દીઓ માટે એવું કોઈ ધ્યેય નહોતું. જાપાનનાં બળની બ્રિટિશરોએ આંકણી પણ ઓછી કરી હતી. આ કારણોને લઈને જાપાનીઓ જીત્યા એમ લશ્કરી દૃષ્ટિએ કહી શકાય.

પ્રશ્ન :–બ્રિટન અને અમેરિકાને મળેલા ઘોર પરાજયોનાં કારણ અંગે હિન્દીઓ શું ધારે છે ?

ઉત્તર : એશિયાને યુરોપિયનોના અંકુશમાંથી મુક્ત કરવા જાપાન ધાર્મિક ઝનૂનથી લડતું હતું, જ્યારે બ્રિટનને પક્ષે લડનારાઓ માટે એવું કશું હતું નહિ તેઓ મન મૂકીને લડી શકતા નહોતા. વળી બ્રિટનના કબજા હેઠળના મુલકોમાંની હિન્દી પ્રજાનો અસંતોષ પણ બ્રિટનની નબળાઈનું કારણ બન્યો હતો. પ્રમુખ રૂઝવેલ્ટે બ્રિટનના હથિયાર બનીને યુદ્ધમાં ઝંપલાવ્યું ત્યારે અમેરિકા યુદ્ધ માટે તૈયાર નહોતુ આથી આખો લાડવો મોંમાં નાખતાં એ ગળે બાઝયો. વળી ગત મહાયુદ્ધ પછી બ્રિટન અને અમેરિકા યુદ્ધની તૈયારી કરવાને બદલે મોજમઝામાં પડયા હતાં. સર્વાંગી યુદ્ધ ખેલવા માટે લોકશાસનવાદ નાકામિયાબ નિવડયો હતો જાપાન પોતાનાં દળો એક ઠેકાણે કેન્દ્રિત કરી શકે એમ હતું જ્યારે બ્રિટન–અમેરિકાને એ ઠેકઠેકાણે વહેંચી નાખવાં પડયાં હતાં. જાપાન ચીનમાં ગળા સુધી ખૂંચી ગયું છે એમ લોકો ધારતા હતા જાપાની લશ્કરમાં એક જ પ્રજાના સૈનિકો હતા જ્યારે બ્રિટિશ લશ્કરમાં વિવિધ પ્રજાઓનો શંભુમેળો હતો, તેઓ એક સંકલિત એકમ તરીકે નહોતા લડી શકતા. આ બધાં કારણોને લીધે બ્રિટન–અમેરિકા હાર્યાં.

પ્રશ્ન :–જાપાની સૈનિક વિષે હિન્દીઓ શું ધારે છે ?

ઉત્તર :—એની સાદાઈ, એની ભક્તિ અને એની ખંતની હિંદીઓ પર ઘણી છાપ પડી છે—જો કે વહીવટી તંત્રમાં જે જાતનું સંકલન જોઈએ તેવું હજી આવ્યું નથી એમ ધારવામાં આવે છે.

જાપાનીઓનો બોમ્બમારો અને તોપમારો લક્ષ્યવેધી અને માત્ર લશ્કરી મથકો પૂરતો જ હતો. સિંગાપુરમાં પણ માત્ર અગત્યના લશ્કરી મથકો ઉપર જ બોમ્બમારો કરાયો હતો. જાપાની સૈનિકની એક ખાસિયત એ છે કે એનો મિજાજ ઘણો ગરમ છે અને એને ફાંડાધડિયાળ ઘણાં ગમે છે.

પ્રશ્ન :—હિન્દી નાગરિકો અને હિન્દી લશ્કરી અમલદારો પ્રત્યેની બ્રિટિશરોની વર્તણૂક કેવી હોય છે ?

ઉત્તર :—બ્રિટિશરો હિન્દી નાગરિકો સાથે તો જૂઠાણું, દગાબાજી અને દોરદમામ જ ચલાવે છે. પોતાનાં શસ્ત્રાસ્ત્રો અંગે વાત તો મોટી મોટી કરતા હતાં પણ જ્યારે ભાગવાનો વખત આવ્યો ત્યારે યુરોપિયન સ્ત્રી–બાળકોની સલામતી માટે જ પહેલી સગવડ કરવામાં આવી. "અમારી પાસે જહાજો જ નથી" એમ હિન્દીઓને કહેવામાં આવતું પણ બ્રિટિશરોને લઈને રાત દરમિયાન જહાજો અહીંથી ઉપડી જતાં એની અમને હમણાં જ ખબર પડી છે. જેની અજેયતા અંગે ભારે ઢોલત્રાસાં પીટવામાં આવ્યાં હતાં તે સિંગાપુર ત્રણ જ દિવસમાં પડ્યું. વળી મલાયાની લડાઈમાં હિન્દી સૈનિકોનો, પાછળ હટતાં બ્રિટિશ સૈન્યનાં રક્ષણ માટે જ ઉપયોગ કરવામાં આવ્યો હતો.

બ્રિટિશ લશ્કરના હિન્દી અફસરો પ્રત્યે સારો વર્તાવ રાખવામાં આવતો. તેમને બ્રિટિશરોની સમાન કક્ષામાં ગણવામાં આવતા. હિન્દી અફસરોમાં ઘણાખરા ઉપર કોંગ્રેસની લાગવગ હતી. બ્રિટન માટે તેમને પ્રેમ ઊભરાતો નહોતો. બ્રિટિશરો સાથેનો તેમનો સુમેળ માત્ર બાહ્ય દેખાવ પૂરતો જ હતો. મલાયામાં હિન્દીઓને કેટલીક કલબોમાં જવાની મનાઈ હતી. અમલદારી ભોજનાલયોમાં માત્ર અંગ્રેજી ખોરાક જ અપાતો, જો કે જમનારાઓમાંના ઘણા હિન્દી હતા.

હિન્દી સૈનિકોને બ્રિટિશ સૈનિકો કરતાં ઓછો પગાર મળતો હોવાથી તેમનાં મનમાં બ્રિટિશ વિરોધી લાગણી પેદા થઈ હતી. બ્રિટિશરો હિન્દીઓ પર વિશ્વાસ રાખતા નહોતા અને અણીની ઘડીએ હિન્દી વિરોધી બની જતાં.

પ્રશ્ન :—હિન્દી સ્વાતંત્ર્યના પ્રશ્ન અંગે અને સહસમૃદ્ધિનાં ક્ષેત્રની સ્થાપના અંગે હિન્દીઓ શું ધારે છે ?

ઉત્તર :—એકે એક જાગ્રત હિન્દી આઝાદી માટે ઝંખી રહ્યો છે.

સાંસ્થાનિક દરજ્જામાં બ્રિટન સાથેનો સંબંધ અભિપ્રેત છે એટલે અમને એ મંજૂર નથી. બ્રિટનની ધૂંસરી અમારે સંપૂર્ણતઃ ફગાવી દેવી છે. બ્રિટન સાથે સંબંધ રાખવાની હિમાયત કરનારાઓના હિન્દમાં ઝાઝા પક્ષકારો નથી. આજે અમારી આઝાદી માટે ઘા કરવાનો સમય આવી પહોંચેલો અમને લાગે છે. જાપાનની નિઃસ્વાર્થી સહાયને પરિણામે, અને બ્રિટનનું બળ ધાર્યા જેટલું નથી નિવડયું એ કારણે, અમે સફળ થશું એવી અમને આશા છે. અમે માનીએ છીએ કે એશિયાનું નવું તંત્ર જૂના તંત્ર જેવું રોગીષ્ટ નહિ હોય. હિન્દને સહાય કરવાનો જાપાનનો અનિષ્ટ હેતુ નથી એટલે અમે એને આવકારીએ છીએ.

હિન્દીઓ પહેલાં તો શાન્તિમય રીતે પોતાની આઝાદી હાંસલ કરવા માગતા હતા પણ હવે તેમને હિંસાનો આશરો લેવાનો વખત આવેલો લાગે છે. એમાં જાપાન એક એશિયાવાસી બંધુ તરીકે તેમને સહાય કરશે એમ તેમને લાગે છે. હિંદ કે જાપાન બન્નેમાંથી કોઇ પણ શાહીવાદી વૃત્તિ ન રાખવે એવી તેમની પ્રાર્થના છે.

હિન્દ ઝડપી ઉદ્યોગીકરણ વડે આર્થિક સ્વતંત્રતા સિદ્ધ કરવા માગે છે એમાં એને મુખ્યત્વે કરીને જાપાનની સહાય જોઇશે. હિન્દની સંસ્કૃતિ તો સભર છે અને એ બીજા એશિયાવાસી દેશો સાથે સાંસ્કૃતિક સંબંધ રાખવા તૈયાર છે.

પ્રશ્ન :—ચાંગ-કાંઇ-શેક હિંદ જઇને ગાંધીજી તથા પંડિત નહેરુને મળ્યા તે વિષે અહીંના હિન્દીઓ શું ધારે છે? હિન્દ જો બ્રિટનને સ્વાતંત્ર્ય આપી દે તો અહીંના હિન્દી સ્વાતંત્ર્ય સંઘની પરિસ્થિતિ શું થાય?

જવાબ :—પહેલાં તો, બ્રિટન હિન્દને જોઇતી આઝાદી આપશે એમ અમે માનતા જ નથી. થોડી ઘણી તંત્ર સુધારણાની ઓફરનો તો અસ્વીકાર થવાનો જ છે.

ચાંગ-કાંઇ-શેકની હિન્દની મુલાકાત નિષ્ફળ નિવડી હતી એમણે પહેલાં દિલ્હીમાં વાઇસરોયની મુલાકાત લીધી અને પછી હિન્દી નેતાઓની મુલાકાત લીધી એ હકીકતે હિન્દીઓના માનસ પર ઘા કર્યો. હિન્દને શંકા ગઇ કે હિન્દી નેતાઓને મનાવવા માટે જ સરકારે ચાંગ-કાંઇ-શેકને ખાનગી રીતે હિન્દ બોલાવ્યા હતા. પરિણામે ચીન પ્રત્યે સહાનુભૂતિ હોવા છતાં હિંદ આઝાદ ન બને ત્યાં સુધી એ ચીનને કાંઇ મદદ ન કરી શકે એવું જાહેર કરાયું હતું. અમુક પ્રકારની રાષ્ટ્રિય સરકાર સ્થાપવાની બ્રિટનની વાત પણ કોંગ્રેસે નામંજૂર કરી હતી.

પ્રશ્નઃ—જો યુદ્ધ પછી હિન્દને સંપૂર્ણ સ્વતંત્રતા આપવાનું બ્રિટન વચન આપે તો એ પ્રત્યે કોંગ્રેસની વલણ શું રહેશે?

ઉત્તરઃ—કોંગ્રેસ શું કરશે એ અંગે હિન્દ બહાર રહેતા હિન્દીઓ કાંઈ કહી શકે નહિ પણ બ્રિટનના વચનોમાં કોઈ હિન્દી નેતા વિશ્વાસ તો નહિ જ મૂકે. હિન્દની સ્વતંત્રતાની જાહેરાત થયા પછી જ તેમને સંતોષ થાય.

પ્રશ્નઃ—સિંગાપોરના પતન પછી, હિન્દ અંગે વડા પ્રધાન ચર્ચીલે કરેલા નિવેદનની હિન્દીઓ ઉપર શી અસર પડી છે?

ઉત્તરઃ—આ નિવેદન અંગે મલાયામાંના ઘણા હિન્દીઓને ખબર નથી એ ખેદની વાત છે. એને વધારે પ્રસિદ્ધ મળવી જોઈએ. અમે એનો થોડો ભાગ જ વાંચ્યો છે. સંપૂર્ણ નિવેદન જોઈએ નહિ ત્યાં સુધી અમે વિગતવાર જવાબ નહિ આપી શકીએ.

પ્રશ્નઃ—હિન્દમાં જાતજાતના પ્રશ્નો, જાતજાતના ધર્મો, અને જાતજાતની ભાષાઓ છે—એ બધાં શું આઝાદીના માર્ગમાં અંતરાયરૂપ નહિ નિવડે?

ઉત્તરઃ—હિન્દમાંના આંતરિક મતભેદો એ બ્રિટનનાં ૨૦૦ વર્ષનાં શાસનનું પરિણામ છે. ગજકીય દૃષ્ટિએ જાગૃત હિન્દીઓ વચ્ચે કશા મતભેદ છે જ નહિ. ભાષા અને ધર્મનો કશો અંતરાય નહિ નડે. બ્રિટન હિન્દના ધાર્મિક મતભેદો અંગે દુનિયાની નજરમાં ભારે અતિશયોક્તિ કરી રહ્યું છે.

બ્રિટન કોમી હુલ્લડો અંગે કેવી અતિશયોક્તિ કરે છે તેનો દાખલો પટણાના કોમી હુલ્લડ અંગેનો હેવાલ પૂરો પાડે છે. ત્યાં કોમી હુલ્લડ થયું જ નહોતું ત્યારે એ અંગે મોકલાયલા હેવાલમાં ૧૦ હજાર માણસો હુલ્લડ દરમિયાન માર્યા ગયેલા હોવાનું જણાવાયું હતું.

પ્રશ્નઃ—હિન્દને આઝાદી મળ્યા પછી ત્યાં કેવા પ્રકારનું તંત્ર સ્થપાશે?

ઉત્તરઃ—હિન્દમાં રાજાશાહી સ્થપાય એમ નથી. ત્યાં તો લોકશાહી તંત્રવ્યવસ્થા જ જોઈએ. કોંગ્રેસે ભાવિ બંધારણ ઘડવા લોક પ્રતિનિધિ સભા બોલાવવાની નીતિ જાહેર કરી છે. આ ભાવિ બંધારણ કેવું હશે તે અમે ન કહી શકીએ.

પ્રશ્નઃ—જાપાન પાસે હિન્દી પ્રજા શી આશા રાખે છે?

ઉત્તરઃ—બ્રિટનની લાગવગને લીધે હિન્દ અને જાપાન વચ્ચે વૈમનસ્ય વધ્યું છે. હજી અત્યારે જ તેઓ એક બીજાને રાજકીય દૃષ્ટિએ ઓળખતાં થયાં છે. આ સંબંધ હવે સાંસ્કૃતિક ઘનિષ્ટતામાં પરિણમવો જોઈએ. સાંસ્કૃતિક સહકાર જ

કાયમી નિવડી શકે એમ છે અને એવો સહકાર જ હિન્દીઓ જાપાનીઓ પાસે માગી રહ્યા છે આઝાદીની પ્રાપ્તિ માટે મૈત્રીભરી સહાય તેમને જોઇએ છે

આ અખબાર પરિષદમા જવાબ આપનારાઓ મુખ્યત્વે કરીને, શ્રી. રાઘવન, શ્રી. બી કે દાસ, શ્રી. એ. એન. આયર, ડૉ. મજૂમદાર, શ્રી. એન. સી ગોહો, શ્રી કે. પી. એન. મેનન, સરદાર પ્રીતમસીંગ, સ્વામી સત્યાનન્દ પુરી અને કેપ્ટન મોહનસીંગ મુખ્ય હતા.

કે મોહનસીંગને, જેમના વિષે વધુ જાણવાનું આગળના પ્રકરણોમાં આવશે, જાપાની લશ્કરી વડાએ સિંગાપોરના પતન સાથે પોતાને વશ કરી લીધા હતા. તેમને ઠસાવ્યુ હતું કે જે હિંદી સૈનિકો યુદ્ધકેદીઓ તરીકે જાપાનના હાથમા છે તેમાથી શક્ય તેટલા વધુ સૈનિકોને બ્રિટન સામે લડવા માટે તૈયાર કરવા જોઇએ. કે. મોહનસીંગે આ કાર્યનો ભાર ઉપાડવાની તત્પરતા બતાવી હતી. તા. ૧૭મીએ મેજર ફુજીવારાએ હિંદી આગેવાનોની જે સભા બોલાવી હતી તેમા યુદ્ધકેદીઓને પણ નિમંત્રવામા આવ્યા હતા.

સિંગાપોરનો બ્રિટિશ સેનાપતિ જ્યારે જાપાનને શરણે થયેલો ત્યારે એણે હિંદી સૈનિકોને સ્પષ્ટ રીતે કહેલુ કે 'આજે હુ બ્રિટિશ સરકારની વતી તમને સૌને જાપાન સરકારના હાથમાં સોપુ છુ હવે તમારે, જેવી રીતે મારી આજ્ઞાઓનું પાલન કરતા હતા તેવી રીતે તેમની આજ્ઞાઓનું પાલન કરવાનું છે' હિંદી સૈનિકોને આ શબ્દો ત્યારે બાણની જેમ બોકાણ હતા.

આ વખતે લગભગ એવા જ શબ્દો મેજર ફુજીવારાએ ઉચ્ચાર્યા હતા. યુદ્ધકેદીઓને તેમણે કહ્યું હતુ - 'જાપાનની શાહી સરકાર વતી આજે હું તમને કે. મોહનસીંગના હાથમાં સોપુ છુ, તમારા જીવન–મરણની સર્વ સત્તા હવે એમના હાથમાં રહે છે'

આ શબ્દો ઉચ્ચાર્યા પછી એમણે હિંદી સૈનિકોને 'હિંદી આઝાદ ફોજ' ઊભી કરવાનો અનુરોધ કર્યો હતો. કે મોહનસીંગે પણ એક પ્રવચન દ્વારા એ જ પ્રકારની પોતાની લાગણી વ્યક્ત કરી હતી. એ વખતે સૈનિકોના અંતર જોઇએ તેવા સ્પષ્ટ નહોતા છતા કેટલાક તે જ વખતે એ ફોજમા જોડાવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી હતી આ રીતે કે. મોહનસીંગના હાથમા ફોજનું નેતૃત્વ આવ્યું હતુ.

આમ છતા એટલુ તો સ્પષ્ટ જ હતું કે પ્રથમ પહેલા દિવસથી જ હિંદી આગેવાનો જાપાનથી સાવધ રહેવા ઇચ્છતા હતા અને એમનો એક માત્ર હેતુ હિંદની મુક્તિનો જ હતો.

## [૨]

## પહેલો પ્રયત્ન

૧૯૪૨ ની ૨૮મી માર્ચે ટોકિયોના સન્નો હોલમાં શ્રી. રાસબિહારી બોઝના પ્રમુખપદે પહેલી પરિષદ મળવાની હતી. જાપાને જીતેલા પ્રદેશોમાંથી, અનેક આશાઓ અને યોજનાઓ સાથે હિંદી આગેવાનો ટોકિયોના માર્ગે જઈ રહ્યા હતા. હિંદને આઝાદ કરવા સિવાય બીજી કોઈ તમન્ના એમના દિલમાં નહોતી.

અજબ પ્રકારનું એક સામ્ય અહીં નજરે પડે છે. જાપાને ૧૫મી ફેબ્રુઆરીએ સિંગાપોર લીધું. તા. ૭મી માર્ચ સુધીમાં તો એનો પંજો રંગુન સુધી પહોંચી ગયો. રંગુનનું પતન થતાં બ્રિટિશ પ્રધાનમંડળ ખળભળી ઊઠ્યું. ક્રિપ્સને મોકલવાનો નિર્ણય તા. ૧૧મી માર્ચે જાહેર થયો. તા. ૨૫મી માર્ચે ક્રિપ્સે હિંદમાં પગ મૂક્યો અને તા. ૨૮મી માર્ચે, જ્યારે એશિયાના હિંદી આગેવાનો જાપાનની રાજધાનીમાં મળી રહ્યા હતા ત્યારે જ બ્રિટિશ પ્રધાનમંડળના પ્રતિનિધિ નવી દિલ્હીમાં હિંદી આગેવાનો સાથે વાટાઘાટો ચલાવતા હતા. ૨૮મી માર્ચે ક્રિપ્સે બ્રિટિશ દરખાસ્તો જાહેર કરી હતી. ટોકિયો પરિષદ સમક્ષ પણ તે જ દિવસે જાપાનના વડાપ્રધાનની જાહેરાત વાંચવામાં આવી હતી. જગતના બે બળવાન શાહીવાદીઓ પાસેથી હિંદની સ્વતંત્રતા મેળવવાના એક સાથે જ બે પવિત્ર પ્રયત્નો એ દિવસે ચાલતા હતા. સુભાષબાબુ ત્યારે બર્લિન પહોંચી ગયા હતા અને બર્લિન રેડિયો ઉપરથી એમનાં પ્રવચનો ગાજતાં થયાં હતાં.

વર્તમાનપત્રોના વાચકોને યાદ હશે કે બરાબર આ દિવસોમાં સુભાષબાબુના મૃત્યુના સમાચાર આવ્યા હતા. ચાઈસેનથી ટોકિયો જતાં વિમાન તૂટી પડ્યું

અને તેમનું અવસાન થયું એવા ખબર રોઈટરે આપેલા. આ ખબરમાં બીજે કે ત્રીજે દિવસે સુધારો થયેલો અને એમ જણાવવામાં આવ્યું કે મૃત્યુ પામેલા બોઝ એ સુભાષ બોઝ નહિ, પણ રાસબિહારી બોઝ, પરંતુ આ બંને હકીકત ખોટી હતી. એક બોઝ એ વખતે બર્લિનમાં હતા અને બીજા બોઝ ટોકિયોમાં.

બન્યું હતુ એવું કે થાઇલેન્ડના હિંદી આગેવાનોને ટોકિયો લઇ આવતું વિમાન તૂટી પડયું હતુ અને તેમા બેઠેલા ચાર હિંદ-સેવકોનું મૃત્યુ થયેલું. જેમના પ્રત્યે હિંદીઓને અત્યંત લાગણી હતી એવા સ્વામી સત્યાનંદ પુરી, શ્રી. પ્રિતમસીંગ, શ્રી. કે. એ. એન. આયર અને કેપ્ટન અકરામખાન એમાં બેઠા હતા.

શ્રી. રાસબિહારી બોઝે, બપોરે બે વાગે પરિષદનું કામકાજ શરુ કર્યું હતું. શરૂઆતમા તેમણે, પ્રતિનિધિઓનું સ્વાગત કરતું અને હિન્દની આઝાદી હાંસલ કરવાનાં કામમા તેમનો સંપૂર્ણ સહકાર માગતુ પ્રવચન કર્યું હતુ સૌથી પહેલા પ્રમુખે, થાઇલેન્ડથી ટોકિયો આવવા નીકળેલા સ્વામીસત્યાનંદપુરી અને શ્રી પ્રીતમસીંગ અને મલાયાથી ટોકિયો આવવા નીકળેલા શ્રી. કે. એ. એન. આયર તથા કેપ્ટન અકરામખાનના, વિમાની અકસ્માત દરમિયાન થયેલા મૃત્યુ માટે ઊંડો ખેદ વ્યક્ત કરતુ પ્રવચન કર્યું હતું. મૃતાત્માઓની શાન્તિ માટે બધાએ ઊભા થઈને શાન્તિમા પ્રાર્થના કરી હતી અને એમના સગાંવહાલાંઓને આશ્વાસનના પત્રો લખવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. એ પછી હિન્દીઓની આ યુદ્ધ પરત્વેની વલણનો પ્રશ્ન હાથ ધરવામાં આવ્યો હતો અને એ અંગે નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

ઠરાવ :—અમે માનીએ છીએ કે બૃહદ્ પૂર્વ એશિયાના આ વિગ્રહ દરમિયાન એશિયામાથી બ્રિટિશ સાગવગનો નાશ થઈ જવાનો છે. સંપૂર્ણ આઝાદી માટેનું જે ધ્યેય હિંદે નક્કી કર્યું છે તે પ્રાપ્ત કરવા માટે એની સમક્ષ એક સુવર્ણસંધિ ઊભી થઈ છે એમ પણ અમે માનીએ છીએ. અમને લાગે છે કે આ યુદ્ધ વિરમ્યા પછી, એશિયાનાં વિવિધ રાષ્ટ્રોના સ્વયંભૂ પ્રયાસમાંથી એક નવા જ એશિયાનો જન્મ થવાનો છે અને તેથી, જાપાની વડાપ્રધાન ટોજોએ, સિંગાપોરનાં પતન વખતે કરેલી જાહેરાત અનુસાર આપણે જાપાન સાથે હાથ મિલાવવા જોઇએ એવો અમે નિર્ણય કરીએ છીએ.

વડાપ્રધાન ટોજોની એ જાહેરાત ત્યાં ફરીને વાંચવામાં આવી હતી.

"હિન્દનો ઇતિહાસ હજારો વર્ષથી સુવર્ણાક્ષરે આલેખાતો આવ્યો છે. એની સંસ્કૃતિ સભર અને સમૃદ્ધ છે. આજે એની સમક્ષ, બ્રિટનનાં દમનકારી શાસનને ફગાવી દેવાની અને બૃહદ–પૂર્વ–એશિયામાં સહસમૃદ્ધિક્ષેત્રની સ્થાપના કરવામાં સહાયભૂત થવાનો અવસર આવી પહોંચ્યો છે. હિન્દીઓ માટેનાં હિન્દનું સર્જન કરવાનો અને હિન્દને એનો પુરાણો દરજ્જો ફરીથી અપાવવામાં મદદ કરવાનો જાપાનનો ઈરાદો છે. આવી મદદમાં જાપાન કશી કમીના નહિ રાખે. જો હિન્દ, એની પ્રણાલિકા અને એના ઇતિહાસને વીસરી જઇને, એની સમક્ષ ઉભું થયેલું ધર્મકૃત્ય પાર પાડવા કટિબદ્ધ નહિ બને અને બ્રિટનના શબ્દછળમાં સપડાઇને એનું કહ્યું કર્યા કરશે તો હિન્દી પ્રજાનાં પુનરુત્થાન માટેની બીજી આવી તક એને કદી જ નહિ સાંપડે એવો મને ભય છે"

આ પછી, સભ્યો વચ્ચે ચાલેલી કેટલીક ચર્ચા બાદ, સ્વાતંત્ર્યઆન્દોલન માટે એકતા, શ્રદ્ધા, અને આત્મત્યાગનાં સૂત્રને મહામંત્ર તરીકે અપનાવવાનું નક્કી કરવામાં આવ્યું હતું.

"હિન્દની સંપૂર્ણ આઝાદી" એ શબ્દપ્રયોગના અર્થ વિષે પૂરેપૂરી સ્પષ્ટતા કરવામાં આવી હતી આ સ્વાતંત્ર્ય વિદેશીઓનાં વર્ચસ્વથી બિલકુલ મુક્ત હોવું જોઇએ. વિદેશીઓ, એ સ્વાતંત્ર્યમાં કોઇ પણ પ્રકારની દખલગીરી કરી શકે નહિ કે એના ઉપર કોઇ નિયમન રાખી શકે નહિ. આન્દોલનનું ધ્યેય આવી આઝાદી હાંસલ કરવાનું છે અને એને માટે હાલની ઘડી અત્યંત યોગ્ય છે એમ સ્પષ્ટ કરવામાં આવ્યું હતું.

આ પછી, પૂર્વ એશિયા અને હિન્દમાં, આઝાદીનાં આન્દોલનનો પ્રચાર કરવા માટે નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો.

પ્રચાર:–પૂર્વ એશિયામાં, વાયુવાર્તાલાપો દ્વારા, પત્રિકાઓ દ્વારા, વર્તમાનપત્રો દ્વારા, લેખો દ્વારા, પ્રવચનો દ્વારા, દેખાવો અને જલસાઓ દ્વારા અને બીજી રીતે આઝાદીનો પ્રચાર કરવો. હિન્દમાં બ્રોડકાસ્ટ દ્વારા, પત્રિકાઓ ફેંકીને, આપણા માણસો હિન્દમાં ઉતારીને અને હિન્દી નેતાઓ તેમ જ હિન્દી સંસ્થાઓ સાથે સંપર્ક સાધીને આ બાબતનો પ્રચાર કરવો.

સંગ્રામ સમિતિ:–પૂર્વ એશિયામાં ઠેરઠેર હિન્દી સ્વાતંત્ર્ય સંઘની શાખાઓ સ્થાપવી. યુદ્ધકાળ દરમિયાન લાગતાં વળગતાં સ્થળોએ સ્થાયલી સ્થાનિક સમિતિઓ પ્રમુખની ચૂંટણી કરશે. સમિતિમાં ખાલી પડતી જગ્યા

સમિતિની બહુમતિ ભરી શકશે. સમિતિના પોણા ભાગના સભ્યોના મતદ્વારા જ પ્રમુખને એના હોદ્દા પરથી દૂર કરી શકાશે.

મંત્રણા તંત્ર—આ તંત્રમાં વિવિધ સ્થાનિક સંસ્થાઓના પ્રમુખો અને આઝાદ હિન્દ ફોજના પ્રતિનિધિઓ રહેશે. લશ્કરી પ્રતિનિધિઓ મુલ્કી પ્રતિનિધિઓ કરતા વધવા ન જોઈએ. આવી રીતે ઊભી થએલી સંસ્થા પ્રતિનિધિ સમિતિ કહેવાશે. એ સામાન્ય કાર્યરીતિ નક્કી કરશે અને એક સંગ્રામ સમિતિ પણ નીમશે. આ સંગ્રામ સમિતિમાં એક પ્રમુખ અને બીજા ચાર સભ્યો રહેશે. આ ચારમાંથી ઓછામાં ઓછા બે લશ્કરી સભ્યો હશે. સામાન્ય કાર્યરીતિનો અમલ કરવાનું કામ સંગ્રામ સમિતિનું રહેશે. આ અમલ માટે તેઓ જુદાં જુદાં ખાતાઓમાં વહીવટી અમલદારોની નીમણૂક કરી શકશે.

જુદાં જુદાં ખાતાઓ નીચે પ્રમાણે રહેશે.—

મુલ્કી—(૧) વિદેશખાતું અથવા સંપર્કખાતું (૨) નાણાખાતું (૩) કાયદાખાતું (૪) પ્રચારખાતું (૫) વિવિધ શાખાઓના વહીવટને લગતું ખાતું (૬) રાહતખાતું (૭) મુલ્કી પોલિસ અને જાસૂસી ખાતું (૮) મુલ્કી સ્વયંસેવકોનું ખાતું.

લશ્કરી—(૧) યુદ્ધ ખાતું (૨) રંગરૂટોની ભરતી અંગેનું ખાતું (૩) લશ્કરી જાસુસી અને લશ્કરી પોલિસ ખાતું (૪) યુદ્ધ કેદીઓનું ખાતું.

સંગ્રામ સમિતિને જો યોગ્ય લાગે તો પ્રતિનિધિ સમિતિની સભા બોલાવીને તેઓ તેમની સલાહ લઈ શકશે.

હિન્દી રાષ્ટ્રિય મહાસભાની નીતિ ઈચ્છા કે અભિપ્રાયની વિરુદ્ધ જઈ હિન્દ કે બ્રિટનની સામે કોઈ લશ્કરી પગલાં ભરતાં પહેલા સંગ્રામ સમિતિએ, પ્રતિનિધિ સમિતિની મંજૂરી મેળવવી પડશે અને એની સૂચના અનુસાર કામ કરવું પડશે.

હિન્દ સામેના લશ્કરી પગલા હિન્દી અફસરોના હાથ હેઠળની આઝાદ હિન્દ ફોજ દ્વારા જ લેવાય એવી ઈચ્છા પણ વ્યક્ત કરવામાં આવી હતી. આ કામ માટે સંગ્રામ સમિતિ જાપાન પાસે જરૂરી જણાતી લશ્કરી સહાય અને મદદ માગી શકશે.

આ ઉપરાંત બીજો એવો પણ ઠરાવ કરવામાં આવ્યો હતો કે જાપાનની હિન્દ પ્રત્યેની નીતિ પરત્વે વધુ સ્પષ્ટતા થાય એ હેતુથી શાહી જાપાની સરકારને, નીચેની મતલબની જાહેરાત કરવાની વિનંતિ કરવામાં આવે —

(૧) હિન્દને, બ્રિટિશ સામ્રાજ્ય સાથેના સર્વ સંબંધો તોડી નાખવાનાં કામમાં અને સંપૂર્ણ આઝાદી હાંસલ કરવાનાં કામમાં, શક્ય એટલી બધી મદદ આપવા જાપાન તૈયાર છે.

(૨) બ્રિટિશ સામ્રાજ્ય સાથેના હિન્દના સંબંધો તૂટી જાય તે પછી, અને હિન્દ આઝાદ થાય તે પછી જાપાન હિન્દના સાર્વભૌમત્વનો સ્વીકાર કરશે.

(૩) શાહી જાપાની સરકાર, હિન્દની નિર્ભેળ સ્વતંત્રતા અંગે જોઈતી બાંહેધરી આપશે.

(૪) શાહી જાપાની સરકાર બીજા મિત્રરાષ્ટ્રો પાસે પણ હિન્દની આઝાદી અને એના સાર્વભૌમત્વનો સ્વીકાર કરવા માટે પોતાની લાગવગનો ઉપયોગ કરશે.

(૫) હિન્દનું ભાવિબંધારણ ઘડવાનું કામ સંપૂર્ણતઃ હિન્દી પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં જ સોંપી દેવામાં આવશે.

## [૩]

## એકતાનો આરંભ

**ગયા** પ્રકરણમા આપણે જોયું કે દૂર પૂર્વના હિંદીઓ વચ્ચે એકતા સ્થપાઈ હતી. તેઓએ રાસબિહારી બોઝને પોતાના નેતા તરીકે સ્વીકાર્યા હતા અને હિંદને સંપૂર્ણ સ્વતંત્ર કરવાનો નિર્ણય એ સૌએ કર્યો હતો.

આ નિર્ણય અનુસાર તત્કાળ કાર્યનો આરંભ કરવામા આવ્યો હતો. પૂર્વની દુનિયામા નવી હવાનો સંચાર થયો હતો. સિંગાપોર શ્યોનાન બની ચૂક્યું હતું. હિંદી સ્વાતંત્ર્ય સંઘનું હવે એ વડું મથક બની ગયું. શ્રી. રાઘવન મલાયાના એક આગેવાન હતા તેઓએ ટોકિયો જઈને શું મેળવ્યું તે એમના જ એક જાહેરસભા સમક્ષના નિવેદનમાંથી મળી રહે છે. આપણે જોયું કે ટોકિયો જતા પહેલા એમના અને એમના સાથીઓના દિલમાં જાપાનના ઈરાદાઓ વિષે શંકા હતી. આગળના પ્રકરણોમા જાપાન સાથેની એમની અથડામણો પણ આપણે જોઈ શકીશું, પરંતુ તે દિવસે સૌના દિલમાં શ્રદ્ધાએ પ્રવેશ કર્યો હતો. ટોકિયોથી પાછા ફર્યા પછી શ્યોનાનમાં પ્રથમ પહેલી જંગી જાહેરસભા થઈ તેમાં હિંદી આગેવાન શ્રી રાઘવને અને જાપાનના લશ્કરી વડા મેજર ફુજીવારાએ એક જ સૂરમાં જે પ્રવચનો કર્યાં તે અનુક્રમે આપણે વાંચી જઈએ.

"સીંગાપુરના પતન પછીથી શ્યોનાનમા, હિન્દીઓની આ પહેલી જ સભા મળી રહી છે આ તકે પહેલાં તો જાપાનના લશ્કરી વિજયને પરિણામે આપણને થયેલો આનંદ તમારા બધા તરફથી હું વ્યક્ત કરું છું. બ્રિટિશ સત્તા અને શાહીવાદનો ભોગ બનેલા હિન્દીઓ મલાયાની મુક્તિનું યોગ્ય મૂલ્યાંકન કરી શકે એમ છે. બૃહદ્-પૂર્વ એશિયાના મુક્તિસંગ્રામના ઇતિહાસનું પહેલું જ્વલંત પ્રકરણ આપણે મા-ભોમ તરીકે સ્વીકારેલા આ દેશમાં લખાયું છે

તેનો મને આનંદ છે એક એશિયાઈ તંત્રમાં એક એશિયાઈ પ્રજા તરીકે રહેવાની અને જેને "એશિયાઈ એશિયા" કહી શકાય એવા એશિયાની રચનામાં સહાયભૂત થવાની આ તક આપણને મળી તેથી આપણાં અંતર આનંદથી ઊભરાય છે. આ દેશને નિમિષ માત્રમાં કબજે કરી લેનાર અને આખી દુનિયામાંની બ્રિટનની સત્તા અને પ્રતિષ્ઠા ઉપર પ્રહાર કરનાર જાપાની સર સેનાપતિનું આપણે અભિવાદન કરીએ છીએ. જાપાન જે ઉદાત્ત કાર્યક્રમના અમલ માટે કટિબદ્ધ બન્યું છે તેમાં સંપૂર્ણ સહકાર આપવાની અને વફાદારી બતાવવાની અમે જનરલ યામાશીટાને ખાતરી આપીએ છીએ.

બૃહદ્ એશિયા પોતાના સંસ્કૃતિ અને સિદ્ધાન્ત અનુસાર વિકાસ સાધે એવી ઇચ્છાથી જાપાને ઉપરોક્ત કાર્યક્રમ ઘડ્યો છે પણ એ કાર્યક્રમ વાસ્તવિક રીતે ત્યારે જ અમલી બની શકે જ્યારે સંસ્કાર, ધર્મ અને વિદ્યાની જન્મદાત્રી આપણી પુરાતન ભારતમાતા વિદેશીઓએ લાદેલી ગુલામીની શૃંખલાઓ તોડીને મુક્ત બને. એ શૃંખલા તોડવામાં મદદ કરવી એ જાપાનના કાર્યક્રમનો એક ભાગ છે. એક સૈકાથી આપણે દુનિયાનાં સૌથી તુંડમીજાજી અને તુમાખી નાદીવાદ સામે બને એવી રીતે લડતા આવ્યા છીએ. એ લડતમાં ઘણાએ પોતાનો જાન કુરબાન કર્યો છે, હજારોએ કારાવાસ સેવ્યો છે અને હજારોએ રાષ્ટ્રના પુનરુત્થાન માટે પોતાનું સર્વસ્વ હોમી દીધું છે. બસો વર્ષની ગુલામીએ આપણી શક્તિ ભલે હરી લીધી હોય, આપણી નીતિમતા ઉપર ભલે ઘા કર્યા હોય પણ આપણો જુસ્સો એ ભાંગી શકી નથી. બસો વર્ષની ગુલામી પછી પણ હિન્દ મહાત્મા ગાંધી જેવી અદ્‌ભુત વ્યક્તિ પેદા કરી શકે છે. દેવાળીઆ અને હતાશ પ્રજામાં આવી વ્યક્તિ પાકે જ નહિ...પણ મહાત્માજી પણ એક માનવી છે એટલે એમના જીવનકાળ દરમિયાન જ જો આપણે હિન્દની આઝાદી હાંસલ કરવી હશે તો આપણે ભૂતકાળના કરતાં કાંઈ જુદા જ ઉપાયો અમલમાં મૂકીને, દેશની અંદર લડત ચલાવતા આપણા દેશબાંધવોને સહાય કરવી પડશે. જાપાનને પણ આ વસ્તુની ખબર હતી અને અમે જ્યારે જાપાનના સંપર્કમાં આવ્યા ત્યારે અમને લાગ્યું કે આપણું સ્વપ્ન સિદ્ધ થવાની ઘડી આવી પહોંચી છે. સૈકાઓથી આપણે જે પ્રાર્થતા આવ્યા છીએ તે જ જાપાન પણ આજે ઇચ્છી રહ્યું છે. આપણા ધ્યેયને જાપાને પોતાનું કરી માન્યું છે. સંભવ છે કે એશિયા માટેના રાષ્ટ્રીય કાર્યક્રમના એક ભાગ તરીકે જ એણે આવી નીતિ ઘડી હોય સ્વતંત્ર હિન્દ, સ્વતંત્ર એશિયાનો એક મહાન દુર્ગ બની શકે એમ છે. માનવજાતના ભાવિ ઘડતરમાં એ મોટો હિસ્સો પુરાવી શકે એમ છે.

પૂર્વ એશિયામાં વસતા હિન્દીઓનું સદ્દભાગ્ય છે કે તેઓ આવા સુવર્ણ અવસરે પૃથ્વી પર અવતર્યા છે. માતૃભૂમિની આઝાદી પ્રાપ્ત કરવા માટે હથિયાર બનવાનું ઇશ્વરે એમને માટે નિર્માણ કર્યું છે તેનો એમણે ગર્વ લેવો જોઇએ.

જાપાનીઓ આ દેશમાં આવ્યા ત્યાંથી જ તેમની મૈત્રિ અને તેમની શક્તિની આપણને પિછાન થવા માંડી હતી. પણ દુનિયામાં હિન્દને ઉન્નત સ્થાન અપાવવામાં તેઓની સહાય મેળવવાનો દિવસ આટલો જલદી આવશે તેની તો જરા સરખી કલ્પના પણ નહોતી. અપરિચિત ગતિએ બનાવો બનતા ગયા અને એક દિવસ આપણને કહેવામાં આવ્યું કે હિન્દની આઝાદીની લડતમાં જાપાન પૂરેપૂરો ટેકો આપવા તૈયાર છે.

**હું તમને સાચેસાચું જણાવી દઉં કે અમારામાંના ઘણા એ અંગે શંકા અને ભીતિ સેવતા હતા. ઇતિહાસમાં તો માત્ર એક રાષ્ટ્ર ઉપર બીજા રાષ્ટ્રનાં વર્ચસ્વના દાખલાઓ જ નોંધાયા છે જાપાનના જેવી વલણ ઇતિહાસને પાને નોંધાઇ જ નથી. આધ્યાત્મિક રીતે નિર્વીર્ય ગણાય એવી બ્રિટિશ સત્તાની લાગવગ હેઠળ આવેલાઓ નિસ્વાર્થી મદદ અને ભ્રાતૃભાવના આદર્શો વિષે જરૂર શંકા સેવે. તેમને જાપાનની નવી ભાવનાની પિછાન ક્યાંથી હોય અને તેઓ જાપાનની ખાત્રીઓને માને પણ કેવી રીતે? આથી જ જાપાનની પ્રશંસા કરવા છતાં અમારા મનમાં ઊંડે ઊંડે શંકા રહ્યા કરતી. હું પણ આવી શંકાઓથી પર નહોતો.**

આથી અમે જાપાન જઇને ત્યાંની પરિસ્થિતિ જાતે તપાસવાનું આમંત્રણ સહર્ષ સ્વીકારી લીધું, કારણ કે અમારી શંકા આશંકાઓ છતાં એશિયાના ભાવિમાં અમને પૂર્ણ શ્રદ્ધા હતી અને એ ભાવિની સિદ્ધિ માટે હિન્દ તથા જાપાન વચ્ચેની મૈત્રિ અનિવાર્ય હતી.

જાપાનમાં અમે જે જોયું તે તો અમારે માટે એક સુખદ આશ્ચર્ય સમુ હતુ. અમે જોયું કે માત્ર રાજપુરુષો જ નહિ પણ આખો દેશ હિન્દને મદદ કરવા તલપાપડ હતો. ત્યાં હિન્દ અને હિન્દીઓ પ્રત્યેની શુભભાવના જોઇને અમારાં હૃદય દ્રવી ગયાં હતાં. અમે જ્યાં જ્યાં ગયા ત્યાં અમને પ્રતીતિ થતી કે જાપાન એનું બોલ્યુ પાળવા તૈયાર છે. તેમનાં કર્તવ્યોમાં રાજરમત જેવું કશું હતું જ નહિ. ઊલટું કહેવું હોય તો કહી શકાય કે તેઓ વધારે પડતા સાચા અને ખુલ્લા દિલના હતા. આવી પ્રજા તરફથી જ્યારે કોઈ પણ જાતની મોટાઈના દેખાવ વિના, એક મિત્ર બીજા મિત્રને આપે એવા પ્રકારનું હિન્દના સ્વાતંત્ર્ય જંગમાં

જાપાનને જે ભવ્ય સંસ્કૃતિની ભેટ ધરી હતી તેનું ઋણ જાપાન આજે અદા કરવા માગે છે હિન્દુ લેહી ચૂસી રહેતા ગોરા રાક્ષસો પ્રત્યે જાપાનને ભારે નફરત છે હિન્દને સહાય કરવાની જાપાનની તૈયારી પરાકાષ્ઠાએ પહોચી ચુકી છે એ અંગેના પુરાવાઓ તમારી સમક્ષ મોજૂદ છે

હિન્દના આયોજનિક કેન્દ્રો ઉપર જાપાનના તોપગોળા પડતા માંડયા છે આ પ્રવૃત્તિ હજી વધવાની છે અમારો હેતુ બ્રિટનના લક્ષ્યસ્થાનોનો જ નાશ કરવાનો છે જાપાન હિન્દમાની બ્રિટિશ લાગવગ નાબૂદ કરવા લડે છે હિન્દી પ્રજાનો નાશ એને નથી કરવો

પણ જો હિન્દ બ્રિટિશરોના મીઠા વચનોથી ભોળવાઈ જશે અને બૃહદ્ એશિયા માટે અમીચંદનુ કામ કરશે તો જાપાનને એની સામે પણ લડવુ પડશે બૃહદ્ એશિયા માટે એ કરુણતમ બનાવ હશે મને એની કલ્પના કરતાં પણ ગભરાટ થાય છે

મલાયામાના ઘણા દેશભક્ત હિન્દીઓની સાથે મારે મૈત્રિ થઇ ગઈ છે હુ હવે એમના સુંદર દેશમા પ્રવાસે જવાની અને મૈત્રીનો સંદેશો સુણાવવાની આતુરતા સેવી રહ્યો છુ

આજે જો કોઇ હિન્દી જાણે અજાણે પણ તમારી અને મારી વચ્ચે વૈમનસ્ય ઊભુ કરે એવુ પગલુ ભરે તો મને ભારે રોષ ઊપજે અને મારી નિદ્રા લુટાઇ જાય આવા પગલાઓ ભરાતા અટકાવવા માટે મારી સમગ્ર શક્તિ ખર્ચ્યા સિવાય હું નહિ રહુ

મારો આ સંદેશ તમારા પ્રત્યેની નિષ્ઠા અને તમારા માટેના અભિનંદન સમાન બની રહો'

[૪]

## સુભાષબાબુનો સંપર્ક

ટોકિયો પરિષદમાં એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે તમામ દેશોમાં વસતા હિંદીઓનું પ્રતિનિધિત્વ જળવાય એવી એક પરિષદ તત્કાળ ભરવી. આ નિર્ણય અનુસાર, તા. ૧૫મી જૂને બેંગકોકમાં જ પરિષદ ભરાઈ અને તે ઐતિહાસિક બની ગઈ. સુભાષબાબુ સાથેનો પહેલો સંપર્ક પણ આ વખતે જ સાધી શકાયો. સુભાષબાબુ જર્મનીમાં રહ્યા રહ્યા માત્ર બર્લિન રેડિયો ઉપરથી પ્રવચનો જ નથી કરતા તેની જાણ પહેલીવાર આખી દુનિયાને ત્યારે જ થઈ જો કે હિંદુસ્તાનને તો તે પછી લગભગ બે વર્ષે ખબર પડી કે જર્મની અને યુરોપના પ્રદેશોમાં પણ સુભાષબાબુએ આઝાદ સેનાઓ સ્થાપી હતી.

સુભાષબાબુએ આ પરિષદના સ્વાગત પ્રમુખને જે સંદેશો મોકલ્યો તે અહીં આપું છું

'ક્રાન્તિવીર શ્રી રાસબિહારી બોઝના શક્તિશાળી નેતૃત્વ હેઠળ મળનારી તમારી પરિષદમાં મને હાજર રહેવાનું આમંત્રણ મળ્યું ત્યારે મને ખૂબ જ આનંદ થયો હતો. હું જાતે તો પરિષદમાં હાજર રહી શકું એમ નથી એટલે મારે તો શુભેચ્છાનો આ સંદેશો પાઠવીને જ સંતોષ માનવો રહ્યો. યુરોપમાના આઝાદ હિન્દી સંઘની શાખાઓ પણ મારા આ સંદેશમાં પોતાનો સૂર પુરાવે છે.

સર સ્ટેફર્ડ ક્રિપ્સે હિંદનો કિનારો છોડ્યો ત્યારથી, આપણી રાષ્ટ્રીય લડતનો છેલ્લો તબક્કો શરૂ થયો છે. આ ઐતિહાસિક લડતમાં, હિંદની અંદરના કે હિન્દની બહારના બધા રાષ્ટ્રપ્રેમીઓએ પોતાનો ભાગ ભજવવાનો છે. છેલ્લાં સોળ વર્ષ દરમિયાન મને જે અનુભવજ્ઞાન લાધ્યું છે તેના ઉપરથી મને ખાતરી

સહાયભૂત થવા અંગેનું વચન અમને જ્યારે મળ્યું ત્યારે એ અમને ખૂબ જ મીઠું લાગ્યું જાપાનીઓ એક નમ્ર પ્રજા છે અને અદ્‌ભુત વિજયો પ્રાપ્ત કર્યા પછી આજે પણ તેઓ નમ્ર જ રહ્યા છે.

અમારા જાપાનના પ્રવાસ દરમિયાન અમને માલૂમ પડ્યું કે જાપાનનો એકે એક આદમી, હિન્દ, માત્ર બ્રિટનની જ નહિ પણ બીજી કોઈપણ વિદેશી સત્તાની ધૂસરીમાંથી મુક્ત થાય એમ ઇચ્છી રહ્યો છે. આ વિદેશી સત્તામાં તેમનો પોતાનો સમાવેશ પણ તેઓ કરે છે. માત્ર એક મહાન પ્રજા જ આવી ભાવના વ્યક્ત કરી શકે છે અને માત્ર એક મહાન પ્રજા જ એ પિછાની શકે છે.

જાપાનના શહેનશાહ અને વડાપ્રધાન ટોજો તરફથી આપણને મદદ માટે ખાતરી મળી ચૂકી છે. મૃત્યુ પામેલા ચાર હિન્દી શહીદોને, ટોકિયોના હોન ગાંજી મંદિરમાં અંજલિ આપતી વખતે વડાપ્રધાન ટોજોએ, હિન્દને અપાનારી જાપાનની સહાયની ઘોષણા કરી હતી. આ પછીની એક મુલાકાતમાં પણ એમણે એ જ મતલબની જાહેરાત કરી હતી અને હિન્દને, બ્રિટનના પૂર્વ રક્ષણસ્થાનોનો એક દુર્ગ ન બનવા દેવાની ભલામણ કરી હતી. બ્રિટનની આવી નીતિ પ્રત્યે જાપાન ઉદાસીન ન રહી શકે એમ પણ તેમણે જણાવ્યું હતું. બ્રિટનની ધૂંસરી ફેંકી દેવાના કાર્યમાં સમગ્ર સહાય આપવાનું વચન પણ તેમણે આપ્યું હતું.

હિંદીઓ માટેના હિન્દનો, વડાપ્રધાન ટોજોનો એ સંદેશો આજે હું તમને સુણાવી રહ્યો છું. હવે આપણી સંસ્થાને સર્વાંગ સંપૂર્ણ બનાવીને જોરશોરથી કામ શરૂ કરી દેવાની ઘડી આવી પહોંચી છે. મલાયા અને બીજાં સ્થળોમાંના હિન્દી સ્વાતંત્ર્ય સંઘો હવે કમ્મર કસી રહ્યા છે. હું તમને બધાને તૈયાર રહેવાની હાકલ કરું છું. કાળ ભગવાન ઝાઝી તક આપતો નથી. આજે આપણી સમક્ષ સુવર્ણ સંધિ આવી ઊભી છે જાપાનના પૂરા સહકાર વડે આપણું ધ્યેય સિદ્ધ કરીશું એમાં શંકા નથી. કાયર હશે તે પાછળ રહેશે વીર હશે તે આગળ ડગ માંડશે."

એ પછી મેજર ફુજીવારાએ પ્રવચન કર્યું હતું. "વિશ્વના ઇતિહાસમાં સૌથી મોટો ફેરફાર જોનાર આ બેટ ઉપર આજે હિન્દીઓની આ સભા બોલાવવામાં આવે છે અને એ સભામાં શ્રી રાઘવનની સરદારી હેઠળ ટોકિયો પરિષદમાં હાજરી આપી આવેલા પ્રતિનિધિઓ તથા મલાયાના બધા શહેરોના લશ્કરી અને મુલ્કી અમલદારો ઉપસ્થિત છે એ વસ્તુ ઘણી સૂચક છે આ સભા સમક્ષ મારા મંતવ્યો પ્રગટ કરતા મને આનંદ થાય છે.

ગૃહથી, એશિયામાં આજે સંપૂર્ણ પરિવર્તન થઇ ગયું છે. જે આયોજનિક સ્થળો કબજે કરીને બ્રિટન તથા અમેરિકા એશિયાને ગૂંગળાવી રહ્યાં હતાં તે બધાં સ્થળો તેમનાં હાથમ થી સંપૂર્ણ રીતે સરકી ગયાં છે. બ્રિટનની તુંડમિજાજી અને અકડાઇનો તમને ઘણો આસ્વાદ મળી ચૂક્યો છે એટલે આ ફેરફાર તો મારા કરતાં તમારા હૈયોને પણ વધારે હલમલાવી મૂકતો હશે એમા શંકા નથી.

બ્રિટિશરો હિન્દુસ્તાનને પોતાનો ખજાનો અને અભેદ્ય દુર્ગ માનતા આવ્યા છે પણ ત્યાં પણ આજે પરિસ્થિતિ બદલાઇ છે. જાપાની સૈન્યોએ નાકાબંધી કરીને બ્રિટન માટે બહારથી ગૂંગળામણ ઊભી કરી છે જ્યારે ૪૦ કરોડ હિંદીઓ બ્રિટન પ્રત્યે અપ્રતિમ ધિક્કાર વરસાવીને એને અંદરથી ડારી રહ્યા છે. હિન્દ સમક્ષ આજના જેવી મહાન અને તાત્કાલિક કટોકટી કદી પણ ઊભી થઇ નથી એની મને ખાતરી છે. મને એ પણ ખાતરી છે કે હિન્દ સમક્ષ આજે એક મહાન તક આવી ઊભી છે. આ તકનો જો હિંદ લાભ નહિ લેશે અને બ્રિટનનું હથિયાર બનવા પસંદ કરશે તો એ સુંદર દેશ અનંત યુદ્ધ અને નર્કની યાતનાનો ભોગ બનશે, એની અખંડિતતાનો નાશ થશે. બ્રિટિશ ધૂંસરી જો એ ફગાવી દેશે તો એને આઝાદી હાંસલ થશે.

બ્રિટન સાથે હાથ મિલાવવો એને માટે આત્મઘાતક નીવડશે. એને સ્વતંત્રતા કદી મળશે નહિ એટલુ જ નહિ પણ ઇતિહાસ એને એશિયાના ચિરંજીવ શત્રુ તરીકે જ ઓળખશે, બ્રિટિશ ધૂંસરી ફગાવી દેવાથી એની પુરાણી પ્રણાલિકાઓ જળવાઇ રહેશે એને આઝાદી મળશે. એની અખંડિતતાનુ રક્ષણ થશે. હિન્દના રાષ્ટ્રીય નેતાઓ આજે યોગ્ય માર્ગ ગ્રહણ કરી રહ્યા છે. તેમની તથા હિન્દના આમ સમુદાયની દેશભક્તિ અને બુદ્ધિ માટે મને ઘણું માન છે. તેઓ વીરતાપૂર્વક મત્યના માર્ગે કદમ માંડી રહ્યા છે.

હિન્દના સ્વાતંત્ર્યજંગને આજસુધી સફળતા ન મળી તેનાં કારણ ત્યાંની સાપેક્ષ પરિસ્થિતિ, બ્રિટિશરોની લુચ્ચાઇ, હિન્દી પ્રજામાં જાગૃતિની ઊણપ અને કેટલાક નેતાઓની તુંદ નીતિ હતા. આ મુશ્કેલીઓ હવે દૂર થઈ છે. હવે તો સંયુક્ત અને સબળ પગલાં ભરીને હિંદની અસ્મિતા સિદ્ધ કરવાનો વખત આવ્યો છે.

હિન્દની આઝાદીની ચળવળને આજે "સિદ્ધિ"ના કાંગરા જણાવા માંડયા છે. ઇતિહાસ આજે હિન્દ પાસે ડહાપણ અને વીરતાનું પ્રદર્શન માગી રહ્યો છે.

તમારી ભવ્ય માતૃભૂમિના પુનરુત્થાનમા સહાયભૂત થવા માટે શાહી જાપાની સરકાર બનતી બધી તૈયારી કરી રહી છે. ભૂતકાળમા તમારી ભૂમિએ

થઈ ચૂકી છે કે બ્રિટિશ શાહીવાદ સામેની આપણી લડતમાં, ધરીરાજ્યો એ જ આપણા સારામાં સારા મિત્રો અને હિન્દ બહારના સાથીઓ છે. આપણને જોઈતી સહાય તેઓ આનંદથી આપશે જ એ બાબતમાં મને શંકા નથી.

......પણ હિન્દની મુક્તિનું કામ મુખ્યત્વે કરીને તો હિન્દીઓએ જ બજાવવાનું છે રાષ્ટ્રીય લડતને મોખરે રહેનારા આપણા જેવાઓને માથે તો, એ લડતને સફળ બનાવવાનું ધર્મકૃત્ય આવી પડેલું છે. હિન્દનાં યુદ્ધોત્તર પુનર્વિધાન માટે હું ચોક્કસ મંતવ્યો ધરાવું છું છતાં દેશના અને સ્વતંત્ર રાષ્ટ્રના ભાવિનું નિર્માણ તો સ્વતંત્ર હિન્દની પ્રજાએ જ કરવાનું રહેશે.

છેલ્લાં દોઢ વર્ષ દરમિયાન દુનિયાના વિવિધ ભાગોમાં ફરીને મેં જે નિરપેક્ષ અભ્યાસ કર્યો છે તેણે મારી ખાતરી કરાવી આપી છે કે બ્રિટન આ યુદ્ધમાં હારી જવાનું છે—બ્રિટિશ સામ્રાજ્ય સંપૂર્ણતઃ છિન્ન ભિન્ન થઈ જવાનું છે. બ્રિટિશ સામ્રાજ્યને નિર્વીર્ય બનાવી રહેલાં બધાં તત્ત્વો હિન્દની મુક્તિનો માર્ગ સરળ બનાવી રહ્યાં છે જ્યારે બ્રિટિશ સામ્રાજ્યને ટકાવી રાખવામાં મદદ કરનારાં બધાં તત્ત્વો હિન્દની ગુલામીને ચિરંજીવ બનાવવામાં સહાયભૂત થઈ રહ્યાં છે.

હિન્દની અંદરના બધા રાષ્ટ્રપ્રેમીઓ હિંદના સ્વાતંત્ર્યના પ્રશ્ન પરત્વે એકમત છે એ જાણીને હિન્દ બહાર વસતા બધા હિન્દી રાષ્ટ્રપ્રેમીઓનું હૈયું આનંદથી ઉછળે છે. આમ છતાં, આઝાદીસંગ્રામને મોખરે રહેનારા અમારા જેવા બધા માને છે કે, આપણી લડતનાં અંતિમ તબક્કામાં હથિયાર ઉપાડવાનો વખત આવવાનો છે અને એ વખત હવે ઝાઝો દૂર નથી. બ્રિટિશ સામ્રાજ્ય દુનિયાભરમાં મદદ માગવા નીકળી પડ્યું છે અને હિન્દમાં વિદેશી સૈન્ય-સામગ્રી ઠાલવી રહ્યું છે એટલે હિન્દી રાષ્ટ્રવાદી એને મળી શકતી ગમે તેવી મદદ માગવા માટેનો અધિકારી બન્યો છે, યોગ્ય રાહબરી અને જરૂરી શક્તિ જો દાખવવામાં આવશે તો હિન્દી પ્રજા આ બધી મુશ્કેલીઓ પાર કરીને આઝાદી હાંસલ કરી શકશે એમાં શંકા નથી. જ્યારે કટોકટીની ઘડી આવશે ત્યારે, અંતિમ લડતમાં ભાગ લેવા માટે હિન્દમાં પ્રવેશ કરતાં મને કોઈ પણ અટકાવી શકશે નહિ.

મને તો ખાતરી છે કે આ યુદ્ધ દરમિયાન હિન્દ સ્વતંત્ર થઈ જશે. હિન્દની મુક્તિ એટલે, એંગ્લો અમેરિકન શાહીવાદનો નાશ. વિજયપ્રસ્થાને પળેલાં જાપાની સૈન્યનું ધ્યેય પણ એ જ છે. હિન્દની આઝાદી, આખી દુનિયાના ગુલામોને આઝાદી માટે તલસતા કરી મૂકશે.

યુરોપમાં સ્થપાયલા આઝાદ હિન્દ સંઘની શાખાઓ, રાષ્ટ્રીય લડતમાં પોતાનો હિસ્સો પુરાવવા માટે પોતાથી બનતું બધું કરી રહી છે, અને પછી આવનારાં પુનર્વિધાન માટે પણ તૈયારી કરી રહી છે એ જણાવતાં મને ઘણો હર્ષ થાય છે. હવે દુનિયાભરમાં પથરાયલા હિન્દી રાષ્ટ્રપ્રેમીઓને એક સર્વસ્પર્શી સંસ્થા દ્વારા સંકલિત કરી લેવાનો સમય આવી પહોંચ્યો છે. તમારી પરિષદને હું સફળતા ઇચ્છું છું અને એ આપણા વિજય-માર્ગનું એક અગત્યનું શીમાચિન્હ બની રહે એવી આશા વ્યક્ત કરું છું. ઇન્કીલાબ ઝિન્દાબાદ—આઝાદ હિન્દ ઝિન્દાબાદ."

પરિષદના આરંભમાં સ્વાગત પ્રમુખ શ્રી. ડી. એન. દાસે કરેલા પ્રવચનનો સાર નીચે પ્રમાણે છેઃ

'આજે આપણે જયારે અત્રે ભેગા મળ્યા છીએ ત્યારે, એશિયાભરમાં અને ખાસ કરીને થાઇલેન્ડમા ભારતવર્ષનો પ્રેમ અને વિશ્વબંધુત્વનો સંદેશ ફેલાવનાર સ્વર્ગસ્થ સ્વામી સત્યાનંદ પુરી યાદ આવે છે. સાથોસાથ શ્રી. નીલકંઠ આયર, કેપ્ટન અકરામખાન અને જ્ઞાની પ્રીતમસીંગ પણ યાદ આવે છે. આ દેશભક્તોના પ્રેમ અને આઝાદીના વારસાનાં હક્કદાર આપણે, આજે એમને નમન કરીએ છીએ.

મિત્રો આપણી માતૃભૂમિ આજે એક કટોકટીભર્યા કાળમાંથી પસાર થઈ રહી છે. જેલની દિવાલો પાછળ રૂંધાયલો સ્વાતંત્ર્યજંગનો પ્રવાહ હવે વ્યાપક બન્યો છે અને બધાં હિન્દીજનો આજે એમાં તણાવા લાગ્યાં છે. શાહીવાદે ગાયેલાં લોભ અને લુંટફાટનાં હાલરડાંએ, હિન્દને આજસુધી ઘેરી નિંદરમાં નાખ્યું હતું પણ આજે એ જાગી ગયું છે. દેશબંધુ સુભાષચંદ્ર બોઝે આપણને જણાવ્યું કે તેમ હિન્દ માટે હવે ભાવિનિર્માણનાં ચોઘડિયાં વાગવા માંડયાં છે અને દરેક હિન્દીએ હવે અફર નિર્ણય કરી લેવાનો છે. આપણા સ્વાતંત્ર્યજંગના ઐતિહાસિક વર્ષથી માંડીને—૧૮૫૭થી માંડીને આજસુધી આપણા પ્રથમ દેશભક્તોએ સ્વાર્પણની જે અપ્રતિમ સરિતા વહાવી છે તેનાં દર્શને, આજે આપણું માથું માનથી નીચું ઢળી જાય છે. આપણા એ પૂર્વજોએ સળગાવેલો આઝાદીનો દિવડો આપણે માટેનો ઘોર અંધકારમાં ટમટમતા ધ્રુવતારક સમો બની ગયો છે. આ દિવડો પ્રગટાવનારાઓએ હિન્દનો આત્મા જીવન્ત રાખ્યો છે અને હિન્દના જુસ્સાને કોઈની પણ તલવાર કે બંદૂક જેર કરી શકે એમ નથી એ દુનિયાને પુરવાર કરી આપ્યું છે.

આજે હિન્દમાં, આઝાદી માટેનું એક વિરાટ આંદોલન ચાલી રહ્યું છે. બ્રિટન તથા એના ક્ષુદ્ર સહાયકો આજે પરાજય અને પીછેહઠના માર્ગોએ આવી ઊભા છે

માનવકલ્યાણના કાર્યમાં અપ્રતિમ હિસ્સો પુરાવવાની શક્તિ હિન્દમાં છે અને તેથી જ હિન્દની આ જાગૃતિ વિશ્વઇતિહાસની આ ઘડીએ ભારે સૂચક અને અગત્યની બની રહે છે માનવ કલ્યાણની ભાવના હિન્દના રાષ્ટ્ર જીવનના તાણાવાણામાં વણાયેલી પડી છે એ તણાવાણાએ હિન્દને એક સર્વાંગ સંપૂર્ણ રાષ્ટ્ર બનાવ્યું છે એજ ભાવનાએ આપણી મહાનિદ્રા દરમિયાન પણ આપણી સભ્યતા અને સંસ્કૃતિને જીવન્ત રાખ્યાં છે એ જ ભાવનાએ, હિન્દ પોતાનો પ્રેમ-ભક્તિનો સંદેશ દુનિયાભરમાં પ્રસરાવવા પગભર થઈ શકશે એવી આશાને બુઝાવા દીધી નથી

બધી હિન્દી રાષ્ટ્રીય સંસ્થાઓની રચના અને સ્વરૂપમાં પણ આ ભાવનાનું પ્રતિબિંબ પડવું જોઈએ આપણા રાષ્ટ્રજીવનનાં વિવિધ અંગોનું એકીકૃત અને છતાં વૈયક્તિક વૈવિધ્યવાળું દર્શન એમાં થવું જોઈએ એક જીવંત હિન્દી સંસ્કૃતિ સાધના માટેના પ્રેરણાસ્થાન સમી હોવી જોઈએ ત્યાગ, સેવા અને સિદ્ધિ એ એના મહામંત્ર હોવા જોઈએ પંડિત જવાહરલાલે કહ્યું છે તેમ હિન્દ જો મરતું હશે તો પછી જીવવાનો અર્થ શો છે અને હિન્દ જો જીવતું હશે તો પછી મરવાનો શોક શો છે ?

આજે તો આપણે આ મંત્રસ્તુ હિન્દ શીખું કરવાનું છે હિંદ ભલે એક પેટાખંડ હોય, એમાં ભલે વૈવિધ્ય દૃષ્ટિગોચર થતું હોય પણ હિંદ મૂળ તો એક જ દેશ છે હિંદ તો વિવિધ પ્રકારના પુષ્પોથી રચાયેલી અને એક દોરે બંધાયેલી સુશોભિત પુષ્પમાળા જેવો છે એમાંથી એક પુષ્પ ઉખેડી લેતાં એનું સૌંદર્ય નાશ પામે છે આજે જ્યારે આપણે આપણી માતૃભૂમિ પ્રત્યેની ફરજ અદા કરવા ભેગા મળ્યા છીએ ત્યારે મને આ સભા પણ વિવિધપ્રકારનાં પુષ્પોથી ગુંથાયેલી પુષ્પમાળા જેવી લાગે છે

મિત્રો, આજે આપણે ભારત માતાને જીવન્ત રાખવા જાનની કુરબાની કરવાની પ્રતિજ્ઞા લેવા ભેગા મળ્યા છીએ વિશ્વકવિ રવીન્દ્રનાથે કાલ્પનિક ભયની શૃંખલાઓ તોડીને ભારતમાતાને પાછી પગભર કરવા માટે જે હાકલ કરી છે અને વિશ્વના સર્વોત્તમ પુરુષ મહાત્મા ગાંધીએ જે ગર્જન કર્યું છે તેમાંથી આજે નૂતન હિન્દની જ્વલંત ભાવના જાગૃત બની છે. આ ભાવના ઉપર

ભયનો ઓછાયો પડયો નથી-ગુલામીનું કલંક લાગ્યું નથી. આપણે એ ભાવનાને અનુરૂપ થવા પ્રયત્ન કરીએ.

રવીન્દ્રનાથ અને ગાંધીજીનાં આપણે વારસો છીએ. શ્રી. રાસબિહારી બોઝના શક્તિશાળી નેતા હેઠળ આપણે આજે ભેગા મળ્યા છીએ. સ્વતંત્ર-સંતુષ્ટ અને સંયુક્ત હિન્દનાં સર્જનના માર્ગે, પૂર્વ એશિયાનાં આઝાદી આંદોલનને વાળવા અંગેનો નિર્ણય આપણે કરવાનો છે. આ આદેશ ઈશ્વરનો છે—એનો અમલ આપણે કરવાનો છે. હિન્દ પ્રત્યેની આપણી વફાદારી આપણને સફળતા અપાવ્યા વિના નહિ જ રહે.

આપણા તરફ સહાનુભૂતિ બતાવનારાઓના અને આપણને સહાય કરનારાઓના આપણે આભારી છીએ. વન્દે માતરમ્—ઈન્કીલાબ ઝિન્દાબાદ—આઝાદ હિન્દ ઝિન્દાબાદ."

એ પછી પ્રમુખસ્થાનેથી શ્રી. રાસબિહારી બોઝે પ્રવચન કરતાં જાપાનના વિજય પછીની હિન્દીઓની પ્રવૃત્તિ ઉપર જે દૃષ્ટિ ફેંકી તે તવારીખના પાનાં તરીકે ઉપયોગી હોવાથી આપણે નીરખી લઈએ. એમણે કહ્યું:

"આવતી ઐતિહાસિક પરિષદનો પ્રમુખ બનાવીને તમે મને મોટું માન આપ્યું છે તેમ જ મારા માથા પર મોટી જવાબદારી પણ નાખી છે. પરિષદ સમક્ષ આવનારા બનાવ, અટપટા પ્રશ્નોનાં નિરાકરણમાં હું તમારી સહાય અને સહકાર માગું છું.

૧૮૫૭માં અને ત્યારપછી આપણા હજારો દેશબાંધવોએ હિન્દની આઝાદી માટે પોતાનાં જીવનનાં બલિદાન આપ્યાં છે. પોતાનું લોહી સીંચીને જેમણે સ્વરાજનું વૃક્ષ ઊભું કર્યું છે એવા, આપણને આઝાદીની નજીક લઈ જનારા હજારો જાણ્યા અજાણ્યા શહીદોને આપણે આજે અંજલિ આપીએ છીએ. એક દિવસ એવો આવશે કે જ્યારે હિન્દનાં શહેરે શહેરે આપણે તેમનું સ્મારક ઊભું કરીશું

અને આજની ઘડીએ, હિન્દના સર્વોત્તમ હિન્દી મહાત્મા ગાંધીને તો આપણે કેમ જ ભૂલી શકીએ ? સૈકાઓની ઊંઘમાંથી તેમણે હિન્દને જગાડ્યું છે. ઇતિહાસ તેમને હિન્દના તારણહાર તરીકે ઓળખશે. આપણે આજે તેમનું બહુમાન કરીએ છીએ.

૧૮૫૭માં આપણને નિષ્ફળતા મળી પણ આઝાદીની આપણી લડત તો ચાલુ જ રહી. છૂપી અને પ્રગટ પ્રવૃત્તિઓ અટકી નહિ. ૧૯૧૪—૧૮ની

લડાઈ વેળા ફરી એક વાર બળવો પોકારાયો. હિન્દી લશ્કર પણ એમા સામેલ થવાનું હતું પણ એ લશ્કરના એક ભાગે વખત કરતા વહેલો બળવો પોકાર્યો અને આપણને ફરી નિષ્ફળતા મળી આપણા હજારો દેશબાંધવોને ફાંસી મળી. હજારોને કાળાપાણીની સજા થઇ.

'૧૪—૧૮ની લડાઇમા ખોટા વચનો આપીને હિન્દને અંશતઃ ભોળવવામા બ્રિટન સફળ નીવડયું હતુ પણ યુદ્ધ પછી બ્રિટને વચનોનો ભંગ કર્યો અને જે કાંઇ નાગરિક હક્કો હિન્દીઓને મળ્યા હતા તે પણ ઝૂટવી લેવાનો પ્રયાસ કર્યો. આ પ્રયાસનો વિરોધ કરનારાઓ ઉપર બોમ્બ અને ગોળીઓ વરસી જલિયાંવાલા બાગનો કારી ઘા તો હજી આપણા હૃદય ઉપરથી રુઝાયો નથી જ્યાં સુધી એ હત્યાકાંડના કરવૈયાઓની સત્તા નાબૂદ ન થાય ત્યાં સુધી એ રુઝાશે પણ નહિ.

એ હત્યાકાંડમા રહેંસાયેલાં હજારેક જેટલા માનવીઓના લોહીએ હિન્દીઓની શિથિલતા ધોઇ નાંખી. ૧૯૧૯ પછી હિન્દીઓમાં ભારે જાગ્રતિ આવી, જલિયાવાલાના હત્યાકાંડનું એ સીધું પરિણામ હતું. આજે જલિયાંવાલા બાગમાં જાન પાથરનારાઓની સ્મૃતિને આપણે અંજલિ આપીએ છીએ

૧૯૩૯માં ફરી યુદ્ધ જાગતા બ્રિટને ફરી વચનો આપવા માંડયા પણ કોઇ નેતા એનાથી ભોળવાયો નહિ ગાંધીજીએ યુદ્ધ અંગે દેશને જે સુંદર નેતાગીરી આપી છે તે માટે આપણે તેમના ઋણી છીએ

હિન્દની પરિસ્થિતિની આ પશ્ચાત ભૂમિકા હતી. ત્યાં તો બૃહદ્ પૂર્વ એશિયાની લડાઇ ૧૯૪૧ના ડિસેમ્બરની ૮મી તારીખે જાહેર થઈ એ દિવસે એવો કોઈ પણ હિન્દી નહિ હોય જેનું હૃદય આનંદથી નાચી નહિ ઊઠયું હોય જાપાનમાં રહ્યા રહ્યા અમે, એશિયાની પીડિત પ્રજાઓ માટે જાપાનની સહાય મેળવવાની પ્રવૃત્તિ આદરી રહ્યા હતા.

હવે જ્યારે આપણા સમાન દુશ્મન સામે જાપાને પણ યુદ્ધ જાહેર કર્યું છે ત્યારે આપણે શું કરવુ એ પ્રશ્ન ઊભો થાય છે. આ પ્રશ્ન અંગે નિર્ણય કરવા ૧૯૪૧ ના ડિસેમ્બરની આઠમીએ ટોકિયોમા વસતા હિન્દીઓ રેનોગ્રીસ ખાતે ભેગા મળ્યા હતા આ હિન્દીઓએ એશિયાના મુક્તિસંગ્રામમા સાથ પુરાવવા માટે આંદોલન ઊભું કરવાનો, આ આંદોલનના સંચાલન માટે એક સમિતિ નીમવાનો અને એ સમિતિનું પ્રમુખસ્થાન મને આપવાનો નિર્ણય કર્યો હતો મેં એ નિર્ણય માન્ય કર્યો હતો. અમે હિન્દની આઝાદી ની ઘોષણા પૂર્વ એશિયાના બધા પ્રદેશોમાં કરવાનો ઠરાવ કર્યો હતો.

આપનો ઓછાયો પડયો નથી-ગુલામીનું કલંક લાગ્યું નથી. આપણે એ ભાવનાને અનુરૂપ થવા પ્રયત્ન કરીએ.

રવીન્દ્રનાથ અને ગાંધીજીનાં આપણે વારસો છીએ. શ્રી. રાસબિહારી બોઝના શક્તિશાળી નેતા હેઠળ આપણે આજે ભેગા મળ્યા છીએ. સ્વતંત્ર-સંદ્રષ્ટ અને સંયુક્ત હિન્દનાં સર્જનના માર્ગે, પૂર્વ એશિયાનાં આઝાદી આંદોલનને વાળવા અંગેનો નિર્ણય આપણે કરવાનો છે. આ આદેશ ઈશ્વરનો છે—એનો અમલ આપણે કરવાનો છે. હિન્દ પ્રત્યેની આપણી વફાદારી આપણને સફળતા અપાવ્યા વિના નહિ જ રહે.

આપણા તરફ સહાનુભૂતિ બતાવનારાઓના અને આપણને સહાય કરનારાઓના આપણે આભારી છીએ. વન્દે માતરમ્—ઈન્કીલાબ ઝિન્દાબાદ—આઝાદ હિન્દ ઝિન્દાબાદ."

એ પછી પ્રમુખસ્થાનેથી શ્રી. રાસબિહારી બોઝે પ્રવચન કરતાં જાપાનના વિજય પછીની હિન્દીઓની પ્રવૃત્તિ ઉપર જે દૃષ્ટિ ફેંકી તે તવારીખના પાનાં તરીકે ઉપયોગી હોવાથી આપણે નીરખી લઇએ. એમણે કહ્યું:

"આવતી ઐતિહાસિક પરિષદનો પ્રમુખ બનાવીને તમે મને મોટું માન આપ્યું છે તેમ જ મારા માથા પર મોટી જવાબદારી પણ નાખી છે. પરિષદ સમક્ષ આવનારા બનાવ, અટપટા પ્રશ્નોનાં નિરાકરણમાં હું તમારી સહાય અને મદદકાર માગું છું.

૧૮૫૭માં અને ત્યારપછી આપણા હજારો દેશબાંધવોએ હિન્દની આઝાદી માટે પોતાનાં જીવનનાં બલિદાન આપ્યાં છે. પોતાનું લોહી સીંચીને જેમણે સ્વરાજનું વૃક્ષ ઊભું કર્યું છે એવા, આપણને આઝાદીની નજીક લઈ જનારા હજારો જાણ્યા અજાણ્યા શહીદોને આપણે આજે અંજલિ આપીએ છીએ. એક દિવસ એવો આવશે કે જ્યારે હિન્દનાં શહેરે શહેરે આપણે તેમનું સ્મારક ઊભું કરીશું

અને આજની ઘડીએ, હિન્દના સર્વોત્તમ હિન્દી મહાત્મા ગાંધીને તો આપણે કેમ જ ભૂલી શકીએ? સૈકાઓની ઊંઘમાંથી તેમણે હિન્દને જગાડયું છે. ઇતિહાસ તેમને હિન્દના તારણહાર તરીકે ઓળખશે. આપણે આજે તેમનું બહુમાન કરીએ છીએ.

૧૮૫૭માં આપણને નિષ્ફળતા મળી પણ આઝાદીની આપણી લડત તો ચાલુ જ રહી. છૂપી અને પ્રગટ પ્રવૃત્તિઓ અટકી નહિ. ૧૯૧૪—૧૮ની

લડાઈ વેળા ફરી એક વાર બળવો પોકારાયો. હિન્દી લશ્કર પણ એમાં સામેલ થવાનું હતું પણ એ લશ્કરના એક ભાગે વખત કરતાં વહેલો બળવો પોકાર્યો અને આપણને ફરી નિષ્ફળતા મળી. આપણા હજારો દેશબાંધવોને ફાંસી મળી. હજારોને કાળાપાણીની સજા થઇ.

'૧૪—૧૮ની લડાઇમાં ખોટાં વચનો આપીને હિન્દને અંશતઃ ભોળવવામાં બ્રિટન સફળ નીવડયું હતું પણ યુદ્ધ પછી બ્રિટને વચનોનો ભંગ કર્યો અને જે કાંઇ નાગરિક હક્કો હિન્દીઓને મળ્યા હતા તે પણ ઝૂંટવી લેવાનો પ્રયાસ કર્યો. આ પ્રયાસનો વિરોધ કરનારાઓ ઉપર બોંબ અને ગોળીઓ વરસી જલિયાંવાલા બાગનો કારી ઘા તો હજી આપણા હૃદય ઉપરથી રુઝાયો નથી. જ્યાં સુધી એ હત્યાકાંડના કરવૈયાઓની સત્તા નાબૂદ ન થાય ત્યાં સુધી એ રુઝાશે પણ નહિ.

એ હત્યાકાંડમાં રહેંસાયેલાં હજારેક જેટલા માનવીઓના લોહીએ હિન્દીઓની શિથિલતા ધોઇ નાંખી. ૧૯૧૯ પછી હિન્દીઓમાં ભારે જાગ્રતિ આવી, જલિયાંવાલાના હત્યાકાંડનું એ મીઠું પરિણામ હતું. આજે જલિયાંવાલા બાગમાં જાન પાથરનારાઓની સ્મૃતિને આપણે અંજલિ આપીએ છીએ.

૧૯૩૯માં ફરી યુદ્ધ જાગતાં બ્રિટને ફરી વચનો આપવા માંડયાં પણ કોઇ નેતા એનાથી ભોળવાયો નહિ. ગાંધીજીએ યુદ્ધ અંગે દેશને જે સુંદર નેતાગીરી આપી છે તે માટે આપણે તેમના ઋણી છીએ.

હિન્દની પરિસ્થિતિની આ પશ્ચાત ભૂમિકા હતી. ત્યાં તો બૃહદ્ પૂર્વ એશિયાની લડાઇ ૧૯૪૧ના ડિસેમ્બરની ૮મી તારીખે જાહેર થઈ. એ દિવસે એવો કોઈ પણ હિન્દી નહિ હોય જેનું હૃદય આનંદથી નાચી નહિ ઊઠયું હોય જાપાનમાં રહ્યા રહ્યા અમે, એશિયાની પીડિત પ્રજાઓ માટે જાપાનની સહાય મેળવવાની પ્રવૃત્તિ આદરી રહ્યા હતા.

હવે જ્યારે આપણા સમાન દુશ્મન સામે જાપાને પણ યુદ્ધ જાહેર કર્યું છે ત્યારે આપણે શું કરવું એ પ્રશ્ન ઊભો થાય છે. આ પ્રશ્ન અંગે નિર્ણય કરવા ૧૯૪૧ ના ડિસેમ્બરની આઠમીએ ટોકિયોમાં વસતા હિન્દીઓ રેનબોગ્રીસ ખાતે ભેગા મળ્યા હતા. આ હિન્દીઓએ એશિયાના મુક્તિસંગ્રામમાં સાથ પુરાવવા માટે આંદોલન ઊભું કરવાનો, આ આંદોલનના સંચાલન માટે એક સમિતિ નીમવાનો અને એ સમિતિનું પ્રમુખસ્થાન મને આપવાનો નિર્ણય કર્યો હતો મેં એ નિર્ણય માન્ય કર્યો હતો. અમે હિન્દની આઝાદીની ઘોષણા પૂર્વ એશિયાના બધા પ્રદેશોમાં કરવાનો ઠરાવ કર્યો હતો.

આપનો ઓછાયો પડયો નથી–ગુલામીનું કલંક લાગ્યું નથી. આપણે એ ભાવનાને અનુરૂપ થવા પ્રયત્ન કરીએ.

રવીન્દ્રનાથ અને ગાંધીજીનાં આપણે વારસો છીએ. શ્રી. રાસબિહારી બોઝના શક્તિશાળી નેતા હેઠળ આપણે આજે ભેગા મળ્યા છીએ. સ્વતંત્ર–સંયુક્ત અને સંયુક્ત હિન્દનાં સર્જનના માર્ગે, પૂર્વ એશિયાનાં આઝાદી આંદોલનને વાળવા અંગેનો નિર્ણય આપણે કરવાનો છે. આ આદેશ ઈશ્વરનો છે—એનો અમલ આપણે કરવાનો છે. હિન્દ પ્રત્યેની આપણી વફાદારી આપણને સફળતા અપાવ્યા વિના નહિ જ રહે.

આપણા તરફ સહાનુભૂતિ બતાવનારાઓના અને આપણને મદદ કરનારાઓના આપણે આભારી છીએ. વન્દે માતરમ્—ઇન્કીલાબ ઝિન્દાબાદ—આઝાદ હિન્દ ઝિન્દાબાદ. "

એ પછી પ્રમુખસ્થાનેથી શ્રી. રાસબિહારી બોઝે પ્રવચન કરતાં જાપાનના વિજય પછીની હિન્દીઓની પ્રવૃત્તિ ઉપર જે દૃષ્ટિ ફેંકી તે તવારીખના પાનાં તરીકે ઉપયોગી હોવાથી આપણે નીરખી લઇએ. એમણે કહ્યું:

"આવતી ઐતિહાસિક પરિષદનો પ્રમુખ બનાવીને તમે મને મોટું માન આપ્યુ છે તેમ જ મારા માથા પર મોટી જવાબદારી પણ નાખી છે. પરિષદ સમક્ષ આવનારા બનાવ, અટપટા પ્રશ્નોનાં નિરાકરણમાં હું તમારી સહાય અને મદદકાર માગું છું.

૧૮૫૭માં અને ત્યારપછી આપણા હજારો દેશબાંધવોએ હિન્દની આઝાદી માટે પોતાનાં જીવનનાં બલિદાન આપ્યાં છે. પોતાનું લોહી સીંચીને જેમણે સ્વરાજનું વૃક્ષ ઊભું કર્યું છે એવા, આપણને આઝાદીની નજીક લઈ જનારા હજારો જાણ્યા અજાણ્યા શહીદોને આપણે આજે અંજલિ આપીએ છીએ. એક દિવસ એવો આવશે કે જ્યારે હિન્દના શહેરે શહેરે આપણે તેમનું સ્મારક ઊભું કરીશું

અને આજની ઘડીએ, હિન્દના સર્વોત્તમ હિન્દી મહાત્મા ગાંધીને તો આપણે કેમ જ ભૂલી શકીએ? સૈકાઓની ઊંઘમાંથી તેમણે હિન્દને જગાડયું છે. ઇતિહાસ તેમને હિન્દના તારણહાર તરીકે ઓળખશે. આપણે આજે તેમનું બહુમાન કરીએ છીએ.

૧૮૫૭માં આપણને નિષ્ફળતા મળી પણ આઝાદીની આપણી લડત તો ચાલુ જ રહી. છૂપી અને પ્રગટ પ્રવૃત્તિઓ અટકી નહિ. ૧૯૧૪—૧૮ની

લડાઈ વેળા ફરી એક વાર બળવો પોકારાયો. હિન્દી લશ્કર પણ એમાં સામેલ થવાનું હતું પણ એ લશ્કરના એક ભાગે વખત કરતાં વહેલો બળવો પોકાર્યો અને આપણને ફરી નિષ્ફળતા મળી આપણા હજારો દેશબાંધવોને ફાંસી મળી. હજારોને કાળાપાણીની સજા થઈ.

'૧૪—૧૮ની લડાઈમાં ખોટાં વચનો આપીને હિન્દને અંશતઃ ભોળવવામા બ્રિટન સફળ નીવડયું હતું પણ યુદ્ધ પછી બ્રિટને વચનોનો ભંગ કર્યો અને જે કાંઇ નાગરિક હક્કો હિન્દીઓને મળ્યા હતા તે પણ ઝૂંટવી લેવાનો પ્રયાસ કર્યો. આ પ્રયાસનો વિરોધ કરનારાઓ ઉપર બોંબ અને ગોળીઓ વરસી જલિયાંવાલા બાગનો કારી ઘા તો હજી આપણા હૃદય ઉપરથી રુઝાયો નથી. જ્યાં સુધી એ હત્યાકાંડના કરવૈયાઓની સત્તા નાબૂદ ન થાય ત્યાં સુધી એ રુઝાશે પણ નહિ.

એ હત્યાકાંડમાં રહેંસાયેલાં હજારેક જેટલા માનવીઓના લોહીએ હિન્દીઓની શિથિલતા ધોઈ નાંખી. ૧૯૧૯ પછી હિન્દીઓમાં ભારે જાગ્રતિ આવી, જલિયાંવાલાના હત્યાકાંડનું એ સીધું પરિણામ હતું. આજે જલિયાંવાલા બાગમાં જાન પાથરનારાઓની સ્મૃતિને આપણે અંજલિ આપીએ છીએ.

૧૯૩૯માં ફરી યુદ્ધ જાગતાં બ્રિટને ફરી વચનો આપવા માંડયાં પણ કોઈ નેતા એનાથી ભોળવાયો નહિ. ગાંધીજીએ યુદ્ધ અંગે દેશને જે સુંદર નેતાગીરી આપી છે તે માટે આપણે તેમના ઋણી છીએ.

હિન્દની પરિસ્થિતિની આ પશ્ચાત ભૂમિકા હતી. ત્યાં તો બૃહદ્ પૂર્વ એશિયાની લડાઈ ૧૯૪૧ના ડિસેમ્બરની ૮મી તારીખે જાહેર થઈ. એ દિવસે એવો કોઈ પણ હિન્દી નહિ હોય જેનું હૃદય આનંદથી નાચી નહિ ઊઠયું હોય. જાપાનમાં રહ્યા રહ્યા અમે, એશિયાની પીડિત પ્રજાઓ માટે જાપાનની સહાય મેળવવાની અર્જી આદરી રહ્યા હતા.

હવે જ્યારે આપણા સમાન દુશ્મન સામે જાપાને પણ યુદ્ધ જાહેર કર્યું છે ત્યારે આપણે શું કરવું એ પ્રશ્ન ઊભો થાય છે. આ પ્રશ્ન અંગે નિર્ણય કરવા ૧૯૪૧ ના ડિસેમ્બરની આઠમીએ ટોકિયોમાં વસતા હિન્દીઓ રેનબોગ્રીલ ખાતે ભેગા મળ્યા હતા. આ હિન્દીઓએ એશિયાના મુક્તિસંગ્રામમાં સાથ પુરાવવા માટે આંદોલન ઊભું કરવાનો, આ આંદોલનના સંચાલન માટે એક સમિતિ નીમવાનો અને એ સમિતિનું પ્રમુખસ્થાન મને આપવાનો નિર્ણય કર્યો હતો મેં એ નિર્ણય માન્ય કર્યો હતો. અમે હિન્દની આઝાદીની ઘોષણા પૂર્વ એશિયાના બધા પ્રદેશોમાં કરવાનો ઠરાવ કર્યો હતો.

૧૯૪૧ ના ડિસેમ્બરની ૨૬ મીએ જાપાનમાંના હિન્દીઓના ઇતિહાસમાં પહેલી જ વાર, કોબે, ઓસાકા, યોકોહામા અને ટોકિયોમાં નિવાસ કરતા હિન્દીઓના ૫૦ પ્રતિનિધિઓની એક પરિષદ ટોકિયોની રેલ્વે હોટલમાં ભરાઇ હતી. આ પરિષદમાં વિવિધ પ્રશ્નો પરત્વે વિચારણા ચલાવાઇ હતી અને હિન્દીઓને પરિસ્થિતિની ગંભીરતા પિછાનવાની અને હિન્દ સામે ઊભા થયેલા ભયો ઓળખવાની હાકલ કરતો એક ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. એ ઠરાવ નીચે પ્રમાણે હતો :—

'યુરોપ અને આફ્રિકામાં બ્રિટન અને તેના સાથીઓને સાંપડેલી પરાજય પરંપરાએ, યુરોપમાંના બ્રિટિશ શાહીવાદનું ભાવિ નિર્માણ કરી નાખેલ હોવાથી અને, જાપાને પૂર્વમાં બ્રિટનની ખુશ્કી અને તરી તાકાતનો નિર્ણયાત્મક રીતે વિનાશ કરવાથી એશિયામાંના બ્રિટિશ શાહીવાદની પ્રતિષ્ઠા અને સત્તા ઉપર મરણતોલ ફટકો પડયો હોવાથી અને,

બ્રિટનના દુર્ગસમા હિન્દના દરિયાઈ કિનારા તથા ખુશ્કી સરહદ નજીક યુદ્ધ પહોંચ્યું હોવાથી, તથા બ્રિટનનાં લડાયક મુખ્ય મથક ભૂંસી નાખવા ધરીરાષ્ટ્રોને હિન્દ ઉપર ચઢાઈ કરવી પડે એવો સંભવ ઊભો થયો છે એટલે અને,

આવી ચઢાઈ જો થાય તો હજારો હિન્દી શહેરો અને ગામોમાં વસતા લાખો નિર્દોષ અને નિઃસહાય હિન્દીઓને અકલ્પ્ય યાતનાઓ ભોગવવી પડે એમ હોવાથી અને,

આવી કમનસીબ પરિસ્થિતિનું નિવારણ, હિન્દની બ્રિટનનાં શાસનમાંથી સંપૂર્ણ મુક્તિ જાહેર કર્યાથી જ અને બ્રિટિશ શાહીવાદ સાથે એના સર્વ સંબંધો તત્કાળ કાપી નાખ્યાથી જ આવી શકે એમ હોવાથી,

જાપાનમાં વસતા હિન્દીઓની આ પરિષદ, હિન્દી રાષ્ટ્રીય મહાસભા અને હિન્દી પ્રજાને એવી આગ્રહભરી અને આજીજીભરી અપીલ કરે છે કે તેમણે હિન્દની આઝાદી તત્કાળ જાહેર કરવી અને બ્રિટનના હાથમાંથી સર્વ સત્તા આંચકી લેવી. બ્રિટનનાં શાહીવાદી યુદ્ધમાં હિન્દ તરફથી જે કાંઈ સહાય મળે તે બધી અટકાવી દેવાનો પણ તેમણે પ્રબંધ કરવો. હિન્દની પ્રજા તરફથી એવી જાહેરાત કરવી કે, હિન્દને આ યુદ્ધમાં સંડોવાવાની બિલકુલ ઇચ્છા નથી. બ્રિટનને મદદ કરવાની આતુરતા એણે કદી સેવી નથી.'

આ સંદેશ લઇને અમારા પ્રતિનિધિઓ શાંઘાઈ ગયા અને ત્યાં પણ હિન્દીઓની એક જંગી સભાએ ઉપરની મતલબના જ ઠરાવો સર્વાનુમતે પસાર કર્યા.

દરમિયાનમાં અમે જાપાનના મુલ્કી અને લશ્કરી સત્તાવાળાઓ સાથે સંપર્ક સાધ્યો અને હિન્દની આઝાદીની લડતમાં મદદ કરવાની અગત્ય તેમના મન પર ઠસાવી. બ્રિટિશ શાહીવાદ હિન્દમાં હશે ત્યાં સુધી સ્વતંત્ર એશિયા માટેની જાપાનની ઝુંબેશ સફળ નહિ થાય એ અમે તેમને સમજાવ્યું. આખરે અમે સફળ થયા અને હિન્દીઓના સ્વાતંત્ર્ય જંગમાં સહાય કરવાની તત્પરતા વડા પ્રધાન ટોજોએ, જાપાની ધારાસભા સમક્ષ સિંગાપુરનાં પતન વખતે કરેલા એક ભાષણમાં વ્યક્ત કરી.

આ જાહેરાતે અમારામાં ઉત્સાહ પ્રેર્યો. અમે અમારી પ્રવૃત્તિ ચલાવવા માટે સાન્નો હોટેલમાં અમારું વડું મથક સ્થાપ્યું, પછી અમે પૂર્વ એશિયામાં વસતા બધા હિન્દીઓની એક પરિષદ બોલાવવાનો નિર્ણય કર્યો. મલાયા હોંગકોંગ, શાંઘાઇ વગેરે સ્થળોના પ્રતિનિધિઓ ભેગા મળ્યા, અને આપણાં આન્દોલનનાં સંચાલન માટે એક પ્રાથમિક બંધારણ ઘડાયું. આ બધું, જેને 'ટોકિયો પરિષદ' કહેવાય છે તેમાં થયું હતું. એ પરિષદમાં, ઇસ્ટ ઇન્ડીઝ, થાઇલેન્ડ, આન્દામાન વગેરે સ્થળોના હિન્દી પ્રતિનિધિઓ નહોતા એટલે એ પરિષદ સમગ્ર પૂર્વ એશિયાના હિન્દી પ્રતિનિધિઓનો અવાજ રજૂ કરી શકી નહોતી. આવો અવાજ રજૂ કરવા અમે પાછળથી એક મોટી પરિષદ બોલાવવાનું નક્કી કર્યું હતું. આજની પરિષદ એ નિર્ણયનો જ પરિપાક છે.

આ અંગેની બધી જવાબદારી મારા માથા પર નાખવામાં આવી, અને આ શહેરમાં પરિષદ ભરવાનો નિર્ણય થયો.

'મિત્રો, આપણે જાણીએ છીએ કે હિન્દ આજે ઇતિહાસના એક અગત્યના તબક્કામાંથી પસાર થઇ રહ્યું છે. આજે ભાષણો કરવાનો વખત નથી. આજે તો કામે લાગી જવાનો અને ચોક્કસ નિર્ણય કરી લેવાનો વખત છે. સમય આપણે માટે રાહ જોવાનો નથી. અને ખબર છે કે આપણી સમક્ષ ઘણી મુશ્કેલીઓ ઊભી થશે, આપણાં મનમાં ઘણી આશંકાઓ જાગશે પણ આપણે કૃતનિશ્ચયી હશું તો એ બધાનો નિવેડો આવી શકશે. આપણી માતૃભૂમિ પ્રત્યેની જવાબદારી પિછાનીને, આવેલી તક આપણે જવા દેવી ન જોઇએ...નહિ તો પાછળથી રડવાનો પ્રસંગ આવશે. આપણે તો આપણાં હજારો શહીદોએ આદરેલાં પૂરાં કરવાનાં છે. બંધુઓ, ઊઠો અને કમર કસો. મહાત્મા ગાંધી અને સ્વતંત્ર હિન્દની આપણી ભાવિ પ્રજા આપણે માટે અભિમાન લઇ શકે એવી પરિસ્થિતિ ઊભી કરવા પ્રવૃત્ત થાઓ.

તમારા મનમાં જે આશંકાઓ ઊભી થતી હશે તેની હું કદર કરી શકું છું પણ એ આશંકાઓ ખોટી છે તેની હું તમને ખાતરી આપું છું. આજે તો આપણા મિત્રો પ્રત્યે પણ આપણે આ શંકા સેવતા થઇ ગયા છીએ, પણ એવી મનોવૃત્તિ પ્રગતિની અવરોધક છે. દુશ્મનના સૂક્ષ્મ પ્રચારે પણ આપણા ઉપર અસર કરી છે. એ અસર ખંખેરી નાખ્યે જ છૂટકો છે. દુશ્મનનાં વચનો ઉપર હવે વિશ્વાસ રખાય એમ નથી. આજે તો, "બહાદુરીથી કામ કરે એને જ વીરતા વરે છે" એ પંડિત જવાહરલાલના શબ્દોને આપણે જીવનમંત્ર સમા ગણવા જોઇએ.

આ પરવિદ પૂરી થાય ત્યાં સુધીમાં હિન્દની આઝાદી માટેની વ્યવહારુ યોજના ઘડી કાઢજો હિન્દી લશ્કરની મદદ આપણા પક્ષે છે. તમારા નિર્ણય ઉપર, એ મદદના હવે પછીના ઉપયોગનો આધાર છે. દુશ્મનના પ્રચારની ઇન્દ્રજાળમાં સપડાયેલ જે હિન્દીઓ યુરોપ અને આફ્રિકામા ખપી ગયા છે તેમના મિત્રો અને સ્નેહીઓ પ્રત્યે આજે આપણે સહાનુભૂતિ પાઠવીએ છીએ. આપણા અહીંના હિન્દી સૈનિકોની વીરતામાં મને વિશ્વાસ છે. તેમની સહાય વડે આપણે શાહીવાદ સામેની લડતમાં જીતીશું જ એવી મને ખાતરી છે. આજે આપણે ખભેખભા મીલાવીને લડવાનું છે. અને આપણે એક જ વસ્તુ યાદ રાખવાની છે એક અને અવિભક્ત હિન્દ. એ હિન્દનો એક જ દુશ્મન છે— ઇંગ્લેન્ડ એ હિન્દનું એક જ ધ્યેય છે—સંપૂર્ણ સ્વાતંત્ર્ય: વન્દે માતરમ્'

## [૫]

## આઝાદ સંઘની સ્થાપના

બેંગકોકની પરિષદને અપૂર્વ સફળતા મળી હતી. આવી એકતા ત્યાં સ્થાપી શકાશે એવી કલ્પના પણ કોઈને નહોતી. આ પરિષદમાં જાપાન, મન્ચુકો, હોંગકોંગ, બ્રહ્મદેશ, જાવા, સુમાત્રા, બોર્નીઓ, મલાયા અને થાઈલેન્ડના, ત્યાં વસતા હિંદીઓના પ્રતિનિધિઓ અને યુદ્ધકેદી તરીકે જાપાનના હાથમાં આવેલા હિંદી લશ્કરના કેટલાક પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા. શ્રી. બોઝે અદ્ભુત કુશળતાથી પરિષદનું સંચાલન કર્યું હતું. પરિષદ તા. ૧૫મીથી ૨૩મી સુધી ચાલુ રહી હતી. પુષ્કળ સવાલો ચર્ચાવાના હતા.

સુભાષમાણુએ દૂરપૂર્વની દુનિયામાં આ પરિષદ પછી લગભગ એક વર્ષે પગ મૂક્યો. આ એક વર્ષ ખરેખર ઘડતરનું વર્ષ હતું. આ વર્ષમાં હિંદ આઝાદ સંઘની અંદર અને બહાર ઘણી અથડામણો થઈ. જાપાન શાહીવાદે પણ થોડાંક સોગઠાંઓ ખેલ્યાં. એકાદ બે વાર તો આખી યે ઈમારત તૂટી પડે એવો ભય પણ ઉપસ્થિત થયો, પરંતુ એ બધા વમળો, ખડકાઓ અને ખડકોની આરપાર આઝાદ સંઘની નૌકાને લઈ જવાનું માન શ્રી રાસબિહારી બોઝને ઘટે છે. એમના પૂર્વજીવન ઉપર એક નજર નાખી જઈએ.

હિંદીઓએ દાદાભાઈ નવરોજજીને જો 'હિંદના' 'દાદા' કહી નવાજ્યા તો જુવાનોના, ઉકળતા લોહીના, ક્રાંતિકારીઓના 'દાદા' હતા શ્રી. રાસબિહારી બોઝ. આઝાદ હિંદ ફોજ સાથે દાદા—અથવા ક્રાંતિકારીઓ એમને પ્રિય નામથી બોલાવતા તે રાસુદા—નો સંબંધ રચવાનાં પહેલાં ભારતવર્ષની વર્તમાન પેઢી એમને લગભગ ભૂલી ગઈ હતી એમ કહીએ તો ચાલે. એક સામાન્ય કાર્યકર્તામાંથી પોતાની એકનિષ્ઠ સેવા, સંગઠનશક્તિ અને કાર્યકુશળતાને લીધે સારાયે ભારતવર્ષના ક્રાંતિજનના તેઓ નેતા બન્યા હતા.

૧૯૧૨માં તે સમયના વાઈસરોય લોર્ડ હાર્ડિંજ પર બોંબ ફેંકવાના કેસમાં તેઓ પ્રથમ પકડાયા. તે પછીથી થયેલી સઘળી ક્રાંતિકારક પ્રવૃત્તિમાં એમનો મુખ્ય હિસ્સો રહ્યો. ૧૯૧૪–૧૫માં દિલ્હી કાવતરા કેસમાંયે તેઓ સારી એવી ખ્યાતીમાં આવ્યા. એમના બે સહકારીઓ શ્રી અવધ બિહારીલાલ તથા માસ્ટર અમીચંદને દેહાંતદંડની શિક્ષા થઈ. શું ક્રાંતિકારીઓ આટલી ગજબ હિંમત બતાવી શકે? અને તે યે હિંદના? કોઈને સ્વપ્ને યે ખ્યાલ નહિ હોય એટલાં ધૈર્ય અને હિંમત આ ક્રાંતિકારીઓએ પોતાનો કેસ ચાલતો હતો ત્યારે બતાવ્યાં.

દાદાને માટે લલચાવનારું મોટું ઈનામ કાઢવામાં આવ્યું. ઠેરઠેર એમની છબીઓ ટાંગવામાં આવી. છતાં સરકારી જાસુસીના હાથ હેઠા પડયા. એ ન જ પકડાયા. એક વખત તો એવું બન્યું કે એક રાત્રે તેઓ પંજાબ જવા માટે કાશીથી દિલ્હીના રસ્તે ગાડીમાં બેઠા હતા. રાત હોવા છતાં એ તો સતત જાગતા બેઠા રહ્યા. દિલ્હી છોડયું ને થોડીવારે પોતાને પરિચિત એવા એક પોલિસ અમલદારને બાજુની બેઠક પર જોયો. પણ મોંઢા પરનો ભાવ એમણે લગીરે બદલ્યો નહિ. શાંતિથી બીજે સ્ટેશને જુદા જ ડબ્બામાં બેસી ગયા ને એમ ઠેઠ અમૃતસર સુધી પહોંચ્યા. કાશી અને લાહોરમાં ચાલતી ગુપ્ત પ્રવૃત્તિ અત્યાર સુધી એમણે જારી રાખી હતી. અહીં ઘણા ક્રાંતિકારીઓના સંપર્કમાં એ આવ્યા, પંજાબના આગેવાન કરતારસિંહ અને બંગાળના નેતા યતીન્દ્રબાબુ પણ એમની જ રાહબરી નીચે કામ કરતા.

યુરોપમાં યુદ્ધનો દાવાનળ પ્રગટી ચૂકયો હતો. બ્રિટન એમાં સંડોવાયું હતું. સત્તા હાથ ધરવાની આ જ એક સુવર્ણ તક હતી. ભારતમાં સ્વાતંત્ર્ય યુદ્ધ શરૂ કરવા માટેનો દિવસ પણ નક્કી કરી દેવામાં આવ્યો હતો. જે હતી ફેબ્રુઆરીની ૨૧મી તારીખ. સારાયે હિંદના ક્રાંતિકારીઓ એકઠા મળ્યા હતાઃ કરતારસિંહ, શચીન્દ્રનાથ, સોહનસિંહ, પિંગલે અને નલિની. આ સર્વએ એકસાથે દિલ્હી, કાશી, જબલપુર, મીરત, લાહોર વગેરે સ્થળોએ ત્યાં ત્યાંના શાહી લશ્કરને ફોડવાનો નિર્ણય કર્યો હતો. ગદરપાર્ટીની પણ એમણે મદદ મેળવી હતી. સૌને લાગ્યું, તારીખ દૂર હોવાથી ગુપ્તવાત જલદી બહાર આવી જશે એટલે ૨૧મી ફેબ્રુઆરીને બદલીને તે ૧૫મી ફેબ્રુઆરી રાખવામાં આવી. પરંતુ કૃપાલસિંહ નામનો એક આદમી ફૂટી ગયો અને ક્રાંતિ નિષ્ફળ નીવડી.

દિલ્હી કાવતરા કેસ વખતનું એમને પકડવા માટેનું ભારે ઇનામ તો હતું જ. લાહોર કાવતરા કેસ વખતે પણ ક્રાંતિના અગ્રણીઓમાં એમનું નામ

બોલાતું હતું. આથી પંજાબ સરકારે અઢી હજારનું બીજું ઇનામ કાઢ્યું. બનારસ કાવતરા કેસમાં પણ રાસુદા સંડોવાયલા માની સંયુક્તપ્રાંતની સરકારે એને માટે બીજા અઢી હજાર જાહેર કર્યા. આમ એમને પકડાવી આપનારને કુલ્લે સાડા બારહજાર મળે એમ હતા. કોઇપણ છૂપી પ્રવૃત્તિ માટે પૈસાની તો જરૂર પડે જ. ક્રાંતિદળને પૈસાની ઘણી જ જરૂર હતી. આથી સ્વમુખે એ કહેતા કે "શા માટે હેરાન થાઓ છો? મને પકડાવી આપીને ઇનામમાં મળેલી રકમથી તમારી પ્રવૃત્તિ જોશભેર આગળ ધપાવો."

આમ ઉપરાઉપરી કાવતરાં પકડાઇ જવાથી, વધુ સંગઠિત રીતે કામ થાય અને તેને પૂરતા પ્રમાણમાં વેગ મળે માટે હથિયારો મેળવવા જોઇએ. છેવટે મિત્રોના અતિઆગ્રહને વશ થઈ વિદેશ જવાનું અને ત્યાંથી પિસ્તોલ તેમ જ કારતુસો મોકલવાનું એમણે સ્વીકાર્યું.

આવે કારણે દાદા કલકત્તામાં આવ્યા ને ભરબપોરે સ્ટીમરપર પહોંચી ગયા. હિંદનો કિનારો છોડતાં એમને થયેલી વેદના અસહ્ય હતી. જાપાન પહોંચ્યા પછી ચીનમાંથી છૂપી રીતે હથિયારો મોકલવાનો એમણે પ્રબંધ કર્યો, પરંતુ વાત પકડાઇ ગઇ ને બ્રિટિશરોએ જાપાન પર એવું દબાણ કર્યું કે દાદાને પાંચ જ દિવસમાં શાંઘાઈ છોડી દેવું પડ્યું. ત્યાંથી અદૃશ્ય થયા પછી આઠ વર્ષ એમણે ક્યાં વીતાવ્યાં એની હકીકત હજી પણ મળતી નથી.

જાપાનમાં પણ બ્રિટિશ છૂપી પોલીસ તો એમની પછવાડે જ હતી. એકવાર ઘણી કટોકટીની પળે એક જાપાની અમલદારે એમને છોડાવ્યા હતા. જાપાનમાં એમણે લગ્ન કર્યાં. એમના સંતાનોમાં એક પુત્રનું નામ ભારતચંદ્ર હતું. એમનાં પત્ની બંગાળી જાણતાં હતાં.

વિદેશમાં રહીને પણ વતનની કેટલી સેવા થઇ શકે છે એનો એમણે સારો દાખલો બેસાડ્યો. અહીં એમણે હિંદ વિશેનો અહેવાલ પ્રગટ કર્યો. 'એશિયન રિવ્યુ' નામનું એક માસિક તેઓ ચલાવતા અને હિંદનો અવાજ આખી દુનિયામાં ફેલાવતા. જાપાની ભાષામાં હિંદ વિશે પાંચ પુસ્તકો લખી જાપાનીઓની સહાનુભૂતિ જીતી લીધી. એટલું જ નહિ પરંતુ ડૉકટર સદરલેંડે લખેલ "ઇંડિયા ઇન બૉન્ડેજ"નો જાપાની ભાષામાં અનુવાદ પણ પ્રસિદ્ધ કર્યો. જાપાનના વૃત્તપત્રોના, ભારત સંબંધી તેઓ નિયમિત સંવાદદાતા તરીકે પણ રહ્યા હતા.

વર્ષો પહેલાં એક પત્રમાં એમણે લખેલું:

"મારું આખું દૃષ્ટિબિંદુ જ બહુ વિશાળ થઈ ગયું છે. સ્વતંત્રતા તો હિન્દને મળવી જ જોઈએ. કારણ એની સ્વતંત્રતા ઉપર સારાયે જગતના પુનરુદ્ધારનો આધાર છે. સ્વતંત્રતા પોતે સાધ્ય નથી, પણ સાધન છે અને એનું ધ્યેય તે શાહીવાદ અને નોકરશાહીનો નાશ અને સૌને માટે જીવવા કાજે એક નૂતન અને વધુ ઉત્તમ એવી દુનિયાનું સર્જન. હિન્દનો એ ધર્મ છે અને તેથી જ એ મારો અને તમારો યે જીવન ધર્મ છે."

આવા ક્રાંતિકારના નેતૃત્વ નીચે બેંગકોક પરિષદમા નીચેના નિર્ણયો કરવામાં આવ્યા.

(૧) ૧૯૪૨ના જૂનમાં બેંગકોક ખાતે મળેલી હિન્દી આઝાદી પરિષદ ઠરાવે છે કે હિન્દ માટે સંપૂર્ણ અને સત્વર સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે પરિષદે આંદોલનો શરૂ કરવાં.

(૨) પરદેશી અંકુશ, આધિપત્ય અથવા દરમિયાનગીરીથી મુક્ત એવી હિન્દની સંપૂર્ણ આઝાદી સિદ્ધ કરવાનો આ આંદોલનનો હેતુ રહેશે, એવા ૧૯૪૨ના માર્ચ મહિનામાં મળેલી ટોકિયો પરિષદે દર્શાવેલા અભિપ્રાયને આ પરિષદ બહાલી આપે છે, અને વધુમાં તે મક્કમ રીતે માને છે કે આ ધ્યેયને પ્રાપ્ત કરવા અંગેના જરૂરી પગલાં લેવાનો સમય આવી ગયો છે.

(૩) ઠરાવવામાં આવે છે કે આ પરિષદના આશ્રયે શરૂ કરવામાં આવેલી હિન્દી આઝાદી ચળવળ, નીચે જણાવવામાં આવેલાં સિદ્ધાંતો અનુસાર ચલાવવામાં આવશેઃ–

(અ) હિન્દી આઝાદી ચળવળનો મુદ્રાલેખ, "એકતા, શ્રદ્ધા અને સ્વાર્પણ" રહેશે.

(બ) હિન્દને એક અને અવિભાજ્ય ગણવામાં આવશે.

(ક) આ ચળવળની સઘળી પ્રવૃત્તિઓ, વિભાગિય, કોમી કે ધાર્મિક ધોરણે નહિ પરંતુ રાષ્ટ્રિય ધોરણે ચલાવવામાં આવશે.

(ડ) હિન્દની પ્રજાનાં સાચાં હિતોનું પ્રતિનિધિત્વ ધરાવવાનો દાવો કરી શકે તેવી હિન્દી રાષ્ટ્રિય કોંગ્રેસ એક માત્ર રાજકારી સંસ્થા હોવાથી, આ પરિષદ એવું મંતવ્ય ધરાવે છે કે આ ચળવળનો કાર્યક્રમ અને તે અંગે પગલાં ભરવાની યોજનાને એવા પ્રકારનું નિયમન અને દોરવણી મળવી જોઈએ કે જેથી કરીને તેને હિન્દી રાષ્ટ્રિય કોંગ્રેસના ધ્યેય અને ઇરાદાઓના ધોરણ પર લાવી શકાય.

(૫) હિન્દના ભાવી બંધારણનું ઘડતર ફક્ત હિંદી પ્રજાના પ્રતિનિધિઓના હાથે જ કરવું.

(૪) ઠરાવવામાં આવે છે કે હિંદી આઝાદી ચળવળ શરૂ કરવા માટે મંડળની રચના કરવી. આ મંડળને "હિંદી આઝાદ સંઘ"નું નામ આપવામાં આવશે.

ઠરાવવામાં આવે છે કે 'હિંદી આઝાદ સંઘ' તુરત સૈન્ય ઊભું કરવાનું કામ હાથ ધરશે. આ સૈન્યને 'હિંદી રાષ્ટ્રિય સેના' કહેવામાં આવશે હિંદી રાષ્ટ્રિય સેનામાં, હિંદી સૈનિકો-(લડાયક અને બિન-લડાયક) અને હિન્દની આઝાદી માટે હવે પછી લશ્કરી સેવામાં ભરતી કરવામાં આવે એવા નાગરિકોને લેવામાં આવશે.

(૬) ઠરાવવામાં આવે છે કે હિંદી રાષ્ટ્રિય સેનાની રચના, તેના પરનો અંકુશ અને વ્યવસ્થાતંત્ર હિંદીઓના પોતાના હાથમાં મૂકવાં.

(૭) આ પરિષદની એવી તીવ્ર ઇચ્છા છે કે રાષ્ટ્રિય સેનાને તેની શરૂઆતથી જ, આઝાદ હિન્દની સ્વતંત્ર રાષ્ટ્રિય સેનાના અધિકારો અને હોદ્દો મળવાં જોઇએ.

(૮) ઠરાવવામાં આવે છે કે હિન્દી રાષ્ટ્રિય સેનાનો ઉપયોગ ફક્ત આ હેતુઓ માટે જ કરવામાં આવશેઃ—હિન્દી રાષ્ટ્રિય સ્વતંત્રતા સિદ્ધ કરવા અને તેનુ સંરક્ષણ કરવા માટે તથા હિન્દની આઝાદીના ધ્યેયને પ્રાપ્ત કરવામાં મદદરૂપ થઇ પડે તેવા બીજા હેતુઓ માટે.

(૯) ઠરાવવામાં આવે છે કે સુચિત હિન્દી રાષ્ટ્રિય સેનાનાં સઘળા અધિકારીઓ અને માણસો હિંદી આઝાદ સંઘના સભ્યો હશે, અને સંઘને તેઓ વફાદાર રહેશે.

(૧૦) ઠરાવવામા આવે છે કે હિન્દી રાષ્ટ્રિય સેના, કાર્યવાહક સમિતિના સીધા અંકુશ તળે રહેશે, અને કાર્યવાહક સમિતિની સૂચનાઓ અનુસાર, હિન્દી રાષ્ટ્રિય સેનાના સર સેનાપતિ સદરહુ સૈનાનું સંચાલન કરશે.

હિંદ ખાતેની બ્રિટિશ અથવા અન્ય પરદેશી સત્તા સામે કોઇ પણ લશ્કરી પગલું ભરતાં પહેલાં સંગ્રામ સમિતિ એ હકીકત બરાબર લક્ષમાં રાખશે કે આવું પગલું હિંદની રાષ્ટ્રિય મહાસભાએ વ્યક્ત કરેલી અથવા સેવેલી, આકાંક્ષાઓ સાથે સુસંગત હશે.

(૧૨) જાપાનની શાહી સરકારે નીચે મુજબની તરતમાં જાહેરાત કરવી જોઇએ.

હિંદ બ્રિટિશ સામ્રાજ્યની ધૂંસરીમાંથી મુક્ત થાય કે તરત જ જાપાનની સરકાર હિંદની પ્રાદેશિક એકતાનો સ્વીકાર કરશે અને કોઇપણ પ્રકારની પરદેશી લાગવગ અથવા રાજકીય, લશ્કરી કે આર્થિક પ્રકારના કાબૂથી સંપૂર્ણપણે મુક્ત એવા હિંદના સાર્વભૌમત્વનો સ્વીકાર કરશે. હિંદના ભાવિ બંધારણની રચનાનું કાર્ય, કોઇ પણ પરદેશી સત્તાની દરમિયાનગીરી સિવાય હિંદની જનતાના પ્રતિનિધિઓનું જ રહેશે.

(૧૩) જાપાનમાં શાહી દળોના કબજા હેઠળના મુલકોમાં રહેતા હિન્દીઓ સાથે પરદેશી શત્રુઓ તરીકે વર્તવામાં આવે છે પરિણામે તેઓને ભારે હાડમારી અને નુકશાન વેઠવાં પડે છે તે હકીકત આ પરિષદ દુઃખની લાગણી સાથે જાણી છે. અને તેથી આ પરિષદ ઠરાવે છે કે, જાપાનની શાહી સરકારે નીચે મુજબ જાહેરાત કરવી:

જાપાનના શાહી દળોના કબજા હેઠળ રહેલા હિન્દીઓ, આ ચળવળને હાનિકર્તા નિવડે તેમ જ જાપાનના હિતોને નુકસાન કરે તેવા પગલાંમાં ભાગ ન લે ત્યાં સુધી તેઓને પરદેશીઓ તરીકે ગણવામાં આવશે નહિ. જાપાનના શાહી દળોના કબજા હેઠળ આવેલા પ્રદેશો અત્યારે હિન્દમાં રહેતા હિન્દીઓની મિલકત જેમનો વહીવટ જાપાનમાં અથવા જાપાનના કબજા હેઠળના પ્રદેશમાં રહેતો કોઇ હિન્દીને સોંપાયો હોય તો તે સિવાયની બધી મિલકતને જાપાને શત્રુની મિલકત તરીકે ગણવી નહિ. અને આ બાબત સાથે સંબંધ ધરાવતા સત્તાવાળાઓને આ નીતિને તરતમાં અમલમાં મૂકવાની સૂચના આપવી.

(૧૪) આ ચળવળ માટે હિન્દના અત્યારના રાષ્ટ્રધ્વજને માન્ય રાખવામાં આવે છે, અને જાપાનની શાહી સરકારને, થાઇલેંડની સરકારને અને અન્ય મિત્રસત્તાઓને એવી વિનતિ કરવામાં આવે છે કે તેમની હકૂમત હેઠળના બધા પ્રદેશોમાં હિન્દના આ રાષ્ટ્રધ્વજને માન્ય રાખવો.

(૧૫) આ પરિષદ શ્રી સુભાષચંદ્ર બોઝને પૂર્વ એશિયા ખાતે આવવાની વિનતિ કરે છે અને શ્રી. સુભાષચંદ્ર બોઝ પૂર્વ એશિયામાં આવી શકે તે માટે જર્મનીની સરકાર પાસેથી જરૂરી સગવડ અને પરવાનગી મેળવવા માટે જાપાનની શાહી સરકારે તેની લાગવગનો ઉપયોગ કરવો તેવી જાપાનની સરકારને વિનતિ કરવામાં આવે છે.

[૬]

## રાષ્ટ્રિય સેનાની રચના

બેંગકોકની પરિષદ પૂરી થતાં જ પૂર્વ એશિયાની ધરતી આઝાદ સંઘની પ્રવૃત્તિથી ધમધમવા લાગી. હિંદુસ્તાનમાં પણ એ વખતે 'હિંદ છોડો'નો નાદ બુલંદ થતો જતો હતો. જૂનમાં બેંગકોકની પરિષદ મળી અને જુલાઈમાં કોંગ્રેસની કારોબારી સમિતિએ 'હિંદ છોડો'નો ઐતિહાસિક ઠરાવ પસાર કર્યો. આ બંને પ્રવૃત્તિ એક બીજાથી સાવ નિરાળી હતી. હિંદવાસીઓને તો શ્રી. રાસબિહારી બોઝની પ્રવૃત્તિની ખબર પણ નહોતી, પરંતુ કુદરતી ક્રમે જ જાણે એકતા સધાયે જતી હતી.

હિંદમાં ચાલતી પ્રવૃત્તિનું પૂર્વ એશિયામાં વસતા હિંદીઓ પાસે તલસ્પર્શી જ્ઞાન તો હતું નહિ, પરંતુ તેઓ ગમે તેમ તો યે જે મુલકમાં વસતા હતા તે મુલકની સરકાર સાથે યુદ્ધમાં ઉતરેલા ન હોવાથી એમને સરકારી સાધનો દ્વારા અમુક માહિતીઓ તો મળી જ રહેતી. વધુમાં રેડિયોના વાયુતાર તો કોઈ તોડી શકે એમ હતુ જ નહિ. હિંદની અને ઈંગ્લાંડની સરકાર પોતાની સચ્ચાઈ પુરવાર કરવા અને કોંગ્રેસને બદનામ કરવા માટે રેડિયોનો ઉપયોગ કરતાં હતાં તે પણ પૂર્વના હિંદીઓને સાચા સમાચાર મેળવવા માટે ઉપયોગી થઈ પડતાં. બ્રિટિશ પ્રચારનું જૂઠાણું તારવી લેવામાં તો એ લોકો અત્યંત કુશળ હતા.

હિંદમાં ઑગસ્ટનો ઠરાવ પસાર થયો તેની અસર તો આખી દુનિયા ઉપર થઈ હતી. પૂર્વ એશિયામાં એ ઠરાવે ઉત્સાહનું મોજું ફેલાવ્યું. સુભાષબાબુ એ વખતે બર્લિનના રેડિયો ઉપરથી ગરજતા હતા. પૂર્વ એશિયામાં જાગૃતિનાં

પૂર ચડવા લાગ્યાં. સ્થળે સ્થળે આઝાદ સંઘની શાખાઓ સ્થપાઇ ગઇ. થોડા વખતમાં તો એક સૂત્રમાં દૂર પૂર્વના તમામ હિંદી મથકો પરોવાઇ ગયાં.

મલાયામાં શરણે થયેલા હિંદી સૈનિકોમાંથી કેપ્ટન મોહનસીંગની સરદારી નીચે હિંદી રાષ્ટ્રિય સેવાનું સંગઠન કરવાનું પણ શરૂ થયું હતું તેમાં ઉત્સાહ વધવા લાગ્યો. હજારોની સંખ્યામાં નાગરિકો પણ તેમાં જોડાવા લાગ્યા. થોડા સમયમાં સારી એવી ફોજ ઊભી થઇ ગઇ અને ૧૯૪૨ના સપ્ટેમ્બરમાં વ્યવસ્થિત રીતે આઝાદ હિંદ ફોજ અસ્તિત્વમાં આવી.

યાદ રાખીએ કે આ બધું સુભાષબાબુના આગમન પહેલાં બની ચૂક્યું હતું. એ સમયના કાર્યની સંપૂર્ણ વિગતો આપવાનું તો અહીં શક્ય નથી, પરંતુ કયા પ્રકારે ભરતી થતી અને તાલીમ આપવામાં આવતી તેના બે ત્રણ સાચા નમૂનાઓ આપણે જોઇ લઇએ.

તાલિમકેન્દ્રો માટે મોકલાતા પરિપત્રોનો એક નાનો ભાગ આ રહ્યો :

" નીચેની વીગતો માત્ર દોરવણી પૂરતી જ છે. તાલીમના સમય ને સમય પત્રકમાં દરેક કેંદ્રની સગવડતા પ્રમાણે ફેરફાર જરૂર કરી શકાય.

**(૧) પ્રાથમિક કવાયત તેમજ દૈનિક કૂચ:** શસ્ત્રતાલીમઃ રાઇફલ, પીસ્તોલ, ગ્રેનેડ. (જુદાજુદા કેંદ્રોમાં કામ કરવા શિક્ષકો આપવાની જાપાને હા પાડી છે)

**આરામનું કાર્ય** નર્સીંગ, સ્ટ્રેચર બાંધવાનું, પ્રાથમિક સારવાર.

**એ. આર. પી.** : શરીરશાસ્ત્ર.

**સંગઠન** : હિંદી રાષ્ટ્રિય ગીતનું ગાન : હિંદી રાષ્ટ્રીય ધ્વજ ફરકાવવાની ક્રિયા.

ઉત્સવ : રાષ્ટ્રીય અને સામાજિક નાટકો, ૩૦ કે ૪૦ માઇલ દૂર સાયકલ પ્રવાસઃ જાતે રાંધવાનું શિક્ષણ

**(૨) શારીરિક તાલીમ ને પરિશ્રમ** : લાકડાના પુલ બાંધવા, તરવાનું, ઊંડી ખાઇ ખોદવાનું, ને હલેમાંની દમનો

**(૩) શિક્ષણ** : હિંદુસ્તાનીનું શિક્ષણ. બૃહદ્ પૂર્વ એશિયાના યુદ્ધની અગત્ય ભૂગોળ, નકશા [હિંદને લગતા વિશેષે કરીને]; બ્રિટિશ યુદ્ધની તેમ જ હિંદના; બંધારણની નબળી કડીઓ, હિંદમાંના બ્રિટિશ આક્રમણોનો ઇતિહાસ. કોંગ્રેસ નેતાઓના જીવન ચરિત્રોનો અભ્યાસ.

(૪) **રાષ્ટ્રીય શિસ્ત:** હુકમ કરતાં પહેલા હુકમ પાળતાં શીખો. નૈતિક બળ વધારો. આત્મશ્રદ્ધા, સાચનું જીવન, સદ્વિચાર, આધ્યાત્મિક તાલીમ, દેશપ્રેમ, સામાન્ય લશ્કરી શિસ્ત, નિયમિતતા.

(૫) **રાષ્ટ્રીય સંસ્કાર:** સામાન્ય રીતભાત ને રૂઢી, લશ્કરી સલામ, જન સામાન્યનું શ્રેય, એક પહેરવેશ, ખાખી ચડ્ડી અથવા અચકન; ખમીસ સાથે રબરના જોડા. માથાનો પહેરવેશ: વાળેલી ખાખી ગાંધી ટોપી, ડાબા હાથ પર ત્રિરંગી ધ્વજની પટ્ટી.

(૬) **વ્યવસ્થા તંત્ર:** આઝાદ હિંદ ફોજ માટે યુવાનોની પ્રવૃત્તિ એક અતિ મહત્વનું શક્તિશાળી, ગમે ત્યારે કામ લાગે એવું અંગ હોવાથી, સંઘનું 'નૌજવાન દળ' પણ આના જેવાં જ તંત્રો સ્થાપી શકે.

કોઇ પણ દેશમાં મુખ્ય ભરતી તો નવલોહિયા જુવાનોમાંથી જ થાય. પૂર્વ એશિયાના હિંદી જુવાનોને લડાઇનો કેવો રંગ લાગ્યો હતો અને ફોજના સૈનિકો પ્રત્યે તેઓ કેવો આદરભાવ વ્યક્ત કરતા તે તેમણે જ, આઝાદ હિંદ સેનાના સૈનિકો અને અફસરોને આપેલા એક માનપત્ર ઉપરથી જાણવા મળે છે.

આઝાદ હિંદ ફોજના પ્યારા બિરાદરો,

અમે અહીં આજે સાંજે એકઠા મળેલા હિંદી નવજુવાનો તમને અમારી વચ્ચે આવેલા જોઇ અંતઃકરણપુર્વક આવકાર આપીએ છીએ. આ આવકાર, માત્ર અહીં આવેલા અને હાજર રહેલાઓને જ નહિ પણ જેઓ આ ઉત્સવમાં ગેરહાજર છે તેમને પણ આપીએ છીએ.

તમારી અહીંની આજની માયાળુ હાજરીએ તમે અમારામાંના જ એક છો એના એક પ્રખર પુરાવારૂપ છે, અમે પણ તમારી સાથે જ છીએ એમ ખાતરીથી માનજો.

હિંદના આઝાદી યુદ્ધ માટે તમે જે ઝડપી પગલાં માંડી રહ્યાં છો એ અમે રોજ-બ-રોજ નિહાળીએ છીએ અને તમારા માટે ભારે ગર્વની લાગણી અનુભવીએ છીએ. અમે તમારું અભિવાદન કરીએ છીએ. અમે માનીએ છીએ આ રાષ્ટ્રિય સૈન્ય મહાત્મા ગાંધીજીનું સ્વપ્ન સિદ્ધ કરતા મટે હિંદના ઇતિહાસમાં અમર બની જશે.

અમે તમને હિંમતપૂર્વક ખાતરી આપવા માગીએ છીએ કે આપણી પવિત્ર હિંદ મૈયાની મુક્તિ માટે અમે સૌ અમારી જિંદગીનું બલિદાન આપવા માગીએ છીએ. બ્રિટન-અમેરિકાની સત્તાઓ દ્વારા એનું અત્યારે

ક્રૂર અને પાશવી શોષણ થઈ રહ્યું છે અને હિંદને વધુ ગુલામ બનાવવા માટે એમના કાવાદાવાઓ દિવસે દિવસે વધુ જોરદાર બનતા જાય છે. તમારો હેતુ પણ અમારા જેવો જ છે. અમારામાંથી જે જુવાનોએ પોતાના દેશને માટે જીવન સમર્પણ કર્યાં છે તેમને તમારી છાવણીમાં લઈ જવા માટે વિનતિ કરીએ છીએ. અત્યાર સુધી જો કે અમારી અવગણના થઈ છે તેમ છતાં અમે આ સ્થિતિમાં હવે વધુ લાંબો સમય રહેવા માગતા નથી.

અમે એ સ્વીકારીએ છીએ કે તમારી સાથે જોડાવાને માટે કોઈપણ પ્રકારની લાયકાત અમારામાં નથી તેમજ એવી શિસ્ત કે તાલીમ પણ નથી છતાં તમારી અને અમારી નસોમાં એક જ લોહી વહે છે. આપણે એક જ ધરતીના બાળકો છીએ એ એક જ કારણે અમારો તમારી સાથે સંબંધ હોવાનો હિંમતપૂર્વક દાવો કરીએ છીએ." અમારી ગમે તેટલી ખામી હોય પણ અમારામાં સળગી રહેલો રાષ્ટ્રાભિમાનનો જુસ્સો એ બધાની ખોટ પૂરી પાડી દેશે. અને અમને વિશ્વાસ છે કે તમારું તાકાતવાન નેતૃત્વ, માર્ગદર્શન અને શિક્ષણ મળતાં અમે થોડા જ સમયમાં તમારા વિશ્વાસ અને શ્રદ્ધાને પાત્ર બની જઈશું.

અંતે અમારી દૃઢ શ્રદ્ધા છે કે અમારી સાથે એક થઈ જવામાં તમે અચકાશો નહિ. અમે પવિત્ર હિંદુસ્તાનની આઝાદી માટે તમારી સાથે જ જીવણ પ્રતિજ્ઞા લઈશું.

અમે છીએ, આઝાદ હિંદ સેનાના સૌથી વહાલા બિરાદરો,
તમારી હમેશની વફાદારી ભરી સેવામાં
સભ્યો,
હિંદ નવજુવાન સંઘ.

સંગ્રામ-સમિતિની રચનાનો એક નમૂનો જોઈએ :

પ્રમુખ અને
સંગ્રામ સમિતિ

મહામંત્રી



## પૂર્વ એશિયાના હિંદીઓને સંગઠિત કરવાની ઝાંખી યોજના




૧. ▭ કોણ પસંદગી પામ્યું છે એ દર્શાવવા માટે આવી નિશાની કરવી.

૨. હિંદી સ્વાતંત્ર્ય સંઘના નવજુવાન વિભાગો શહેર, ગામ, કે કારખાના વગેરેમાં ખોલી શકાશે.

[૭]

## જાપાન સાથે અથડામણ

લોકોના અને હિંદી સૈનિકોના ઉત્સાહને કોઈ સીમા નહોતી. હિંદી અમલદારોએ ઊભાં કરેલાં તાલિમકેંદ્રો જુવાનોનાં ટોળાંઓથી ઊભરાઈ રહ્યાં હતાં. લશ્કરનું પ્રમાણ જેમ જેમ વધતું જતું હતું તેમ તેમ રાષ્ટ્રિય સેનાની પ્રવૃત્તિના નેતાઓ નવી નવી યોજનાઓ વિચારી રહ્યા હતા.

પરંતુ એક ચિંતા ધીમેધીમે ઉગ્ર બનતી જતી હતી. જાપાની લશ્કરના વડાઓના મુખેથી તો પ્રશંસાના ઉદ્‌ગારો સરતા હતા. પરંતુ તેમના વર્તનમાં દિવસે દિવસે ફેર પડતો જતો હતો. હિંદી રાષ્ટ્રિય સૈન્ય બહુ વિશાળ પાયા ઉપર રચાય તે તેમને પસંદ ન હોય એમ હવે, ચોખ્ખું જણાઈ આવતું હતું. જ્યાં જ્યાં તેમની સત્તા ચાલતી ત્યાં ત્યાં આઝાદ સંઘની પ્રવૃત્તિમાં અંતરાય નાખવાનું પણ શરૂ થઈ ચૂક્યું હતું. એકાદ લશ્કરી વડાએ તો કોમીવાદ ઊભો કરવાનો પણ પ્રયાસ કર્યો હતો.

આ સ્થિતિ હિંદી દેશભક્તોથી સહન થતી નહોતી. તેઓને પ્રથમથી જ જાપાનની દાનત વિષેનો વહેમ હતો જ. એ વહેમ આ વર્તનથી દૃઢ બનતો જતો હતો. બેંગકોકની પરિષદ પછી જાપાનની શાહી સરકાર પાસેથી કેટલાક મુદ્દાઓ પ્રત્યે ચોખવટ માગવામાં આવી હતી તે મહિનાઓ વીત્યા પછી પણ સત્તાવાર રીતે મળી નહોતી. સહાનુભૂતિના ઉદ્‌ગારો સંભળાતા હતા, પરંતુ શાહી સંમતિ જેવું કશું મળતું નહોતું. બેંગકોક પરિષદના ઠરાવો વિષે પણ જાપાનની શાહી સરકારે મૌન રાખ્યું હતું.

બેંગકોક પરિષદના ઠરાવો જ્યારે જાપાની લશ્કરના વડાને મોકલવામાં આવ્યા ત્યારે તેના તરફથી સુક્કો સહાનુભૂતિભર્યો નીચેનો જવાબ હિંદી આઝાદ સંઘના પ્રમુખને મળ્યો હતો.

## પૂર્વ એશિયાના હિંદીઓને સંગઠિત કરવાની ઝાંખી યોજના




૧. ||| કોણ પસંદગી પામ્યુ છે એ દર્શાવવા માટે આવી નિશાની કરવી.

૨. હિંદી સ્વાતંત્ર્ય સંઘના નવજુવાન વિભાગો શહેર, ગામ, કે કારખાના વગેરેમાં ખોલી શકાશે.

[૭]

## જાપાન સાથે અથડામણ

ટોકીઓના અને હિંદી સૈનિકોના ઉત્સાહને કોઈ સીમા નહોતી. હિંદી અમલદારોએ ઊભાં કરેલાં તાલિમકેંદ્રો જુવાનોનાં ટોળાંઓથી ઊભરાઈ રહ્યાં હતાં. લશ્કરનું પ્રમાણ જેમ જેમ વધતું જતું હતું તેમ તેમ રાષ્ટ્રિય સેનાની પ્રવૃત્તિના નેતાઓ નવી નવી યોજનાઓ વિચારી રહ્યા હતા.

પરંતુ એક ચિંતા ધીમેધીમે ઉગ્ર બનતી જતી હતી. જાપાની લશ્કરના વડાઓના મુખેથી તો પ્રશંસાના ઉદ્ગારો સરતા હતા. પરંતુ તેમના વર્તનમાં દિવસે દિવસે ફેર પડતો જતો હતો. હિંદી રાષ્ટ્રિય સૈન્ય બહુ વિશાળ પાયા ઉપર રચાય તે તેમને પસંદ ન હોય એમ હવે ચોખ્ખું જણાઈ આવતું હતું. જ્યાં જ્યાં તેમની સત્તા ચાલતી ત્યાં ત્યાં આઝાદ સંઘની પ્રવૃત્તિમાં અંતરાય નાખવાનું પણ શરૂ થઈ ચૂક્યું હતું. એકાદ લશ્કરી વડાએ તો કોમીવાદ ઊભો કરવાનો પણ પ્રયાસ કર્યો હતો.

આ સ્થિતિ હિંદી દેશભક્તોથી સહન થતી નહોતી. તેઓને પ્રથમથી જ જાપાનની દાનત વિષેનો વહેમ હતો જ. એ વહેમ આ વર્તનથી દૃઢ બનતો જતો હતો. બેંગકોકની પરિષદ પછી જાપાનની શાહી સરકાર પાસેથી કેટલાક મુદ્દાઓ પ્રત્યે ચોખવટ માગવામાં આવી હતી તે મહિનાઓ વીત્યા પછી પણ સત્તાવાર રીતે મળી નહોતી. સહાનુભૂતિના ઉદ્ગારો સંભળાતા હતા, પરંતુ શાહી સંમતિ જેવું કશું મળતું નહોતું. બેંગકોક પરિષદના ઠરાવો વિષે પણ જાપાનની શાહી સરકારે મૌન રાખ્યું હતું.

બેંગકોક પરિષદના ઠરાવો જ્યારે જાપાની લશ્કરના વડાને મોકલવામાં આવ્યા ત્યારે તેના તરફથી સુક્કી સહાનુભૂતિભર્યો નીચેનો જવાબ હિંદી આઝાદ સંઘના પ્રમુખને મળ્યો હતો.

બેંગકોક,
તા ૧૦મી જુલાઈ, ૧૯૦૨:

પ્રતિ : શ્રી રાસબિહારી બોઝ,
પ્રમુખ,
હિન્દી આઝાદ સંઘ બેંગકોક,

પ્રિય પ્રમુખ સાહેબ,

હિન્દ મુકમ્મિલ આઝાદી હાંસલ કરે એ હેતુથી, હિન્દમાં ચાલતા સ્વાતંત્ર્ય સંગ્રામને સહાય કરવા પરત્વેની અને હિન્દમાંથી ઈંગ્લેંડ અને અમેરિકાની વાગવગ નાબૂદ કરવા પરત્વેની જે વિનતિ ૧૯૪૨ ના જૂનની ૨૨મી તારીખે હિન્દી સ્વાતંત્ર્ય સંઘ તરફથી શાહી જાપાની સરકારમાં આવી હતી તે સંબંધે મને જણાવતાં ગર્વ ઉપજે છે કે શાહી સરકારે હિંદી સ્વાતંત્ર્ય સંઘને આ બાબતમાં અતઃકરણપૂર્વકનો અને સંપૂર્ણ ટેકો આપવાનો નિરધાર કર્યો છે. વડા પ્રધાન ટોજોએ વારંવાર કરેલાં નિવેદનોમાં અને બેંગકોક પરિષદ ઉપર એમણે તાજેતરમાં મોકલેલા સંદેશામાં શાહી સરકારની આ વૃત્તિનું સ્પષ્ટ પ્રતિબિંબ પડે છે.

બેંગકોક પરિષદના ઠરાવો ખાનગી રાખવા અંગેના તમારા મંતવ્ય સાથે શાહી જાપાની સરકાર સંમત થાય છે અને એની એવી પણ ઇચ્છા છે કે શાહી સરકારનો આ જવાબ પણ અત્યંત ખાનગી રાખવો.

તમે જે વીરતાભર્યાં અને અવિશ્રાન્ત પરિશ્રમ વેઠી રહ્યા છો તે માટે તમારું બહુમાન કરવાની હું આ તક લઉં છું અને તમારી પિતૃભૂમિને ભીંસી રહેલી જુલ્મી શાસનની પકડને ખંખેરી નાખવાના તમારા પ્રયત્નોમાં તમને સફળતા સાંપડે એવી શુભ ભાવના વ્યક્ત કરું છું.

આપનું બહુમાન કરતો હું છું.
કર્નલ એચ. ઇવાકુરો
શાહી જાપાની સૈન્યના ઇવાકુરો ફીકાનનો વડો.

આ પત્રે હિંદી આઝાદ સંઘની કારોબારીસમિતિ–સંગ્રામસમિતિને મુદ્દલ સંતોષ આપ્યો નહોતો. પુષ્કળ ચર્ચાને અંતે એમણે કર્નલ એચ. ઇવાકુરોને નીચેનો જવાબ મોકલ્યો:

રંગૂન
તા. ૫મી સપ્ટેમ્બર ૧૯૪૨

પ્રતિ : કર્નલ એચ. ઇવાકુરો,
ઇવાકુરો કીકાનના વડા
રંગૂન

સાહેબ,

હિન્દી સ્વાતંત્ર્ય આંદોલનની સંગ્રામ સમિતિએ, આપના તરફથી આવેલા તા. ૧૦મી જુલાઇ ૧૯૪૨ના મથાળા પત્ર પર વિચાર ચલાવ્યો હતો. એ પત્રમાં, અમારા માટે જે સહાનુભૂતિ વ્યક્ત કરવામાં આવી છે અને અમને સહાય કરવાનું જે વચન આપવામાં આવ્યું છે તેની અમે અંતઃકરણપૂર્વક કદર કરીએ છીએ છતાં એ પત્રમાં કેટલીક બાબતોની સ્પષ્ટતા કરવામાં આવી નથી. આ બાબતો પરત્વે તમારું ધ્યાન દોરવાનું અમને ઇષ્ટ લાગે છે.

૧૯૪૨ના જૂનની બાવીસમીએ અમે લખેલા પત્રમાં અમે જે વિનતિઓ કરી હતી તેનો સ્પષ્ટ અને ચોક્કસ જવાબ તમારા પત્રમાં નથી. વળી અમે ઉક્ત પત્રમાં તેમ જ બેંગકોક પરિષદના ઠરાવોમાં જે જે મુદ્દાઓ ઉપસ્થિત કર્યા છતાં તે અંગેની શાહી સરકારની વલણ પણ તમારા પત્રમાં ચોક્કસ રીતે સ્પષ્ટ થતી નથી.

વળી ૧૯૪૨ના જૂનની બાવીસમી તારીખનો ઉક્ત પત્ર શાહી સરકારને પહોંચાડવામાં આવ્યો હતો કે નહિ અને જો પહોંચાડવામાં આવ્યો હોય તો શાહી સરકાર તરફથી એનો કોઈ જવાબ આવ્યો હતો કે નહિ તે પણ તમારા પત્રમાં જણાવવામાં આવ્યું નથી. બાવીસમી જૂનનો ઉપરોક્ત પત્ર અને બેંગકોક પરિષદના ઠરાવોની નકલો અમે જ્યારે તમારા ઉપર મોકલી તે પહેલાં જ, વડા પ્રધાન જનરલ ટોજોએ કરેલી વિવિધ જાહેરાતોની જાણતો અમને થઈ જ ગયેલી હતી. એ કાગળ લખવામાં અમારો હેતુ તો બેંગકોક પરિષદના ઠરાવોમાં ઉપસ્થિત કરાયલા મુદ્દાઓ પરત્વેની શાહી સરકારની વલણ વધારે સ્પષ્ટતાથી જાણવાનો હતો.

પરિષદના ઠરાવો અને બાવીસમી જૂનના મારા પત્રનો, શાહી સરકાર તરફથી જો કોઈ જવાબ મેળવી શકાય તો અમારા ઉપર ઘણો ઉપકાર થયો ગણાશે.

લી. તમારો. આજ્ઞાંકિત સેવક,
(સહી) રાસબિહારી બોઝ.
હિન્દી સ્વાતંત્ર્ય સંઘની સંગ્રામ સમિતિના પ્રમુખ

જાપાની વડાએ આ પત્રનો જવાબ પણ સુક્કી સહાનુભૂતિ દર્શાવીને જ આપ્યો. બીજી બાજુ જાપાની દખલનું પ્રમાણ વધતું જ ગયું. તાલિમ કેંદ્રોમાં તેઓ ગમે ત્યારે આવવા લાગ્યાં, અને કોઇને પૂછ્યા સિવાય વિદ્યાર્થીઓને પોતાની છાવણીમાં લઈ જવા લાગ્યાં. હિંદી આઝાદ સંઘની સંગ્રામ સમિતિના એક સભ્ય અને મલાયા શાખાના બહાદુર તથા સેવાભાવી પ્રમુખશ્રી રાઘવનના નેતૃત્વ હેઠળ ચાલતા તાલીમ કેંદ્રમાં એક દિવસ ગંભિર બનાવ બની ગયો અને જાપાની સત્તા સાથેની અથડામણ ઉગ્ર બની ગઇ.

એક રાત્રે કેટલાક જાપાની લશ્કરી અમલદારો આ સ્વરાજ ઇન્સ્ટીટ્યુટમાં આવ્યા અને ત્યાં રહેતા બધા વિદ્યાર્થીઓને તેમણે એકત્ર કર્યા. પછી આ બધામાંથી તેમણે કેટલાક ચબરાક વિદ્યાર્થીઓને ચૂંટી કાઢ્યા અને એ ને એ જ વખતે એ વિદ્યાર્થીઓને લઇ ગયા.

પોતાના મિત્રો કે સગાંવહાલાંઓને ખબર આપવાની તક પણ તેમણે આપી નહિ. પછીથી જાણવામાં આવ્યું કે એ વિદ્યાર્થીઓને એક સબમરીનમાં બેસાડીને જાપાની પ્રચાર માટે હિન્દ મોકલી દેવામાં આવ્યા હતા.

વળતી સવારે શ્રી. રાઘવનને આની ખબર પડી. અને તેમણે જાપાની સત્તાધીશો સમક્ષ વિરોધ કર્યો અને જણાવ્યું કે એક તો મારા વિદ્યાર્થીઓને રંજાડવાની તમને કોઈ સત્તા નથી અને બીજું મારી સંમતિ વગર અને છોકરાઓના માબાપની સંમતિ વગર તમારાથી એવું કરી શકાય નહિ. ત્રીજું, મેં વિદ્યાર્થીઓને સબમરીનમાં હિન્દ મોકલી દેવા માટે એકઠા કર્યા નથી.

શ્રી. રાઘવન અને જાપાની સત્તાધીશો વચ્ચેનો ઝગડો ઉગ્ર બની ગયો અને અંતે શ્રી. રાઘવને આખી સંસ્થાને વિખેરી નાંખી તથા દરેક છોકરાને તેને ઘેર મોકલી દીધો. જાપાની સત્તાધીશોએ શ્રી. રાઘવનના આ પગલાંને પોતાના અપમાન તરીકે લેખ્યું અને શ્રી. રાઘવનને તેમના પોતાના ઘરમાં જ પોલિસ પહેરા હેઠળ અટકમાં મૂકવામાં આવ્યા. વળી તેમણે શ્રી. રાઘવનની સંસ્થાના આ બધા ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ પર નજર રાખવાની જાપાની પ્રવૃત્તિઓના વિવિધ કેન્દ્રોને સૂચનાઓ મોકલી આપી.

વાત આટલેથી અટકી નહિ. જાપાની સત્તાધીશોએ લશ્કરી પ્રવૃત્તિ અને દુશ્મન સાથેની જાસુસીના બહાના નીચે અમુક આગેવાનોને પકડી લીધા. કે. ગીલ એમાં મુખ્ય હતા. બીજી બાજુ હિંદી સૈનિકોની એક ટુકડીને બર્મા મોકલી આપવાની ગોઠવણ કરી. આનો પ્રત્યાઘાત બહુ મોટો પડ્યો.

સંગ્રામ સમિતિમાં પણ આ અંગે ભંગાણ પડયું અને વાતાવરણ ઉગ્ર બની ગયું. હિંદી સંગ્રામ સમિતિની તત્કાળ બેઠક મળી અને બ્રહ્મદેશ બર્મા મોકલાયેલા હિંદી સૈન્યને જાપાની વડાના હુકમો નહિ માનવાની જાહેર રીતે આજ્ઞા કરી. આને અંગે જાપાની વડા અને 'હિંદી આઝાદ સંઘ' વચ્ચે જબરૂં ઘર્ષણ થયું.

જાપાનની યોજના એવી હતી કે આ સૈન્યવાહક સૈન્યોને જહાજમાં સીંગાપોરથી સીધા ચિતાગોંગ લઈ જવા અને જાપાની લશ્કરના વડાપણા નીચે ચિતાગોંગ ઉપર હુમલો કર્યો. જાપાનની આ યોજના બેંગકોકના નિર્ણયનો ભંગ કરનારી હતી.

અંતિમ પરિણામ તો, હિંદી આઝાદ સંઘના જ વિજયમાં આવ્યું, પરંતુ આ બનાવો આઝાદ સંઘની એકતા ઉપર ઉગ્ર પ્રહારરૂપ નીવડયા. જાપાન સાથેની અથડામણ પરસ્પરની અથડામણના રૂપમાં ફેરવાઈ ગઈ.

## [૮]

# આંતરિક ઘર્ષણો

જાપાન સાથેની અથડામણ પરત્વે સંગ્રામ સમિતિમાં શું ચાલતું હતું તે વિષે થોડાક દસ્તાવેજી પુરાવાઓ આપણે જોઈએ.

૧૯૪૨ ની ૪ થી ડિસેંબરને રોજ બપોરે એક વાગે મળેલી સંગ્રામ સમિતિની કાર્યવહી નીચે પ્રમાણે હતી.

" ગઈ કાલની ચર્ચાથી ઉપસ્થિત થયેલા પ્રશ્નો તરફ સભ્યોનું કેવું વલણ છે તે જાણવા પ્રમુખ શ્રી. બોઝ ઉત્સુક છે. મેનને કહ્યું કે તેમણે પરિસ્થિતિનો અભ્યાસ કર્યો છે—એમણે, મોહનસિંગે અને ગીલાનીએ રાજીનામું આપવાનો નિર્ણય કર્યો છે. તેઓ માને છે કે આખીએ સમિતિ સમૂહમાં રાજીનામું આપે વધુ ઇચ્છનીય છે. રાજીનામાનો ખરડો તૈયાર થાય છે.

પ્રમુખ કહે છે કે ' હવે ટુકડીની હિલચાલ શરૂ નહિ કરવાનો એમનો નિશ્ચય છે, આ નિર્ણય માટે તેઓ જવાબદારી લે છે. વધુમાં ઉમેરે છે કે ૨૬૦૨ ની ( એટલે ૧૯૪૨ ) ૨૯મી નવેંબરનો પત્ર જાપાન સરકાર સમક્ષ લઈ જવા માટે કાઉન્સીલે કરેલી વિનંતીની બાબત હવે પોતે હાથ ધરશે. આ પ્રશ્નના ઉકેલ માટે થોડો સમય મંગાય છે. પ્રમુખ આશા રાખે છે કે આવતા માસની આખર સુધીમાં અગત્યના બધા જ પ્રશ્નો સંતોષકારક રીતે ઉકલી જશે. કાઉન્સીલના સભ્યોને તેઓ વિનંતી કરે છે કે બધો જ કાર્યક્રમ બરાબર પાર પાડવાનો છે તથાપિ આ પ્રશ્નો ઉકલી જાય ત્યાં સુધી; મલાયા બહાર ટુકડીઓની હિલચાલ એ થંભાવશે એવી એ ખાતરી આપે છે. કાઉન્સીલને આ સર્વ પ્રશ્નોનું નિરાકરણ પોતાના ઉપર જ છોડી દેવાની વિનંતી કરે છે.

રાઘવન કહે છે કે મેંગોકાના ઠરાવોનો પૂરો અમલ થાય એવું પગલું કાઉન્સીલે ભરવું ઘટે.

મલાયા બહાર ટુકડીઓની હિલચાલ નહિ કરવામાં આવે ને બીજા પ્રશ્નોનું નિરાકરણ એવે જાતે જ કરી લેશે એવી ખાતરી પ્રમુખે આપવાથી રાજીનામાનો કાચો ખરડો પાછો ખેંચી લેવામાં આવે છે.

રાઘવન સૂચના કરે છે કે કાઉન્સીલની રજા યા મંજૂરી વિના (આ. હિં. ફો ની) જી. ઓ. સી ને લખવું જોઈએ. ટુકડીઓની હીલચાલના પ્રશ્નો પરત્વેના મુદ્દા પર સંગ્રામ-સમિતિએ લીધેલાં પગલાં માટે જી. ઓ. સી. એ ઇવાકુરો કીકાન અગર જાપાની સત્તાધીશોને માહિત કરવા.

આ સૂચના કાઉન્સીલ માન્ય રાખે છે.

મલાયામાં ભરતી કરેલા નાગરિક સ્વયંસેવકો માટે, હવેથી તેમને આઝાદ હિંદ ફોજમાં દાખલ કરી દેવાના પૂર્વ નિર્ણયને ફરીથી આ કાઉન્સીલ બહાલી આપે છે."

આવો નિર્ણય થયો હોવા છતાં પરિસ્થિતિ સુધરતી નથી અને મલાયા શાખાના પ્રમુખ સંગ્રામ સમિતિના જવાબદાર સભ્ય નીચે પ્રમાણે રાજીનામું આપે છે:

"એલ"
શ્યોનાન,
૪ થી ડિસેંબર, ૨૬૦૨.

વહાલા બોઝ,

લગભગ છ માસ પહેલાં, તમારા અતિ આગ્રહથી અને પ્રતિનિધિઓએ પસાર કરેલા ઠરાવ પરથી, પૂર્વ એશિયાની હિંદ સ્વાતંત્ર્ય હિલચાલની સંગ્રામ સમિતિનો હું સભ્ય બન્યો ત્યારે મારા દેશને તેમ જ દેશબાંધવોને હું કંઈક ઉપયોગી થઈ પડીશ એવી જે મેં મોટી આશા રાખી હતી તે નકામી હતી એમ લાગે છે. ત્યારથી હિંદીઓમાં સંગઠન સ્થાપવાની, હિંદ જાપાની મૈત્રી વધારવાની, તેમ જ વિદેશી અમલ, દખલગીરી કે અસરમાંથી આપણી મુક્તિ મેળવવાની જ એક માત્ર મારી નેમ રહી છે.

મારે કબૂલ કરવું જ જોઈએ કે આ ઉદ્દેશ માટે સંગ્રામ સમિતિના સભ્ય રહેવાનું હવે સાવ નિરર્થક બન્યું છે. એકના માટે મેં જે કંઈ કર્યું તે તો સંગ્રામ સમિતિમાં ન હોવા છતાં યે બહાર રહીને પણ હું કરી શકત.

મેં જ્યારે હોદ્દો સંભાળ્યો ત્યારે આવી મહાન પ્રવૃત્તિને દોરનાર કે એનું સંચાલન કરનારા મારા મિત્રોમાનો એક હું બની શકીશ એવુ મેં વિચાર્યું હતુ.[3] પણ ત્યાંયે મારી ભૂલ હતી. બેંગકોક અધિવેશન પછીના થોડા સમયમાં, આઝાદ હિંદ ફોજની સ્થાપના, મારે જે કહેવાનું હતુ તે નાણ્યા વિના જ, કરવામાં આવી. મને લાગ્યુ કે દેશ પ્રત્યે તેમ જ આ પ્રવૃત્તિ પ્રત્યેની મારી ફરજ છે કે મારે કંઈ કહેવુ જોઇયે, ત્યારે મને કહેવામા આવ્યુ કે કશુય કહેવાની જરૂર નથી અને હવે તો કાર્ય જેમ થાય તેમ થવા દેવું આથી ત્યાં આગળ પણ હું બેકામયાબ નીવડયો.

મને કહેતાં ઘણુ દુઃખ થાય છે કે છેલ્લા બે દિવસોમા આપણે જે વિકટ પરિસ્થિતિમા મૂકાઈ ગયા હતા તેનું કારણ થોડી ઘણી રીતે આપણે પોતે જ હતા. આપણી સેનાના ભૂલભરેલા પગલાંઓને રોકવામા આપણે નિષ્ફળ નીવડયા હતા. સેના સ્થાપવાની સંમતિ આપવામાં જ ફોજના સેનાપતિની પહેલી ભૂલ હતી. ને તે યે એટલે સુધી કે સંગ્રામ સમિતિની પરવાનગી વિના કે તેની સાથે કશીયે ચર્ચા કર્યા વિના, તેમજ ઈવાકુરો કીકાન સાથે સીધા પત્રવ્યવહારથી અને જાપાની સરકારનો, બેંગકોક ઠરાવો પરનો જવાબ આવ્યા વિના જ સૈન્ય તૈયાર કરી દેવામાં આવ્યુ સૈન્યે બીજી પણ ભૂલ કરી. પહેલી મંજૂરી મેળવ્યા વિના કે સંગ્રામ સમિતિની જાણુ વિના તેમ જ ફરીને પાછો બેંગકોક ઠરાવોનો જવાબ મળ્યા અગાઉ જ, બર્મામાં ટુકડીઓ મોકલવાની હા પાડવામાં આવી કે તેમ કરવાનું નક્કી કરી દેવામાં આવ્યું. વિચાર વિનાના આ છેલ્લા સાહસિક પગલાને લીધે જ, સંગ્રામ સમિતિના સભ્યો માટે, ન નિવારી શકીએ એવી આપત્તિ આ પગલાંથી, આવી પડી, સૈન્ય મોકલવાની આ વિનંતીએ તો આપણને ઘણી જ નાજુક અને ગંભીર સ્થિતિમાં મૂકી દીધાં--એક પાસ દરિયો ને બીજી બાજુ દાવાનળ ! જો આપણે સૈન્ય મોકલવાને મંજુરી આપીએ તો, આપણે આગળ પડતા અને અગત્યના પ્રશ્નોનું નિરાકરણ આણ્યા વિના જ આમ કરીએ છીએ અને એના પરિણામે અતિ વિકટ પરિસ્થિતિમાં આવી પડીએ છીએ. મોકલવાને જો આપણે સંમતિ ન આપીએ તો [૧] જી. ઓ. ગી.ના શબ્દો પળાશે નહિ અને જાપાની સરકાર આ નિર્ણય આપણો પોતાનો જ ગણી લેશે. [૨] જાપાની પક્ષ અને આપણા પક્ષ વચ્ચે ગંભીર ગેરસમજુતી ઊભી થશે અને આમ ભવિષ્યના હિંદ-જાપાની સંબંધોને માટે એ ગંભીર હાનિકર નીવડશે. આની પાછળ પુષ્કળ ગેરસમજુતી અને આપત્તિ ચાલ્યાં આવશે.

[૩] આખી પ્રવૃત્તિનો વિનાશ પણ થશે. હું માનું છું કે આપણા દેશના ભવિષ્યના ભલા માટે આ સ્થિતિ યોગ્ય નથી.

આમ ગમે તે બાજુ નિર્ણય કરીએ પણ તે જોખમ ભરેલો તો છે જ.

સંગ્રામ સમિતિમાં મારી હાજરી હોવા છતાં ઉપરની હિમાલય જેવડી ભૂલો તેમ જ અધોગતિને અટકાવી શકાતાં ન હોવાથી, મને લાગે છે કે, ધર્મ સમજીને મારે સભ્ય તરીકે રાજીનામું આપી દેવું જોઇએ.

ને એટલે જ, પ્રમુખસાહેબ, સંગ્રામ સમિતિમાંથી સભ્ય તરીકે હું આથી રાજીનામું આપું છું, કાઉન્સીલમાં હતો ત્યારે હમેશ મળેલા તમારી તરફના હાર્દિક સદ્‌ભાવ અને લાગણી માટે હું આભારી છું.

આપના રાષ્ટ્રપ્રેમી નેતૃત્વ નીચે હું આશા રાખું છું કે, હિંદની સ્વાતંત્ર્ય પ્રવૃત્તિને સંપૂર્ણ વિજય મળશે.

શ્રી. રાશબિહારી બોઝ                                                      આપનો તાબેદાર
પ્રમુખ, સંગ્રામ સમિતિ                                                      એન. રાઘવન
હિંદી સ્વાતંત્ર સંઘ, શૉનાન

બીજે દિવસે એટલે કે ૧૯૪૨ના ડિસેમ્બરની પાંચમીએ શ્રી. રાઘવનની ગેરહાજરીમાં સંગ્રામ સમિતિની બેઠક મળે છે. એ બેઠકનો નીચેનો અહેવાલ મળી આવે છે:

"ઓમેન"

મેનન, મોહનસિંગ અને ગીલાની કહે છે કે પરિસ્થિતિ હતી એવી જ અસંતોષકારક છે. અને થોડી ચર્ચા પછી ઉમેરે છે કે નીચેના પ્રશ્નોની તાત્કાલિક વિચારણા ન થાય તો તેઓ રાજીનામું આપશે:

૧ કર્નલ ઈવાકુરો આપણો પત્ર ટોકિયો પહોંચાડશે જ એવી ખાતરી મળવી જોઇએ,

૨ પહેલી જાન્યુઆરીને દિવસે કે તે પહેલાં જવાબ મળશે એવી બાંહેધરી મળવી જોઇએ—અને પરિસ્થિતિની, વિચારણા માટે ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં સમિતિની સભા મળશે એવી પણ ખાતરી આપવામાં આવવી જોઇએ.

૩ તે દરમિયાનમાં આઝાદ હિંદ ફોજના રોજિંદા કાર્ય સામે કોઇ પગલાં લેવામાં નહિ આવે એમ નક્કી થવું જોઇએ.

૪. નીચેના મુદ્દાઓ માટે આઝાદ હિંદ ફોજે વ્યવહારૂ પગલાં લેવાં—

મેં જ્યારે હોદ્દો સંભાળ્યો ત્યારે, આવી મહાન પ્રવૃત્તિને દોરનાર કે એનું સંચાલન કરનારા મારા મિત્રોમાંનો એક હું બની શકીશ એવું મેં વિચાર્યું હતું પણ ત્યાંયે મારી ભૂલ હતી. બેંગકોક અધિવેશન પછીના થોડા સમયમાં, આઝાદ હિંદ ફોજની સ્થાપના, મારે જે કહેવાનું હતું તે સાંભળ્યા વિના જ, કરવામાં આવી. મને લાગ્યું કે દેશ પ્રત્યે તેમ જ આ પ્રવૃત્તિ પ્રત્યેની મારી ફરજ છે કે મારે કંઈ કહેવું જોઈએ, ત્યારે મને કહેવામાં આવ્યું કે કશુંય કહેવાની જરૂર નથી અને હવે તો કાર્ય જેમ થાય તેમ થવા દેવું આથી ત્યાં આગળ પણ હું બેકામયાબ નીવડ્યો.

મને કહેતાં ઘણું દુઃખ થાય છે કે છેલ્લા બે દિવસોમાં આપણે જે વિકટ પરિસ્થિતિમાં મૂકાઈ ગયા હતા તેનું કારણ થોડી ઘણી રીતે આપણે પોતે જ હતા. આપણી સેનાનાં ભૂલભરેલાં પગલાંઓને રોકવામાં આપણે નિષ્ફળ નીવડ્યા હતા. સેના સ્થાપવાની સંમતિ આપવામાં જ ફોજના સેનાપતિની પહેલી ભૂલ હતી. ને તે યે એટલે સુધી કે સંગ્રામ સમિતિની પરવાનગી વિના કે તેની સાથે કશીયે ચર્ચા કર્યા વિના, તેમજ ઈવાકુરો કીકાન સાથે રીતસર પત્રવ્યવહારથી અને જાપાની સરકારનો, બેંગકોક ઠરાવો પરનો જવાબ આવ્યા વિના જ સૈન્ય તૈયાર કરી દેવામાં આવ્યું. સૈન્યે બીજી પણ ભૂલ કરી. પહેલી મંજૂરી મેળવ્યા વિના કે સંગ્રામ સમિતિની જાણ વિના તેમ જ ફરીને પાછો બેંગકોક ઠરાવોનો જવાબ મળ્યા અગાઉ જ, બર્મામાં ટુકડીઓ મોકલવાની હા પાડવામાં આવી કે તેમ કરવાનું નક્કી કરી દેવામાં આવ્યું. વિચાર વિનાના આ છેલ્લા સાહસિક પગલાંને લીધે જ, સંગ્રામ સમિતિના સભ્યો માટે, ન નિવારી શકીએ એવી આપત્તિ આ પગલાંથી, આવી પડી, સૈન્ય મોકલવાની આ વિનંતીએ તો આપણને ઘણી જ નાજુક અને ગંભીર સ્થિતિમાં મૂકી દીધાં—એક પાસ દરિયો ને બીજી બાજુ દાવાનળ ! જો આપણે સૈન્ય મોકલવાને મંજુરી આપીએ તો, આપણે આગળ પડતા અને અગત્યના પ્રશ્નોનું નિરાકરણ આણ્યા વિના જ આમ કરીએ છીએ અને એના પરિણામે અતિ વિકટ પરિસ્થિતિમાં આવી પડીએ છીએ. મોકલવાને જો આપણે સંમતિ ન આપીએ તો [૧] જી. ઓ. સી.ના શબ્દો પળાશે નહિ અને જાપાની સરકાર આ નિર્ણય આપણો પોતાનો જ ગણી લેશે. [૨] જાપાની પક્ષ અને આપણા પક્ષ વચ્ચે ગંભીર ગેરસમજુતી ઊભી થશે અને આમ ભવિષ્યના હિંદ–જાપાની સંબંધોને માટે એ ગંભીર હાનિકર નીવડશે. આની પાછળ પુષ્કળ ગેરસમજુતી અને આપત્તિ ચાલ્યાં આવશે.

[૩] ચાલુ પ્રવૃત્તિનો વિનાશ પણ થશે. હું માનું છું કે આપણા દેશના ભવિષ્યના ભલા માટે આ સ્થિતિ યોગ્ય નથી.

આમ ગમે તે બાજુ નિર્ણય કરીએ પણ તે જોખમ ભરેલો તો છે જ.

સંગ્રામ સમિતિમાં મારી હાજરી હોવા છતાં ઉપરની હિમાલય જેવડી ભૂલો તેમ જ અધોગતિને અટકાવી શકાતાં ન હોવાથી, મને લાગે છે કે, ધર્મ સમજીને મારે સભ્ય તરીકે રાજીનામું આપી દેવું જોઈએ.

ને એટલે જ, પ્રમુખસાહેબ, સંગ્રામ સમિતિમાંથી સભ્ય તરીકે હું આથી રાજીનામું આપું છું, કાઉન્સીલમાં હતો ત્યારે હમેશ મળેલા તમારી તરફના હાર્દિક સદ્‌ભાવ અને લાગણી માટે હું આભારી છું.

આપના રાષ્ટ્રપ્રેમી નેતૃત્વ નીચે હું આશા રાખું છું કે, હિંદની સ્વાતંત્ર્ય પ્રવૃત્તિને સંપૂર્ણ વિજય મળશે.

શ્રી. રાશબિહારી બોઝ
પ્રમુખ, સંગ્રામ સમિતિ
હિંદી સ્વાતંત્ર સંઘ, શ્યોનાન

આપનો તાબેદાર
એન. રાઘવન

બીજે દિવસે એટલે કે ૧૯૪૨ના ડિસેમ્બરની પાંચમીએ શ્રી. રાઘવનની ગેરહાજરીમાં સંગ્રામ સમિતિની બેઠક મળે છે. એ બેઠકનો નીચેનો અહેવાલ મળી આવે છે:

"એન"

મેનન, મોહનસિંગ અને ગીલાની કહે છે કે પરિસ્થિતિ હતી એવી જ અસંતોષકારક છે. અને થોડી ચર્ચા પછી ઉમેરે છે કે નીચેના પ્રશ્નોની તાત્કાલિક વિચારણા ન થાય તો તેઓ રાજીનામું આપશે:

૧ કર્નલ ઇવાકુરો આપણો પત્ર ટોકિયો પહોંચાડશે જ એવી ખાતરી મળવી જોઈએ,

૨ પહેલી જાન્યુઆરીને દિવસે કે તે પહેલાં જવાબ મળશે એવી બાંહેધરી મળવી જોઈએ—અને પરિસ્થિતિની, વિચારણા માટે ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં સમિતિની સભા મળશે એની પણ ખાતરી આપવામાં આવવી જોઈએ,

૩ તે દરમિયાનમાં આઝાદ હિંદ ફોજના રોજિંદા કાર્ય સામે કોઈ પગલાં લેવામાં નહિ આવે એમ નક્કી થવું જોઈએ.

૪. નીચેના મુદ્દાઓ માટે આઝાદ હિંદ ફોજે વ્યવહારૂ પગલાં લેવાં—

(અ) વધારાના બધા સ્વયંસેવકો અને યુદ્ધકેદીઓને જી. ઓ. સીના તાબામાં રાખવા.

(બ) આ વચગાળામાં મલાયાની અંદર તેમ જ બહાર આઝાદ હિંદ ફોજ અંગે વધારાના સ્વયંસેવકો તેમ જ યુદ્ધકેદીઓની કોઈ પણ જાતની પ્રવૃત્તિ હાથ ધરવી નહિ.

(ક) જાપાની સત્તાધીશોના તાબામાં હાલ કામ કરતા સર્વ અંગરક્ષકો, તેમ જ વિખુટા પડેલા સૈનિકો, જી. ઓ. સી. ના તાબામાં આવવા જોઈએ.

(ડ) બર્મામાં આગળ વધેલી ટૂકડીને જણાવી દેવું કે જી. ઓ. સી. ની બીજી વધુ આજ્ઞા ન મળે ત્યાં સુધી આગળ પગલું ભરવું નહિ."

આ બેઠક પછી શ્રી. રાસબિહારી બોઝ શ્રી. રાઘવનને રાજીનામું ખેંચી લેવાની વિનંતિ કરે છે, પરંતુ એ વિનંતિનો સ્વીકાર થતો નથી એ જવાબ આપે છે·

"ઓ"

એન. રાઘવન,
૩૭, માલકમ રોડ,
શ્યોનાન
૮મી ડિસેંબર, ૨૬૦૨

પ્રમુખ મહાશય,
સંગ્રામસમિતિ હિંદી સ્વાતંત્ર્ય સંઘ,
શ્યોનાન

વહાલા સાહેબ,

મને આપ પાછો ખેંચી લેવા કહેતા હતા તે રાજીનામાનો પત્ર મેં આપને ૨૬૦૨ની ૪થી ડિસેંબરે મોકલ્યો હતો. ત્યાર પછી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિને લીધે દિલગીર છું કે હું રાજીનામું પાછું ખેંચી શકતો નથી. બીજે પક્ષે ઊલટું આજે બનેલા બનાવોને ધ્યાનમાં લેતાં તો, જો મેં રાજીનામું ન આપ્યું હોત તો આજે ને આજે મારે એ રાજીનામું આપવું પડત.

આપનો વફાદાર,
એન. રાઘવન
સભ્ય
સંગ્રામસમિતિ, હિંદી સ્વાતંત્ર્ય સંઘ

વાત આટલેથી અટકતી નથી. સંગ્રામ સમિતિના બીજા ત્રણ સભ્યો પણ રાજીનામું મોકલાવે છે.

"પ્રતિ "બ"
પ્રમુખ મહાશય, શ્યોનાન,
કાર્યકારી સમિતિ, હિંદી સ્વાતંત્ર્ય સંઘ ૮મી ડિસેંબર, ૧૯૦૨

સાહેબ,

આપ જાણો છો તે પ્રમાણે પૂર્વ એશિયામાંની હિંદી સ્વાતંત્ર્ય સંઘની રજેરજની પરિસ્થિતિનો અમે છેલ્લા કેટલાક અઠવાડિયાથી બહુ જ ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યો છે. ઘણા ઘણા મનોમંથન અંતે અમે નિર્ણય પર આવ્યા છીએ કે મુખ્ય મુદ્દાઓ ઉપર ચોખવટ નહિ કરવામાં આવે તો અમારી પ્રવૃત્તિ અમારાથી જારી રખાશે નહિ અને એ ઇચ્છવાયોગ્ય પણ નથી.

આ બાબત ધ્યાનમાં રાખીને જ અમે જાપાની શાહી સરકારના ધ્યાન ઉપર મૂકવાનો એક ખરડો તૈયાર કર્યો હતો. ટોકિયોમાં એ પહોંચાડવાની તેમ જ જેમ બને તેમ જલદી તેનો જવાબ આણવાની વિનંતી સાથે ૨૯મી નવેંબર' ૨૬૦૨ ને દિવસે કર્નલ ઇવાકુરોને એ મોકલવામાં આવ્યો હતો.

કર્નલ ઇવાકુરોના આમંત્રણથી પહેલી ડિસેંબર ૨૬૦૨ ને રોજ ભરાયેલી પરિષદમાં અમે ગયા હતા. ત્યાં અમે અમારી વિટંબણાઓ અને દૃષ્ટિબિંદુઓ એમની સમક્ષ રજૂ કર્યાં હતાં.

અઢી કલાકથી વધુ ચાલેલી ચર્ચાઓને અંતે કર્નલ ઇવાકુરોએ ચોખ્ખા શબ્દોમાં અમને જણાવ્યું કે ખરડો ટોકિયો પહોંચાડવા એ તૈયાર નહોતા. પછી હતાશ ને ભગ્ન બની અમે પાછા ફર્યા.

ગઈ પાંચમી તારીખે આપે અમને ખાતરી આપી હતી કે કર્નલ ઇવાકુરો પોતાના નિર્ણય પર ફરી વિચાર કરે એ માટે તમે એમને દબાણ કરશો. તમારા પ્રયત્નોનું પરિણામ તમે અમને જણાવવાની સ્થિતિમાં આવો ત્યાંસુધી અમારે થોભી જવું એવું પણ તમારું કહેવું હતું, પરંતુ અત્યારસુધીના તમારા પ્રયત્નો નકામા નીવડયા છે. એવું કહેવાની આજે તમે કૃપા કરી હતી

આઝાદીના ધ્યેયને માટે શરૂ કરવામાં આવી હતી તે પ્રવૃત્તિ ચાલુ રાખવા અમે અમારી સર્વશક્તિ ખર્ચી નાખી છે. ખરેખરી રીતે જ્યારે સંપૂર્ણ અસંતોષકારક પરિસ્થિતિમાં અમે મુકાઈ ગયેલા છીએ, ત્યારે બહાર ડોળ રાખી, 'પ્રવૃત્તિ તો સરસ ચાલે છે.' એમ બતાવી અમે આત્મા અને પ્રજાને હવે છેતરી શકીએ નહિ. એવો દંભ છોડવો જોઈએ.

આ સ્થિતિમાં સંગ્રામ સમિતિના સભ્યો તરીકે ચાલુ રહેવાથી અમે કોઈ પણ ઉપયોગી કાર્ય સાધી શકીશું નહિ એમ અમારો મત બંધાયો છે. અમે આશા રાખીએ છીએ કે, અત્યારની મુશ્કેલીઓ છતાં વધુ સારા સંજોગો આવતાં, નજીકના ભવિષ્યમાં અમે કાર્ય પર પુનઃ લાગી જઈશું. તથાપિ, આજે તો અમારી ફરજ ચોખ્ખી જ છે. સ્વતંત્રતાના ધ્યેયની સિદ્ધિની અમે આશા સેવી હતી તે પ્રમાણે કરી શકવા માટે અમને અમારી જાતમાં હવે, વિશ્વાસ રહ્યો નથી.

આઝાદ હિંદ ફોજના સભ્યોમાં માન પામેલા અને ઉચ્ચ પ્રશંસાના અધિકારી કર્નલ એન. એસ. ગીલની આજ સવારની ગીરફતારીથી પરિસ્થિતિએ વધુ ગંભીર સ્વરૂપ પકડયું છે

એ તો જાણીતું જ છે કે આઝાદ હિંદની ફોજની ઉત્પત્તિ અને વિકાસમાં જ નહિ પરંતુ સ્વાતંત્ર્ય-સંગ્રામને પ્રસિદ્ધિ આપવામાં કર્નલ ગીલનો અતિ-મહત્ત્વનો હિસ્સો છે આજ જ્યારે એની હાજરી ને એની દોરવણી અમને અતિ ઉપયોગી થઈ પડત ત્યારે, ઓચિંતા જ અમારી વચ્ચેથી એમને ઉપાડી લેવામાં આવ્યા છે. અમે સત્ય છુપાવી શકતા નથી કે આ કમનસીબ બનાવે અમારા હૈયા ઉપર ભારે અસર કરી છે.

જે પ્રવૃતિને જન્મ આપવા અને પાળીપોષી વિકસાવવામાં અમારી શક્ત જહેમત હતી તે સાથેના સંબંધો બંધ કરતા અમને ઘણું જ દુઃખ થાય છે, પરંતુ જો આજના સંજોગોમાં ચાલતી પ્રવૃતિ સાથે સંપર્કમાં રહીએ તો પ્રજાજનોએ અમારામાં મૂકેલા અતૂટ વિશ્વાસને અને બેવફા નીવડીએ.

પરિણામે, સંગ્રામ સમિતિના સભ્યો તરીકેનું અમારું રાજીનામું આપીએ છીએ અને તે મંજૂર કરવા આપને વિનંતી કરીએ છીએ.

સંગ્રામ સમિતિના સભ્યો તરીકે છૂટા થવા છતાં, એ તો ઉઘાડું જ છે કે વ્યક્તિગત રીતે અમે મલાયામાં ચાલતા લશ્કરી તંત્રને સહકાર ને હાર્દિક ટેકો આપવા તૈયાર છીએ.

આપણે સહકાર્યકર્તા હતા તે સમય દરમિયાન આપે અમ પ્રત્યે બતાવેલી ભલી લાગણી અને સ્નેહ માટે, તમારો વ્યક્તિગત રીતે, આભાર માનવાની તક લઈએ છીએ.

અમે છીએ,<br>
આપના વફાદાર સેવકો<br>
મોહનસીંગ<br>
જી. કયુ. ગીલાની<br>
કે. પી. કે. મેનન..

શ્રી. રાસબિહારી બોઝ પાસે રાજીનામાઓ સ્વીકારવા સિવાય બીજો કોઈ માર્ગ નહોતો. એમણે શ્રી. રાઘવનને નીચે પ્રમાણે જવાબ આપ્યો.

હિંદી સ્વાતંત્ર્ય સંઘ,
મુખ્ય મથક,
કૅંપ, સીવ્યુ હોટેલ,
સ્યોનાન, ૯મી ડિસેંબર ૨૬૦૨.

સ્નેહી રાઘવન,

ગઈ કાલની તારીખવાળું તમારું રાજીનામું મળ્યું છે. ઘણા જ દુઃખ સાથે સંગ્રામ સમિતિના સભ્ય તરીકેનું રાજીનામું મારે મંજૂર કરવું પડે છે.

છેલ્લા થોડા દિવસમાં બનેલી નાજુક ને વિકટ પરિસ્થિતિને આપણે ટાળી શકીશું એવી મને આશા હતી. તમને તો ખબર જ છે કે જાપાની સત્તાધીશો સાથેના મહાન પ્રશ્નોના ઉકેલ માટે મારા બીજા સહકારીઓ પાસે વધુ મુદતની મેં વિનંતી કરી હતી. ને તે વખતે, મારી જેમ તમને પણ લાગ્યું હતું કે જો આ પ્રશ્નોના નિરાકરણ માટે મને વખત આપવામાં આવે તો સંતોષકારક રીતે તેમ જ આપણા રાષ્ટ્રનાં માનમરતબો અને સ્વમાનને છાજે એ રીતે એનો ઉકેલ હું લાવી શકયો હોત. જનરલ મોહનસિંગ, કર્નલ સી. કયુ. ગીલાની અને શ્રી. કે. પી. કે મેનનના સંયુક્ત રાજીનામાં ગઈ કાલે સાંજે મને મળ્યાં ત્યારે, પ્રતિનિધિઓની સમિતિને જણાવ્યા વિના જ સંગ્રામ સમિતિના પ્રમુખ તરીકે મારે એકલાએ જ આ મહાન પ્રવૃત્તિ હાથમાં લઈ લેવી જોઈએ એમ મને લાગ્યું. આ પગલું ભરતી વખતે મને લાગે છે કે આપણી મહાન પ્રવૃત્તિને મેં તેના તાત્કાલિક સર્વનાશમાંથી બચાવી જ નથી લીધી, પરંતુ આપણી માતૃભૂમિના લાભ માટે સૌથી સરસ રસ્તો પણ લીધો છે.

આશા રાખું છું કે ભવિષ્યમાં આવનારા મુશ્કેલ દિવસોમાં, તમે તમારી કિંમતી મદદ અને સહકાર મને આપશો.

આપનો તાબેદાર,
(સહી) આર. બી. બોઝ
પ્રમુખ,
સંગ્રામસમિતિ એકરાન હિંદી સ્વાતંત્ર્ય સંઘ.

શ્રી. એન. રાઘવન,
સ્યોનાન

અને આવો જ જવાબ કર્નલ મોહનસીંગ, ગીલાની અને શ્રી. મેનનને પણ એમણે આપી દીધો.

શ્રી. રાસબિહારી બોઝની મનોદશા આ વખતે કેવી હતી તેનો કંઈક ખ્યાલ, એમણે તરત જ પ્રસિદ્ધ કરેલા એક નિવેદનમાંથી મળી આવે છે. એ નિવેદન એમણે 'પૂર્વ એશિયાના હિંદી દેશભક્તો જોગ' કર્યું હતું.

સંગ્રામ સમિતિના મારા સહકાર્યકરોએ રાજીનામું આપ્યું છે. એટલે અંશે, સમિતિનું બંધારણ ભાંગી પડ્યું છે. અને, સમિતિના નવા સભ્યોની ચૂંટણી થાય ત્યાં સુધી મેં પ્રમુખ તરીકે એશિયામાંના હિંદીઓના હિંદની રક્ષા કરવા, સમિતિનું કામકાજ ચાલુ રાખવાનો નિર્ણય કર્યો છે. સંગ્રામ સમિતિના નવા સભ્યોની ચૂંટણીનો, આપણા બંધારણ પ્રમાણે, પૂર્વ એશિયામાંના વિવિધ પ્રદેશોના પ્રતિનિધિઓની સમિતિ જ કરી શકે એમ છે. તે દરમિયાનમાં સંગ્રામ સમિતિના મારા સહકાર્યકરોના રાજીનામાને પરિણામે, સંગ્રામ સમિતિની જે બધી સત્તા અને જવાબદારીઓ મારા હાથમાં મૂકાઈ છે તેનો ઉપયોગ અને અમલ કરવાનું મારું પગલું આપણાં આંદોલનનું બંધારણ જોતાં, રાજદ્વારી દૃષ્ટિએ સંગીન છે અને એ રીતે જ, હું બેંગકોક પરિષદમાં ભેગા મળેલા હિંદીઓએ, મને આપેલો આદેશ આચરણમાં મૂકી શકું એમ છું એવી મને ખાતરી થઈ છે. આપણા આંદોલનનું નિયમન મેં ૯મી ડિસેમ્બરથી મારા હાથમાં લીધું છે અને હિન્દની આઝાદીનો માર્ગ તૈયાર કરવામાં, મારી સર્વશક્તિ ખર્ચવાનો અને કોઈથી ગભરાયા વિના કે કોઈની દયા માગ્યા વિના વફાદારીપૂર્વક મારા પ્રયત્નો ચાલુ રાખવાનો મારો કોલ આજે હું ફરીને મારા હિંદી બાંધવોને સુણાવું છું.

મારા દેશ બાંધવોના અંતઃકરણનું અને અંતરતમ ભાવનાઓનું પ્રતિબિંબ પાડવાના પ્રયત્નોમાં હું કચાશ નહિ રાખું. તેમની ઇચ્છાઓ અને તેમના આદેશોને હું માથે ચઢાવીશ. આપણું ધ્યેય હિન્દની સર્વાંગી અને સંપૂર્ણ આઝાદીનું છે. એ આઝાદી ઉપર કોઈ વિદેશી અંકુશ, વર્ચસ્વ કે દખલગીરી આપણને ખપતી નથી અને કોઈ પણ પ્રકારની વિદેશી લાગવગ પણ આપણને માન્ય નથી. આવી આઝાદીનાં આપણાં ધ્યેયની અને આપણી વચ્ચે કોઈ પણ અંતરાય ઊભો થાય તો તે આપણે કદી સાંખી નહિ રહીએ—પછી ભલે એ અંતરાય ઊભો કરનાર મોટા માંધાતા હોય.

હિન્દની આઝાદી માટેનાં આંદોલનનું નિયમન મારા હાથમાં લઈને મેં એ આંદોલનને પડી ભાંગતું બચાવ્યું છે એવી મને પૂરી ખાતરી છે. મને એ પણ ખાતરી છે કે મારા દેશબાંધવો મારા આ પગલાંને પૂરેપૂરી સંમતિ આપશે.

મારા ઘણા દેશબાંધવોની માફક મારું હૃદય પણ હરહંમેશ એક જ ઝંખના કરી રહ્યું છે અને તે હિન્દની આઝાદીની. એ આઝાદી માટે મેં પસીનો પાડ્યો છે, એ આઝાદી માટે મેં મોજની પણ દરકાર કરી નથી, એ આઝાદી માટે મેં દેશવટો ભોગવ્યો છે. આપણી માતૃભૂમિની મુક્તિનો માર્ગ તૈયાર કરવા માટે હું બચ્ચે દાયકાથી તનતોડ પરિશ્રમ કરી રહ્યો છું. ત્યારે તો મારી માતૃભૂમિને માત્ર બ્રિટનની જ નહિ પણ બીજી કોઇ પણ વિદેશી સત્તાની પકડમાંથી છોડાવવાની તમન્ના હતી. એક વખત એવો હતો કે જે જાપાનના પ્રજાજનોની વચ્ચે જઇને હું વસ્યો હતો તે જાપાન પણ હિન્દી સ્વાતંત્ર્યના પ્રશ્ન પરત્વે ઉદાસીનતા સેવતું હતું એ દૂર કરવાનો મારો પ્રયત્ન તો ચાલુ જ રહ્યો અને આજે આપણે જાપાનની અને બીજાં કેટલાક રાષ્ટ્રોની સહાનુભૂતિ અને સહાય મેળવી શક્યા છીએ. આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ, વર્તમાન અને ભવિષ્યનો વિચાર કરતા આ વસ્તુ નાનીસૂની ન કહેવાય.

આવે તબક્કે જો મારા કેટલાક મદદકાર્યકરો, પોતાનો જ કક્કો ખરો ન થવાને કારણે કામ કરવાની ના પાડે અને પરિણામે મારે આ આંદોલનને મરી જવા દેવુ પડે તો તો મારું હૃદય જ ભાંગી જાય. અલબત્ત આપણા આંદોલનના માર્ગમાં મુસ્કેલીઓ તો છે જ પણ એનો નિવેડો અને ઉકેલ આવવાનો જ છે એમા શકા નથી. મારુ દૃઢ મંતવ્ય છે કે આપણા માર્ગમાં વાસ્તવિક અંતરાય હોય તો તેને દૂર કરીને પણ, હિન્દુસ્તાનની જે આઝાદી માટે આપણે વર્ષોથી ઝંખી રહ્યા છીએ તે આઝાદીનો મગં સરળ કરવો જોઇએ કોઈ પણ દેશના મદદકાર કે અનદદકારરૂપી ખડક સાથે અથડાઇને હિન્દની આઝાદીનું નાવ ખરાબે ન ચઢવુ જોઈએ. આપણે આપણા જગમા બહારથી મળે એટલી મદદ મેળવશુ પણ જો એવી કોઈ મદદ ન મળે તો પણ આપણો જગ તો ચાલુ જ રહેશે

હિન્દની આઝાદીનું આંદોલન તો યુદ્ધ પહેલાં જ શરૂ થઇ ચૂક્યું હતું. આ વાત બધા જાણે છે, પણ યુદ્ધની જ્યારે જાહેરાત થઇ અને હિન્દની આઝાદી અંગેની જાપાનની નીતિ વડા પ્રધાન ટોજોએ એક નિવેદન દ્વારા સ્પષ્ટ કરી ત્યારે, પૂર્વ એશિયાના વિવિધ દેશોમાં આ આંદોલન છડેચોક અને કોઇ પણ પ્રકારના અંતરાય વિના ચલાવવાનું શક્ય બન્યું. આ આંદોલન તો બેંગકોક પરિષદ મળી તે પહેલાં જ શરૂ થઇ ચૂક્યુ હતું. અમે તો છેલ્લા એક વર્ષથી આ આંદોલન ચલાવી રહ્યા હતા.

બેંગકોક પરિષદમાં ભેગા મળેલા હિન્દી પ્રતિનિધિઓએ એ આંદોલન ચાલુ રાખવાનો અમને સ્પષ્ટ આદેશ આપ્યો અને એ આદેશને અમલી બનાવવા માટે અમે વિવિધ મુલ્કી અને લશ્કરી સંસ્થાઓ સ્થાપી. અમે ચોક્કસ પ્રગતિ સાધી રહ્યા હતા ત્યાં તો અમારા કેટલાક સહકાર્યકરોને લાગ્યું કે આ આંદોલનને જીવન્ત અને ગતિમાન રાખવા માટેનો વધુ પ્રયત્ન કરતાં પહેલાં આપણી પરિસ્થિતિ અંગે વધુ સ્પષ્ટતા થવાની જરૂર છે. એમના આ મંતવ્ય સાથે હું પણ સંપૂર્ણપણે સંમત હતો. અને મારી એમની વચ્ચે મતભેદ માત્ર એ પડયો હતો કે તેઓ વધુ સ્પષ્ટતા—અને તે પણ તત્કાળ—કરાવ્યા વિના આપણી પ્રવૃત્તિઓને આગળ ધપાવવા માગતા નહોતા. જ્યારે મારું મંતવ્ય એનાથી ભિન્ન પ્રકારનું હતું. આ રીતે એક મડાગાંઠ ઊભી થઇ હતી. ગયા માસના ત્રીજા અઠવાડિયામાં અમે વધુ સ્પષ્ટતા મેળવવાનો નિર્ણય કર્યો અને પછી તરત જ એ અંગેની મંત્રણા શરૂ કરી આ મંત્રણા દરમિયાન મને લાગ્યું કે ચોક્કસ પરિણામો આવતા થોડો સમય નીકળી જશે, આથી મેં સંગ્રામ સમિતિને થોડો સમય ધીરજ ધરવા સલાહ આપી હતી અને જણાવ્યું હતું કે જો આપણે આપણું આંદોલન આટલા બધા મહિના ચલાવ્યું છે તો થોડા વધુ દિવસ એને ગતિમાન રાખવાથી ઝાઝી હાનિ નહિ થાય.

ચાલી રહેલી મંત્રણાને અંતે જો કોઈ સંતોષકારક વ્યવસ્થા નહિ થાય તો આપણી નીતિમાં જરૂરી ફેરફાર કરવાને માટે આપણે સ્વતંત્ર હતા એમ પણ મેં સમિતિને જણાવ્યું હતું. મારે તો ધીરજ અને ખંતથી કામ લેવાનું હતું અને આખરે અંદરોઅંદરની મંત્રણા પછી અમે ચોથી ડિસેમ્બરે નિર્ણય કર્યો કે વધુ મંત્રણા અને એના પરિણામો માટે ડિસેમ્બરના અંત સુધી રાહ જોવી. એ વખતે તો મારો આનંદ માતો નહોતો, પણ કોણ જાણે શું થયું કે પાંચમી ડિસેમ્બરે મારા સહકાર્યકરોએ, કોઈ પણ જાતનાં દેખીતાં કારણ વિના જ પોતનો વિચાર ફેરવી નાંખ્યો હતો અને આગલા દિવસે કરાયેલો નિર્ણય ફોક થતો હતો. એ જ વખતે મને આપણાં આંદોલનનાં આંતરિક બળ અને સબળતાનુ ભાન થયું અને મેં એ આન્દોલનને તોડી પાડે એવા તથા મડાગાંઠ ઊભી કરે એવા બધા પ્રયત્નોનો સામનો કરવાનો નિર્ણય કર્યો.

મે મારા સહકાર્યકરોને રાજીનામું ન આપવા ખૂબ સમજાવ્યા, માત્ર દુઃખ, આપત્તિ, ગેરસમજણ અને અંતિમ હાનિમાં જ પરિણમે એવી મડાગાંઠ અને કટોકટી ન ઊભી કરવા મેં તેમને ખૂબ વિનવ્યા. આપણા હક્કોની રક્ષા અંગે મને તેમના જેટલી જ ખુમારી છે એમ પણ મેં તેમને જણાવ્યું માત્ર

વિદેશવાસને પરિણામે હિન્દ પ્રત્યેની મારી ભક્તિમાં ઓટ આવી નથી. મારી દેશભક્તિ બીજા કોઈ પણ હિન્દીવાન કરતાં ઓછી નથી—ઊલટું મારા વિદેશવાસે તો મારી માભોમ પ્રત્યેનો પ્રેમ અને આકર્ષણ અનેકગણા વધારી મૂક્યાં છે.

મારા સહકાર્યકરોએ આડમી ડિસેમ્બરે રાજીનામું આપ્યું રાજીનામું આપતી વખતે એમણે લખેલા પત્રો ઉપર મેં પૂરતું ધ્યાન આપ્યું છે. મારો તો એવો મત છે કે પૂર્વ એશિયાના વિવિધ દેશોમાંના પ્રતિનિધિઓની સલાહ લીધા વિના તેમણે રાજીનામું નહોતું આપવું જોઈતું. મારો તો એવો પણ મત છે કે તેમણે રાજીનામું આપવાની જરૂર જ નહોતી.

પણ તેઓ તેમના મનના મુખત્યાર છે અને તેથી મેં તેમનાં રાજીનામા ઊંડા ખેદ સાથે સ્વીકારી લીધાં છે. કેવળ હિન્દના લાભાર્થે જ આપણું આન્દોલન ચલાવી શકાય એમ છે એની મને ખાતરી હોવાથી અને બધા તકરારી પ્રશ્નોનો સંતોષકારક નિવેડો આવી જશે એની મને શ્રદ્ધા હોવાથી, આપણું આન્દોલન, પૂર્વ એશિયાના હિન્દીઓની સદ્ભાવ વડે ચાલુ રાખવાનો ભાર મેં ઉપાડી લીધો છે. એક તરફ આપણાં આંન્દોલન ચાલુ રાખવાના પ્રયત્નમાં કશી કચાશ નહિ રાખું ત્યારે બીજી તરફ આપણાં આન્દોલન માટે જે સરળતા, સગવડ અને સહાય હું તથા મારા સહકાર્યકરો માગી રહ્યા હત તે મેળવવા માટેના પ્રયત્નો પણ શિથિલ નહિ થવા દઉં. મારા પ્રયત્નમાં હું કેવી પ્રગતિ સાધી શકયો છું તેની વાત હું વહેલામાં વહેલી તકે મારા દેશબાંધવોને જણાવીશ. દરમિયાનમાં આપણું કામ તો ચાલ્યા જ કરશે. મુલકી કે લશ્કરી કોઈ પણ ખાતામાં કામ કરનારા ભાઈઓએ એ અંગે કશી જીતિ મેત્રવાની જરૂર નથી. કામ અત્યારસુધી થતું આવ્યું છે તેમ જ થશે. નવો ચીલો બનતા સુધી નહિ પાડવામાં આવે–જો કે આપણાં આંન્દોલનમાં વધુ ગતિ અને વધુ ઉત્સાહ પ્રેરવાના મારા પ્રયત્નો તો ચાલુ જ રહેશે

હિન્દી સ્વાતંત્ર્ય સંઘની દરેકે દરેક શાખાને અને આઝાદ હિન્દ ફોજને હું ખાતરી આપવા માગું છું કે સંગ્રામ સમિતિની ફરજો, જવાબદારીઓ અને હક્કો મે મારા હાથમાં લઈ લીધા હોવાથી આપણાં બંધારણમાં, આપણી સંસ્થામાં કે આપણી લશ્કરી અથવા મુલકી વ્યવસ્થાના વધુ વિકાસમા કશી ઉણપ યા ફેરફાર આવશે એમ કોઈ માની લેશો નહિ. આપણી માતૃભૂમિનાં અથવા તો હિન્દીઓનાં હિતોને હાનિ પહોંચે એવી કોઈ પણ વ્યવસ્થામાં મારો સાથ નહિ હોય એની ખાતરી રાખજો. આ હિતોની રક્ષા એ તો મારું જીવન-કાર્ય છે. મારા જીવનનું એક માત્ર ધ્યેય છે.

આપણી સમક્ષ જે મુશ્કેલ કામ પડ્યું છે. તેમાં મારા ભાઈ ઓ અને બહેનો મને પૂરો સાથ આપશે એમાં મને શંકા નથી. મારા વિરોધીઓ ભલે મને જાપાનના હાથમાં રમતું પૂતળું કહે. પણ હું તેમને એટલું જણાવી દઉં કે પોતાના દેશને સંપૂર્ણતઃ સ્વતંત્ર અને આઝાદ જોવાનું એક માત્ર ધ્યેય જીવનભર સેવનાર, એક હિન્દી તરીકેના પોતાના જન્મસિદ્ધ હક્ક માટે ગૌરવ અને ગર્વ ધરનાર અને હિન્દુસ્તાનનું સ્વમાન તથા એની અસ્મિતા સાચવવા માટે પોતાનું સર્વસ્વ ખરચ્યા છતાં હજી પણ જીવનના છેલ્લા શ્વાસ સુધી હિન્દની સેવા કરવાની તમન્ના સેવનાર એક આદમી સામે આવા આક્ષેપો કરીને તેઓ એક પાપ કરી રહ્યા છે. મારા જીવનમાં કોઈ ભોગ ભોગવવાના બાકી નથી રહ્યા. આપણા કાર્યની સફળતા એ જ એક મારી ઝંખના છે. એ સફળતા પ્રાપ્ત થયા પછી હું આપણી સ્વર્ગસમી જન્મભૂમિના કોઈ શાન્ત અને એકાન્ત સ્થળે નિવાસ કરીને નિવૃત્તિમય જીવન ગાળવાનો ઇરાદો રાખું છું. આપણું ધ્યેય હિન્દુસ્તાનની સંપૂર્ણ અને સર્વાંગી આઝાદીનું છે. એ ધ્યેયને મોળું બનાવવામાં, અંગત અથવા તો પરંપરા કોઈ પણ પ્રકારના મતભેદો કારગત નીવડવા ન જોઈએ. મને અને આપણાં આ આન્દોલનને મારા દેશબાંધવોનો ટેકો ન મળે તો કાંઈ પણ પ્રગતિ સાધી શકાય જ નહિ. બીજી બાજુ, મારા દેશબાંધવો જો મને સંપૂર્ણ ટેકો અને સહકાર આપશે તો હિન્દની આઝાદીનાં આપણાં ધ્યેયની સિદ્ધિ માટેની આપણી લડત સફળ થશે જ એમાં મને શંકા નથી. હિન્દીઓને મારો આગ્રહ છે કે. આજસુધી તેઓ જેવો સહૃદયતાભર્યો સહકાર અને ટેકો આપતા હતા તેવો ટેકો આપવાનું તેઓ ભવિષ્યમાં પણ ચાલુ રાખે.

હિન્દુસ્તાન ઝિન્દાબાદ
વન્દેમાતરમ્

(સહી) રાસબિહારી બોઝ
હિન્દી સ્વાતંત્ર્ય સંઘની સંગ્રામસમિતિના પ્રમુખ.

સ્થાન
૧૦મી ડિસેમ્બર ૨૬૦૨.

## [૯]

# અથડામણનો અંત

દિવસો જતાં આંતરિક અથડામણો વધુ ઉગ્ર બનતી ગઈ. જનરલ મોહનસીંગ અને તેમના સાથીઓના દિલમાં શ્રી. રાસબિહારી બોઝ માટે હવે કશું માન રહ્યું નહોતું. તેઓ એમ માનતા થઇ ગયા હતા કે શ્રી. રાસબિહારી બોઝ જાપાનને અનુકૂળ હોય તે રીતે જ 'હિંદી આઝાદ સંઘ' અને 'આઝાદ હિંદ ફોજ' ને ઘડવા માગે છે. શ્રી. રાસબિહારી બોઝ કસાયેલા નેતા હતા. આ બધાના રાજીનામા છતાં એમણે સંઘ અને ફોજ પોતાની જવાબદારી ઉપર ચાલુ રાખવાનો નિર્ણય કર્યો હતો. તેઓ માનતા હતા કે જાપાન અત્યારે કટોકટીમાં ઊભેલું છે અને હિંદુસ્તાન માટે એની મૈત્રી સિવાય બીજી કોઇ આશા નથી. આ સ્થિતિમાં શાંતિપૂર્વક જે થઇ શકે તે જ કરવું જોઇએ. શ્રી. રાસબિહારી બોઝના આ વલણ પ્રત્યે કેટલાક શંકાની દૃષ્ટિએ જોતા હતા.

બીજી બાજુ યુદ્ધે નિપજાવેલી કરુણ પરિસ્થિતિમાં પણ બહુ ફેર પડતો નહોતો. જાપાની નોટો ધોધમાર છપાયે જતી હતી. ફુગાવો આસમાને પહોંચ્યો હતો. ભાવો દસવીસ ગણા વધી ગયા હતા. હિંદીઓની દુઃખી હાલતમાં 'હિંદી આઝાદ સંઘ' સહાયરૂપ બન્યો હતો. એ ન હોત તો હજારો હિંદીઓ જંતુઓની પેઠે મૃત્યુ પામત. આમ છતાં જાપાન સામેનો અસંતોષ તો વધતો જ જતો હતો.

એક વસ્તુ ગર્વ ઉપજાવે છે. જાપાને વિજય મેળવ્યો હતો. એની પાસે વિપુલ શસ્ત્રાસ્ત્રો હતાં. એની સોડમાં ભરાનાર સુખી થાય અને એની સામે છાતી કાઢીને ઊભો રહે તેની છાતી સંગીનની અણીથી ભોંકાઇ જાય એ સ્થિતિ હતી છતાં પહેલા દિવસથી પૂર્વ એશિયાના હિંદી આગેવાનોએ પોતાનું મસ્તક ઉન્નત રાખ્યું હતું. પહેલા દિવસથી જ, જાહેર રીતે કહ્યું હતું કે જાપાનના ઇરાદાઓ વિષે એમના દિલમાં શંકા છે. ટોકિયો અને બેંગકોક બંને પરિષદમાં એમણે જાપાન પાસેથી ખાતરીઓ માગી હતી.

એક પણ સ્થળે એમણે શિર ઝૂકાવ્યું નહોતું. યુદ્ધનો ઇતિહાસ તપાસતાં આવાં ગૌરવ અને સ્વમાનના દર્શન સિવાય બીજા કોઈ દેશમાં જોવામાં આવ્યાં નથી.

આટલી વીરતાની સાથોસાથ અપૂર્વ કુનેહ પણ વાપરવી પડતી હતી. હિંદને સહાય કરવા માટે જાપાનની સહાય અનિવાર્ય હતી. જાપાન ધારે તો ઘડીના છઠ્ઠા ભાગમાં બધું જ વિખેરી નાખી શકે અને હિંદીઓનું સ્વપ્નુ સરજાયા પહેલાં જ રોળાઇ જાય.

આવી કુનેહ શ્રી. રાસબિહારી બોઝે બતાવી હતી એમ કહેવું જ જોઇએ. કાર્યવાહક સમિતિના સભ્યોના રાજીનામાંથી એ ખળભળી ઊઠ્યા પણ તૂટી પડ્યા નહિ, બધા હિંદીઓના વિશ્વાસને જીતવા માટે એમણે જાપાની વડા પાસેથી ખાતરી મેળવવાના પ્રયત્નો ચાલુ રાખ્યા.

પરંતુ આઝાદ હિંદ ફોજના પહેલા સેનાપતિ મોહનસીંગ સાથેનો એમનો સંબંધ તો બગડતો જ ગયો. એકવાર શ્રી. રાસબિહારી બોઝે એમની છાવણીના અફસરોની મુલાકાતની માગણી કરી ત્યારે મોહનસીંગ તરફથી એનો ઇન્કાર કરવામાં આવ્યો. એ દુઃખદ પત્રવ્યવહારની સંપૂર્ણ નોંધ લેવાની અહીં જરૂર નથી, પણ ટૂંકમા એ જોઈ જોઇએ.

તા. ૧૧મી ડિસેમ્બરે શ્રી. બોઝે લખ્યું, 'નીચે જણાવેલા અફસરોને હું આવતી કાલે ૧૧ વાગે 'સીબ્યું, હોટેલ, રૂમ નં. ૧૩૫'માં મળવા ઇચ્છું છું. કૃપા કરી ઘટતું કરો' જવાબ મળ્યોઃ 'હું દિલગીર છું, તમારો પત્ર સ્પષ્ટ નથી. તમારે પહેલાં મને મળવું જોઇએ અને તમે શા માટે મળવા ઇચ્છો છો તે જણાવવું જોઇએ.' શ્રી. બોઝે લખ્યુંઃ 'આવતી કાલે ૧૧ વાગે એ અફસરોને મને મળવા નહિ મોકલો તો મારે શા પગલાં લેવાં તે વિચારવું પડશે.'

જવાબ મળ્યોઃ 'કૃપા કરી જણાવશો કે બંધારણના કયા નિયમ અનુસાર તમે આ લખ્યુ છે? કાર્યવાહક સમિતિની હવે હસ્તી જ નથી' શ્રી. બોઝે લખ્યુંઃ 'મને અફસોસ થાય છે કે તમે આવા સવાલો મને પૂછવાની તમારી યોગ્યતા માનો છો. એમ લાગે છે કે તમે બંધારણ માટે ગેરસમજ ધરાવો છો. બંધારણની કલમ ૧૧મી પ્રમાણે પ્રમુખ એ કાર્યવાહક સમિતિ સાથે અંતર્ગત છે. જ્યાં સુધી બીજી બેઠકો ભરાશે નહિ ત્યાં સુધી કાર્યવાહક સમિતિનું કાર્ય હું જ ચાલુ રાખીશ...બધી સત્તા મારા જ હાથમાં છે.'

કર્નલ મોહનસીંગ સાથેની અથડામણ હવે ઉગ્ર બની. એમણે લાંબા પત્રથી જણાવ્યું કે 'અમારે સરમુખત્યારની જરૂર નથી. પ્રમુખને આટલી બધી સત્તા,

બધારણમાં અપાઈ નથી,...તમારે પોતે પણ રાજીનામુ આપી દેવુ જોઇએ. .. 'આઝાદ હિંદ ફોજ' વિષે તમે અજ્ઞાન છો. એ સિપાહીઓએ મને અને માત્ર મને જ વફાદાર રહેવાના સોગંદ લીધા છે મે પણ એમના સ્વમાન અને પ્રતિષ્ઠાને અખંડ રાખવાની પ્રતિજ્ઞા કરી છે એની રચના દેશને મુક્ત કરવના ઉચ્ચ ઉદ્દેશથી કરવામાં આવી છે,નહિ કે કોઇ વ્યક્તિ ધૂનને સંતોષવા.

'આ સૈન્યની રચના હિંદની આઝાદી માટે જ કરવામાં આવેલી છે મને ખાતરી થઈ છે કે આજે એનો દુરુપયોગ થઈ રહ્યો છે...'હિંદી આઝાદ સંઘ' સાથે એ સંબધ રાખી શકશે નહિ .'હદી દેશભક્તો જોગ' તમે કરેલા નિવેદન મટે મને અફસોસ અને રોષ છે ..એમા જણાવેલી હકીકતો જૂઠી છે ."

જનરલ મોહનસીંગ સાથે બીજાઓએ પણ રાજીનામા આપ્યાં હતા, પરતુ તેમની સ્થિતિ એવી નહોતી શ્રી રાઘવન બહુ જ લોકપ્રિય હતા. મલાયા શાખાની ૧૫મી ડિસેબરની સભામાં સર્વાનુમતે નીચેના નિર્ણયો કરવામા આવ્યા હતા.

૧ આંદોલન ચાલુ જ રાખવુ અને શ્રી રાસબિહારી બોઝને કાર્યવાહક સમિતિના પ્રમુખ તરીકે સ્વીકારીને સંપૂર્ણ સહકાર આપવો.

૨ શ્રી એન રાઘવનને મલાયા શાખાના પ્રમુખ તરીકે ચાલુ જ રહેવુ

૩ શ્રી રાસબિહારી બોઝને વિનતી કરવી કે તમામ શક્ય સાધનો દ્વારા અને બનતી ત્વરાથી જાપાનની શાહી સરકાર પાસેથી, આવશ્યક ખાતરીઓ અને જાહેરાતો મેળવવી

૪ આવી જાહેરાત મળ્યા પછી પ્રવૃત્તિનો વિકાસ કરવો, તે દરમિયાન જે ચાલુ છે તેને ચાલુ રાખવુ

એક બાજુ આ ચાલી રહ્યુ હતુ ત્યારે બીજી બાજુ જાપાની મુત્સદ્દીગીરી પણ કામે લાગી હતી 'હિંદી આઝાદ સંઘ'ને નિબળ બનાવવા માટે જાપાને હરીફ સંસ્થા ઊભી કરવાના પ્રયાસો કર્યા અને એ દ્વારા હિંદી આઝાદ સઘ અને આઝાદ ફોજ સામે ઉગ્ર પ્રચારકાર્ય આરભ્યુ આના પરિણામે આઝાદીપ્રિય આગેવાનોનું લોહી ઊકળી આવ્યું. એમણે શ્રી રાસબિહારી બોઝ ઉપર છેવટનો ફેંસલો કરી લેવા માટે દબાણ લાવવાનો નિર્ણય કર્યો અને એક વિસ્તૃત નિવેદન તૈયાર-થયુ

આ બાજુ જનરલ મોહનસીંગ સાથેની અથડામણ પરાકાષ્ઠાએ પહોંચી. જાપાની વડાએ પણ શક્ય સાધનો દ્વારા શ્રી રાસબિહારી બોઝ ઉપર દબાણ મુકયુ. થોડા સમય માટે તો આજના મોટા વિસ્તારમાં એવી હવા ફેલાઇ ગઈ

કે શ્રી. રાસબિહારી બોઝ જાપાનના હાથનું રમકડું બની ગયા છે. જનરલ મોહનસીંગે એમની વિરુદ્ધ પ્રચાર કરવામાં કશી કમીના નહોતી રાખી. જનરલ મોહનસીંગ પ્રમાણિકપણે, ઊંડા અંતરથી એમ માનતા હતા કે હિંદી દેશભક્તોનો જાપાન પોતાના લાભમાં ઉપયોગ કરવા માગે છે. વાચકને યાદ હશે કે 'આઝાદ હિંદ ફોજ'ની રચનાનું કાર્ય જાપાની વડાએ જ મોહનસીંગને સોંપ્યું હતું અને એટલું જ નહિ પણ તમામ હિંદી સૈનિકોને આદેશ આપ્યો હતો કે એમની સત્તા નીચે જ હવે સૌએ રહેવાનું છે. જાપાની વડાએ તે દિવસે એમ માન્યું હશે કે મોહનસીંગને આ સત્તા પ્રાપ્ત થવાથી એ જાપાનનું એક સાધન બની જશે, પરંતુ એ ધારણા ફળી નહિ અને જાપાન સામેના સૌથી ઉગ્ર બંડખોર તરીકે જનરલ મોહનસીંગ સાબિત થયા એમને હવે ખાતરી થઈ ગઈ હતી કે વહેલા–મોડા આ સ્થાન એમને છોડવું પડશે અને જાપાનીઓના હાથમાં બંદીવાન બનીને જવું પડશે. પોતાની નીચેના અફસરોને એમણે કહી દીધું હતું કે જો મને પકડવામાં આવે તો 'આઝાદ હિંદ ફોજ'ને તત્કાળ વિખેરી નાખવી. એમણે આ પ્રકારનો એક લેખિત હુકમ પણ સીલબંધ કવરમાં તૈયાર રાખ્યો હતો

આખરે એ ઘડી આવી પહોંચી જનરલ મોહનસીંગને ગીરફતાર કરવામાં આવ્યા અને પહેલી 'આઝાદ હિંદ ફોજ'નું કાયદેસર વિસર્જન થયું આ ગીરફતારી શ્રી રાસબિહારી બોઝે જાતે જ કરી હતી એમ પણ કહેવામાં આવે છે, પરંતુ એ વિષે આજ સુધી કશી પ્રમાણભૂત હકીકત પ્રાપ્ત થતી નથી. સ્પષ્ટ રીતે તો એટલું જ કહી શકાય કે જાપાને જ એમને ગીરફતાર કર્યા.

'આઝાદ હિંદ ફોજ'ના સૈનિકોનું હવે શું થશે એ સવાલ સૌને મૂંઝવતો હતો. કેટલાક તો કેદી તરીકે પકડાયા પરંતુ મોટા ભાગના સૈનિકોને જાપાની સત્તાધારીઓએ પકડ્યા નહિ અને કહ્યું કે જ્યાં સુધી એમનું વર્તન યુદ્ધપ્રયાસોમાં હાનિકર સાબિત નહિ થાય ત્યાં સુધી તેમની મુક્તિને કશી આંચ આવશે નહિ.

આ પરિસ્થિતિમાં બીજા હિંદી આગેવાનોએ હિંદી આઝાદ સંઘમાંથી ખસી જવાનું યોગ્ય ન માન્યું. તેઓ સમજી ગયા કે જાપાનને તો એ જ જોઈતું હતું એટલે એમણે પોતપોતાને સ્થાને રહેવાનો નિર્ણય કર્યો અને જાપાન પ્રત્યે એક પ્રકારની ઉદાસીનતા દાખવવા માંડી.

બરાબર આ દિવસોમાં સુભાષબાબુ જર્મનીથી રવાના થાય છે એવા સમાચાર પહોંચ્યા. આ સમાચારે સૌની નિરાશાને દૂર કરી અને જાપાની વડાને ભાન આવ્યું કે આ રીતે હિંદીઓનો સહકાર એ પ્રાપ્ત કરી

શકશે નહિ. શ્રી. રાસબિહારી બોઝ જાપાન સાથે સમાધાન કરી લઈ 'હીંદી આઝાદ સંઘ'ને બચાવી લેવાના પ્રયત્નો કરી રહ્યા હતા તેમાં આ નવા સમાચારને કારણે એમને થોડી-ઘણી સફળતા પણ મળી. એકાદ માસની અંધાધૂંધી પછી એમણે 'હિંદી આઝાદ સંઘ'ના સ્વરૂપ અંગે જાપાની વડા સમક્ષ નીચે પ્રમાણે નિવેદન મોકલ્યું.

હિંદી સ્વાતંત્ર્યસંઘ વડું મથક

કે૭૫, ૩૯ માકમ રોડ,

કર્નલ એચ. ઇવાકુરો,
વડા, ઇવાકુરો કીકાન,
શ્યોનાન.

શ્યોનાન, ફેબ્રુઆરી તા ૬ઠ્ઠી ૨૬૦૩.

સાહેબ,

હું જણાવવાની રજા લઉં છું કે 'હિંદી સ્વાતંત્ર્ય સંઘ'ની કાર્યસમિતિના પ્રમુખ તરીકે આઝાદ હિન્દ ફોજ જે મૂળ તમારી સંમતિ અને મંજૂરીથી ઊભી કરવામાં આવી હતી અને જેને તમારો ટેકો મળ્યા કર્યો છે તેને **નવેસરથી** રચવાનો અને લશ્કર ઊભું કરવા પાછળનો ખરેખરો હેતુ સ્પષ્ટ કરવાનો તેમ જ જાપાની અને હિંદી લશ્કરો વચ્ચે મૈત્રીભર્યા સંબંધો વધારવાનો મેં નિર્ણય કર્યો છે. આ સાથે હું તમારી સંમતિ અને મંજૂરી માટે નીચેની કલમો રજૂ કરું છું:

૧. આઝાદ હિંદ ફોજ એ 'હિંદી સ્વાતંત્ર્ય આઝાદ સંઘ'નું લશ્કર છે. અને એ 'હિંદી આઝાદ સંઘ'ની કાર્યસમિતિના સીધા અંકુશ હેઠળ છે.

'આઝાદ હિંદ ફોજ'ના એક હિતોની રક્ષા માટેની જવાબદારી 'હીંદી આઝાદ સંઘ' ઉપાડી લેશે અને જ્યારે આઝાદી પ્રાપ્ત થશે ત્યારે ભાવિ હિંદી લશ્કરના મૂળભૂત અંગ તરીકે 'આઝાદ હિંદ ફોજ'ને રાખવાની હિંદની રાષ્ટ્રીય સરકારને વિનતિ કરશે.

૨. 'હિંદી આઝાદ સંઘ' પૂર્વ એશિયામાં માત્ર એક જ રાજદ્વારી સંસ્થા છે, અને કોઈ પણ વિદેશી લાગવગ, અંકુશ અથવા વર્ચસ્વથી મુક્ત એવાં હિંદના સંપૂર્ણ સાર્વભૌમત્વની સ્થાપના અને સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવાના હેતુ માટે જ હિંદીઓ એનું સંચાલન અને વ્યવસ્થા કરી રહ્યાં છે.

સંઘનો કાર્યક્રમ અને તેનો અમલ, હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસનાં ધ્યેય અને નીતિ અનુસાર થાય એ રીતે એનું માર્ગદર્શન, નિયમન અને તેને દોરવણી આપવામાં આવશે.

૩. આઝાદ હિંદ ફોજના તમામ સૈનિકો અને અમલદારો હિંદી સ્વાતંત્ર્ય સંઘના સભ્યો હશે. અને સંઘને વફાદાર રહેવાના સોગંદ લેશે.

૪. આઝાદ હિંદ ફોજનો ઉપયોગ નીચેની બાબતો પૂરતો જ મર્યાદિત રહેશે.

(અ) હિંદમાં બ્રિટિશ અને અન્ય પરદેશી સત્તાઓ સામે યુદ્ધ ચલાવવા માટે.

(બ) હિંદી રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની પ્રગતિ અને રક્ષા માટે.

(ક) આઝાદ હિંદ ફોજનું જ્યાં મથક હોય એ વિસ્તારની હિંદ પ્રજાની કૂચ દરમિયાન રક્ષા કરવા માટે.

૫. આઝાદ હિંદ ફોજની રચના ઐચ્છિક ધોરણે થાય. એક વખત ભરતી થયા પછી આઝાદ હિંદ ફોજના દરેક સભ્યને કાર્યસમિતિ તરફથી ઘડાનાર આઝાદ હિંદ ફોજ ધારા અનુસાર ચાલવું પડશે.

૬. આઝાદ હિંદ ફોજના જુદા જુદા હોદ્દાઓ અને દરજ્જાઓનો કોઠો સાથેના પરિશિષ્ટ અનુસાર છે.

૭. આઝાદ હિંદ ફોજ નીચેના ઘટકોની બનેલી હશે.

(એ) વડું મથક, આઝાદ હિંદ ફોજ.
(બી) રણક્ષેત્ર (ફીલ્ડ ફોર્સ) દળ જૂથ
(સી) ગેરીલા રેજીમેન્ટો
(ડી) ખાસ સેવા જૂથ
(ઈ) જાસૂસી જૂથ
(એફ) ભરતી જૂથ

હિંદી માનવ સંખ્યા બાજુની ભરતી તેની અંતિમ મર્યાદા સુધી થશે અને ફોજનો વધુ વિકાસ જાપાન પક્ષેથી મળનારી સગવડ અનુસાર રહેશે.

૮. દરેક ઘટકની વ્યવસ્થા જુદી કરવામાં આવશે.

૯. લશ્કરી વહીવટ અને યુદ્ધને લગતા પ્રશ્નોના ઉકેલ માટે હિંદી સ્વાતંત્ર્ય સંઘની કાર્યસમિતિ તરફથી એક લશ્કરી ખાતું સ્થાપવામાં આવશે ખાતાનો સ્ટાફ આઝાદ હિંદ ફોજના માણસોનો બનેલો હશે.

૧૦. આઝાદ હિંદ ફોજનો દરજ્જો જાપાનની સાથી પ્રજાઓના લશ્કરના દરજ્જા જેવો રહેશે. બન્ને લશ્કરો વચ્ચે સંબંધો સ્થાપવા અને વિકસાવવા માટે સલામ અને શિષ્ટાચારનો વિનિમય પરસ્પર સમાન ધોરણે રહેશે.

૧૧. હિંદી સ્વાતંત્ર્યસંઘ તરફથી જ્યારે વિનતિ કરવામાં આવે ત્યારે જાપાન પાસેથી આઝાદ હિંદ ફોજને શક્ય એટલી તમામ સહાય આપવામાં આવશે.

હું આ તકનો લાભ લઈને તમારા શુભ નામ પ્રત્યે સર્વોચ્ચ માનની લાગણી વ્યક્ત કરવાની રજા લઉં છું.

તમારો તાબેદાર સેવક,
(સહી) રાસબિહારી બોઝ
પ્રમુખ,
કારોબારી સમિતિ હિંદીસ્વાતંત્ર્ય સંઘ.

આ પત્રનો જાપાની વડા તરફથી નીચે પ્રમાણે જવાબ મળ્યો:

પ્રતિ, ફેબ્રુઆરી તા ૬ઠ્ઠી ૨૬૦૩

શ્રી. રાસબિહારી બોઝ,
પ્રમુખ, કાર્યસમિતિ,
હિંદી સ્વાતંત્ર્ય સંઘ.

સાહેબ,

મને આપના તા. ૬ઠ્ઠી ફેબ્રુઆરી ૨૬૦૩ના માનવંતા પત્રની પહોંચ-સ્વીકાર કરવામાં માન થાય છે, અને આપે આઝાદ હિંદ ફોજ કે જે પ્રથમ અમારી સંમતિથી ઊભી થઈ હતી અને જેને અમારો ટેકો ચાલુ રહ્યો છે તેમાં સુધારા કરવાનો નિર્ણય કર્યો તેને, અને આ લશ્કર ઊભું કરવા પાછળના ખરેખરા હેતુની સ્પષ્ટતા કરવાના નિર્ણયને, અને હિંદી તેમ જ જાપાની લશ્કરો વચ્ચે મૈત્રીભર્યા સંબંધો વધારવા માટેના નિર્ણયને એમાં જણાવેલી કલમો અનુસાર સંમતિ અને મંજૂરી આપવાની વિનતિ કરો છો તેની નોંધ લઉં છું.

હું એવી શરતી સમજૂતી સાથે તેને સંમતિ અને કબૂલાત આપું છું કે જ્યાં સુધી "હિંદી સ્વાતંત્ર્ય સંઘ" હિંદની સંપૂર્ણ આઝાદી પ્રાપ્ત કરવાનું ધ્યેય અને બ્રિટિશ સામે યુદ્ધ ચાલુ રાખશે અને જ્યાં સુધી હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસની નીતિના ધોરણે હિંદી સ્વાતંત્ર્ય સંઘને માર્ગદર્શન અને દોરવણી મળતાં રહેશે.

હું તમારા પત્રમાં નીચે પ્રમાણે જણાવેલી કલમોને મંજૂર રાખું છું.

[ કર્નલ ઈવાકુરો પરના પ્રમુખના પત્ર મુજબ કલમો ૧ થી ૧૧ સુધી ]

આપના પ્રત્યેના મારા ઉચ્ચ માનની લાગણી વ્યક્ત કરવાની આ તક મળતાં મને આનંદ થાય છે.

હું છું,
તમારો વફાદાર સેવક,
સહી [જાપાની ભાષામાં]
ઇવાકુરો કીકાનનો વડો,

## [૧૦]

## વાદળ વિખરાયાં

બીજે દિવસે ઈવાકુરો કિકાનના વડા મથકેથી નીચે પ્રમાણે જાહેર નિવેદન કરવામા આવ્યુ

'જાપાન અને હિન્દ બન્નેના હિતો અત્યારે ઉકાનાયના મુદ્દાથી જોખમાય છે અને તેથી મને અત્યંત ખેદ થઇ રહ્યો છે. આથી હું જાપાનની દૃષ્ટિએ પરિસ્થિતિ સ્પષ્ટતા કરીને, આ અંગે નીરક્ષીર ન્યાયે નિર્ણય કરવાનુ તમારી વિવેકબુદ્ધિ ઉપર છોડું છુ. સૌથી પહેલા તો 'જાપાન બ્રિટનની જગ્યાએ હિન્દ ઉપર અંકુશ જમાવવા માગે છે' એવો જે ખોટો આક્ષેપ કરવામા આવ્યો છે તેની સામે હું સખ્ત વિરોધ નોંધવુ છું કારણ કે એ આક્ષેપ જાપાનની ઈજ્જત પરના ઘા સમાન છે જાપાનના એક પ્રતિનિધિ તરીકે હું જાહેર કરુ છુ કે જાપાનની હિંદ અંગેની વાસ્તવિક વલણ નીચે પ્રમાણેની છે —

(૧) હિન્દમા કોઈ પણ પ્રકારના પ્રાદેશિક, રાજદ્વારી, લશ્કરી કે આર્થિક લાભો મેળવવાની જાપાનની મહત્ત્વાકાંક્ષા નથી. એથી બ્રિટનની જગ્યાએ હિન્દ ઉપર જાપાનનો અંકુશ જામવાનો છે એવો ખ્યાલ બ્રિટન અને અમેરિકા તરફથી કરવામા આવતા દુશ્મનાવટ ભર્યા પ્રચારનુ જ પરિણામ છે એમ મારે કહેવુ જોઇએ.

(૨) હિન્દ હિન્દીઓને માટે જ રહેવું જોઇએ અને એ સંપૂર્ણત આઝાદ બનવુ જોઇએ હિન્દ સ્વતંત્ર બનશે એટલે હિન્દીઓ અને જાપાનીઓ સમાન દરજ્જે એક બીજા સાથે મૈત્રીભર્યો સબંધ રાખશે

(૩) 'હિન્દી સ્વાતંત્ર્ય સંઘ' એ હિન્દીઓની પોતાની સંસ્થા છે. એ સંસ્થાએ આદરેલા આન્દોલનનો વિકાસ તથા હિંદમાં ચાલતા સ્વાતંત્ર્ય જંગના મુખ્ય

પ્રવાહને કદમે કદમે જ થવો જોઇએ. એ પ્રવાહ અને અહીંના આન્દોલન વચ્ચે ઘનિષ્ટ સંબંધ હોવો જોઇએ. હિન્દી રાષ્ટ્રિય જંગને જાપાનની પાંચમી કતાર તરીકે વાપરવાનો જાપાનનો બિલકુલ ઇરાદો નથી. છતાં હિંદી સ્વાતંત્ર્ય સંઘ એક રાજકીય સંસ્થા છે એ જોતાં અને જાપાને, ચીને અને થાઇલેન્ડે પોતપોતાના પ્રદેશમાં એ સંસ્થાના યોગ્ય દરજ્જાનો સ્વીકાર કર્યો છે એ લક્ષમાં લેતાં, એ સંસ્થાની પ્રવૃત્તિ એવા પ્રકારની હોવી જોઇએ કે જેથી ઉપરોક્ત દેશોના સાર્વભૌમત્વને આંચ ન આવે. અલબત્ત આ સંસ્થા પોતાનાં સૈન્ય સાથે હિન્દમાં આગેકુચ કરે ત્યારની વાત જુદી છે. એક વખત હિન્દમાં એના કદમ મંડાયાં ત્યાર પછી એના ઉપર હિન્દ સિવાય બીજા કોઇ પણ દેશની દરમિયાનગીરી કે નિયમન રહેશે નહિ.

(૪) આઝાદ હિન્દ ફોજ એ હિન્દી સ્વાતંત્ર્ય સંઘનું સૈન્ય છે. એ કોઇ એક વ્યક્તિની માલિકીનું સૈન્ય નથી. બેંગકોક પરિષદમાં, એ સૈન્યનો જે પ્રકારે ઉપયોગ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો તેના કરતાં જુદે પ્રકારે એનો ઉપયોગ કરવાનું જાપાનની કલ્પનામાં પણ નથી આવ્યું.

(૫) હિન્દની આઝાદી માટેની તમન્ના અને જાપાનની એશિયામાં શાન્તિ સ્થાપવાની મહત્વાકાંક્ષા એ બંનેનો અર્થ એજ થાય છે કે હિન્દમાંથી બ્રિટિશરોને હાંકી કાઢવા જોઇએ. એટલે જાપાનનાં પગલાંઓમાં સ્વાર્થનું તત્ત્વ બિલકુલ નથી એ તમે જોઇ શકશો. છેલ્લા ૨૦૦૦ વર્ષથી જાપાનીઓ હિન્દ પ્રત્યે માન અને મમતાની લાગણી સેવતા આવ્યા છે અને હિન્દની સંપૂર્ણ આઝાદીની આંકાક્ષા સિદ્ધ કરવામાં સહાયભૂત થવાની વૃત્તિ એ આ લાગણીનો વાસ્તવિક પરિપાક છે. એટલે અમે જે મદદ આપીએ છીએ તેના બદલામાં અત્યારે અથવા તો ભવિષ્યમાં કોઇ પણ પ્રકારનો બદલો માગવાનો અમારો બિલકુલ વિચાર નથી એમ તમે ચોક્કસ રીતે જાણી લેજો.

આ ઉપરાંત 'હિંદી આઝાદ સંઘ' ઉપરના એક ખાનગી પત્રમાં જાપાની વડાએ આજ સુધીના જાપાનના મૌનનાં કારણો સમજાવી, મહિનાઓથી જે માગણીઓ કરવામાં આવતી તે વિષે એણે નીચે પ્રમાણે સ્પષ્ટીકરણ કર્યું.

૧. બેંગકોકના ઠરાવોના સ્વીકાર વિષે :

આ માગણી યોગ્ય છે પરંતુ જાપાનના વર્તમાન બંધારણ પ્રમાણે લેખિત રીતે તેનો સ્વીકાર થઇ શકે નહિ, કારણ કે આ પરિષદ એક સંસ્થા છે, રાજ્ય નથી.

૨. આઝાદ હિંદ ફોજની જાહેરાત વિષે:

યુદ્ધવ્યૂહના કારણે જાપાને એમ માન્યું હતું કે આવી જાહેરાત હિંદ ઉપરના આક્રમણ વખતે જ થાય તો તેની અસર અદ્‌ભુત નીવડે, આમ છતાં 'હિંદી આઝાદ સંઘ'ને લાગતું હોય કે આવી જાહેરાતની હિંદના રાજકારણ ઉપર અસર થશે તો તેમ કરવામાં મને વાંધો નથી.

૩. હિંદી યુદ્ધ કેદીઓ વિષે:

આ કેદીઓ સંપૂર્ણ રીતે તમને સોંપી શકાય નહિ અલબત્ત, એમનામાં બ્રિટિશ વિરોધી લાગણી પ્રગટાવવાની અમે મંજૂરી આપી શકીએ.

૪ આઝાદ હિંદ ફોજને નિઃશસ્ત્ર કરવા વિષે

જાપાને એવો પ્રયત્ન કર્યો નથી અને કરવા ઇચ્છશે પણ નહિ.

૫ હિંદી સૈનિકો અને અફસરોના થતાં અપમાન વિષે

આવું ન જ બને તે માટે ઘટતી સૂચનાઓ બધાં મથકોએ આપી દીધી છે અને હવે એમ બનશે તો યોગ્ય પગલા લેવાશે.

આટલું થયા પછી પરિસ્થિતિમાં ઘણો સુધારો થયો. ફરીને કામમાં વેગ આવ્યો. શ્રી. રાસબિહારી બોઝને હવે લાગ્યું કે ભવિષ્યમાં આવી કટોકટી ઊભી ન થાય તે માટે બંધારણ બદલવું જોઈએ. એમણે તા. ૨૭મી એપ્રિલે 'હિંદી આઝાદ સંઘ'ની ખાસ પરિષદ બોલાવી. આ પરિષદે સંઘની અને ફોજની પ્રવૃત્તિને પુનર્જીવન આપ્યું એમ કહી શકાય. આ પરિષદનું ઉદ્‌ઘાટન કરતાં શ્રી. રાસબિહારી બોઝે લાંબું પ્રવચન કર્યું તેનો મહત્ત્વનો ભાગ આપણે જોઈ જઈએ. આ પ્રવચનમાંથી સંઘની અને ફોજની તે વખતથી પ્રવૃત્તિનો ખ્યાલ પણ મળી રહે છે.

બિરાદરો અને દેશબાંધવો,

હર્ષ-શોકની મિશ્રિત લાગણી વચ્ચે, માતૃભૂમિને આઝાદી અપાવવાનો માર્ગ નક્કી કરવા આજ આપણે ભેગા મળ્યા છીએ. એક જ ધ્યેય કાજે એક વર્ષ જેટલા ટૂંકા ગાળામાં આજ આપણે ત્રીજીવખત મળીએ છીએ 'હર્ષ-શોકની મિશ્રિત લાગણી' એમ મેં કહ્યું: હર્ષ એટલા માટે કે જાપાનના શાહી સૈન્યો આપણા દુશ્મનોને સતત પરાજય આપ્યે જાય છે અને ભારતને ભીંસી નાખતી બ્રિટિશ શાહી શૃંખલાઓ હરપળે નબળી પડતી જાય છે. આઝાદીનું આપણું સ્વપ્ન ફળતું લાગે છે: શોક એટલા માટે કે મારા ઘણા મિત્રોના પગલાંને લીધે

પૌધમાર ચાલતી પ્રગતિનો પ્રવાહ તાત્કાલિક થંભ્યો હતો. પરંતુ ઈશ્વરી મદદથી સર્વ મુશ્કેલીઓનો અંત આવી ગયો છે અને આખાગે સંગ્રામને નવી તાકાત વાળી છે, અપૂર્વ એવી નક્કર ભોમ પર એનાં મંડાણ થયા છે. હું તમને ખાતરી આપું છું કે તમારો પૂરો સહકાર ને ટેકો મળે તો વિજય હવે હાથવેંતમાં જ છે.

છેલ્લી પરિષદની નિષ્ફળતા સુધારવા માટે જ મારે તમને–પૂર્વ એશિયાના જુદા જુદા પ્રદેશોના પ્રતિનિધિઓને અને આઝાદ હિંદ ફોજના પ્રતિનિધિઓને પણ— બોલાવવાની ફરજ પડી છે. ફરી એક વાર આપણે બધા જ વિચારીએ અને આપણી વ્યવસ્થા ને સંગ્રામને સહાયરૂપ એવી એક યોજના ઘડી કાઢીએ. ચર્ચા કરવાનો નહિ પણ કામ કરી બતાવવાનો સમય પાકી ગયો છે. લાંબી દલીલો ને શબ્દોની માયાજાળ છોડી દઈએ. યોજના ઘડતી વખતે બે મુદ્દા ધ્યાનમાં લેજો. (૧) જાપાને યુદ્ધમાં ઝંપલાવ્યું છે. પોતાની સગવડ સાચવીને તેઓ જેટલી મદદ કરી શકે તેટલાની જ આશા આપણે રાખીએ. સ્વાભાવિક રીતે એમની જરૂરિયાતો આપણાથી વિશેષ હોવાની જ. (૨) બહુ જ જલદીથી કાર્ય કરવા આપણે પ્રવૃત્ત થનાર છીએ એટલે બંધારણ અને એટલું ટૂંકું ને સાદું હોવું જોઈએ.

......આપણે ન ભૂલીએ કે આજના મહાન હિંદી–મહાત્મા ગાંધીજીના એકવીસ દિવસના ઉપવાસ પાછળ બે દષ્ટિ હતી. બ્રિટિશ સામેની લડત દ્વિગુણિત કરવા જનતાને પ્રેરણા મળે તે અને નિઃશસ્ત્ર તથા અરક્ષિત હિંદીઓ પ્રત્યે બ્રિટિશરો કેવા નીચ ને અમાનુષી અત્યાચારો કરે છે તે જગતને બતાવી શકાય તે. જેલમાં એકવીસ દિવસના ઉપવાસમાંથી પાર ઉતરવું અને તે પણ આ ૭૪ વર્ષની ઉંમરે–ખરેખર એ એક અદ્ભુત બનાવ ગણાવો જોઈએ.

આમ કરવામાં બ્રિટિશરો ઉપર મહાત્માજીએ જબરો નૈતિક વિજય મેળવ્યો છે.-આપણે પ્રાર્થીએ કે આપણને વિજયમાર્ગે દોરી જવા પ્રભુ એમને દીર્ઘાયુ અર્પે.

કહેતાં મને ગર્વ ઉપજે છે કે આઝાદ હિંદ ફોજની વધુ સંગીન અને વધુ સ્થિર પાયા ઉપર પુનઃસ્થાપના થઈ છે. સમય આવશે એટલે આપણા બહાદુર સિપાહી આપણા ભાઈઓ આઝાદી ખાતર ખપી જવાના છે. આજસુધી બજાવેલ કાર્યો માટે તેઓ આપણા માનના અધિકારી બને છે. પણ એમની આથીયે વધુ મોટી સેવાનો આધાર આજના આપણા નિર્ણય ઉપર છે.

ધ્યેયની આવી લડાઈમાં એમની બહાદુરી બાબત કોઈ શંકા લાવી શકે એમ નથી પોતે માયની લડાઈ લડે છે એમ ખોટી રીતે માનતાં જે હિંદીઓએ આફ્રિકા અને એશિયામાં જાન ગુમાવ્યા છે તેમના મિત્રો અને કુટુંબીજનો પ્રત્યે આપણી સંપૂર્ણ હમદર્દી છે. આપણામાંના ઘણાનાં મનમાં શકાનો વિષય બનેલા, બ્રિટિશરોના જૂઠા પ્રચારનો તે બાપડા ભોગ બની ગયા હતા અને એથી તેઓ ખોટે રસ્તે દોરાયા હતા.

...આપણા સૈનિકોની બહાદુરીને હું વંદના કરું છું. બ્રિટિશ શાહીવાદ સામેની આખરી લડતમાં, આ બહાદુરોના હાર્દિક ટેકાથી, વિજય આપણો જ છે એ નિશંક છે

...છેલ્લા પણ મહત્ત્વના મુદ્દા તરીકે હિંદી સ્વાતંત્ર્ય સંઘર્ષમાં બેનાયવા નારી વિભાગનો મારે નિર્દેશ કરવો જોઈએ. આ સંગ્રામમાં બહેનો ખૂબ રસ લઈ રહી છે તેમજ માતૃભૂમિ કાજે તેમના હિંદીભાઈઓની સાથે બલિદાન આપવા તેઓ તૈયાર છે એ એક સૂચક બીના છે. જનનીને પાદપ કજે આઝાદીનો ઊગમ છે. માતા જ વીરોની સર્જક છે. શહીદો તો વીર માતા જ ઉત્પન્ન કરી શકે. રાષ્ટ્રના રાષ્ટ્રપણાનું સૌથી સબળ અંગ તે જનની. માતા એટલે લોકપ્રેરણા માતા એટલે નિરાશ બનેલાની પ્રોત્સાહનમૂર્તિ.

...આ પરિષદમાં ભાગ લેવા પધારેલા મારા મિત્રોને મારી અરજ છે કે પરસ્પરના વાડા, આશંકા ને પૂર્વગ્રહો ફગાવી દો. પરિષદની પૂર્ણાહુતિ પહેલા, એક બની, હિંદની આઝાદી માટે એવી એક વ્યવહારુ અને અમલી યોજના ઘડી કાઢો કે પછી તરત જ આપણે કાર્યમાં પ્રવૃત્ત થઈએ અને આગેકદમ બઢાવીએ અને આશા છે કે છેલ્લી બે પરિષદોની નિષ્ફળતા ધ્યાનમાં લઈ આ વખતે, આપણા ક્રાંતિકારી સંગ્રામની પ્રગતિમાં અંતરાયરૂપ થાય તેવા તત્ત્વોને તમે દૂર કરી દેશો. ભવિષ્યમાં કોઈ પણ પ્રકારનો ઉત્પાત ન મચાવે એવી સીધીને સાદી એક યોજના ઘડજો.

. . આ તો એક ક્રાંતિ છે આપણી ચારેકોર આજ આંતરરાષ્ટ્રીય દાવાનળ ભડભડી રહ્યો છે. ચર્ચા અને દલીલને સુદ્ધાં અવકાશ નથી એમ કહું તો તમે સંમત થશો ફરી એકવાર આપને હું વિનંતિ કરું છું કે એક સાથે બેસી એવું કંઈ ઉપજાવો કે આપણા સંગ્રામમાં ક્રાંતિની ભરતી આવે આજે લોકો કાર્ય કરવાને તલપાપડ થઈ રહ્યા છે પરંતુ આપણું અત્યારનું ચાલુ બંધારણ તો એવું પ્રગતિરૂપક અને અવ્યવહારુ છે કે આપણે એક તસુ પણ આગળ

જોઈ શકીએ એમ નથી. હવે જે યોજના ઘડો તે સ્વયંસંપૂર્ણ ઘડજો, કારણ કે આ લડત આપણી છે અને બંધારણનો આપણે જ અમલ કરવાનો છે.

જેને માટે આખી જિંદગાની ન્યોચ્છાવર કરવાના તમે શપથ લીધા છે તે ભૂખ્યા ચાલીસ કરોડ હિંદીઓને નામે ફરી એક વાર હું આપને વિનંતિ કરું છું કે બંધુત્વ કેળવો, પરસ્પર વિશ્વાસ રાખો, અને આપણા બધા સાથે સંબંધ ધરાવતા એક ધ્યેય માટે એકમેકને સમજો. યોજના એવી રાખજો કે, શક્ય ત્યાં સુધી, બધા સમયનો ભોગ આપનાર કાર્યકરોને જ મહત્ત્વનું સ્થાન મળે જે કાર્યકરો એકથી બીજે દિવસે કે રાત દિવસ ગમે ત્યારે નિર્ણય કરવા તત્પર હોય, જે લોકો ગમે ત્યાં ને ગમે તેવો હોદ્દો સ્વીકારી સેવા આપવા તૈયાર હોય, જે કાર્યકરો જમીન પર સૂવાની બધી જ જાત અગવડો વેઠી શકે. ભૂખે પેટે આગળ વધે, પગે ચાલીને કે જે કંઈ વાહન મળે તેમાં મુસાફરી કરે એવા સેવકો જ જોડાય એવી યોજના ઘડજો. સ્વાતંત્ર્ય સંઘની પ્રત્યેક શાખાની એ રીતે જ સ્થાપના કરો, અને એવી વ્યવસ્થિત કરો કે જેથી ઠેઠ ચેરમેનથી તે નીચામાં નીચો એનો હોદ્દેદાર, શક્ય ત્યાં સુધી, ચોવીસે કલાક આપવા તૈયાર બને, સર્વ યાતના સહેવા પ્રવૃત્ત થાય અને ફરજ પર બોલાવવામાં આવે ત્યારે બગીના મોરચા પર કામ કરવાને ઉત્સુક બની રહે. સ્વાતંત્ર્ય સંઘનો પ્રત્યેક અફસર સંપૂર્ણ લશ્કરી તાલીમ લેવાનો પ્રયત્ન કરે.

......ઉસ્લે છેલ્લે પૂર્વ એશિયામાં વસતા હિંદીઓ વતી, જીતાયલા પ્રદેશોમાં, મારા બાંધવાને દરેકોઈ સગવડ અને સહકાર આપવા બદલ જાપાની સરકારનો હું આભાર માની લઉં. હિંદની આઝાદી માટે જે કંઈ પણ અત્યારે મેળવી શક્યા છીએ તે જાપાની સરકારના હાર્દિક ટેકા વિના ન મેળવી શકત.

આ ઉપરાંત મિત્ર સરકારો અને તેમની પ્રજાએ દાખવેલી મિત્રતાની હું હૃદયથી કદર કરું છું અને આપણા હિંદની આઝાદી મેળવવામાં એમણે આપેલાં સહકાર અને મદદ માટે તે સૌનો આભાર માનવાની તક લઉં છું.

[૧૧]

## યુદ્ધકાળનું બંધારણ

સુભાષબાબુ ટોકિયોમાં આવી પહોંચ્યા હતા, પરંતુ પૂર્વ એશિયાની પ્રવૃત્તિ ઉપર એમની સીધી અસર હજી પડી નહોતી. સિંગાપોરમાં મળેલી પરિષદનું સુકાન સંપૂર્ણ રીતે શ્રી. રાસબિહારી બોઝના હાથમાં હતું. તેઓ હવે વૃદ્ધ થયા હતા અને છેલ્લા સવા વર્ષના પરિશ્રમથી થાકયા હતા, પરંતુ એમનો જુસ્સો નરમ પડ્યો નહોતો. પૂર્વ એશિયાના હિંદીઓનું નેતૃત્વ એમના જ હાથમાં હતું. છેલ્લા મહિનાઓમાં થયેલી કટોકટી એમના લક્ષમાં હતી.

પૂર્વ એશિયાના હિંદીઓની સ્યોનાન શહેરમાં ૧૯૪૩ (૨૦૦૩)ના એપ્રિલમાં મળેલી પરિષદમાં નીચેનું બંધારણ પસાર થયું હતું. ૧૯૪૨ (૨૦૦૨)ના જૂનમાં પૂર્વ એશિયાના હિંદીઓની બેંગકોક ખાતે મળેલી પરિષદમાં જે બંધારણ પસાર થયું હતું તેમાં સુધારા વધારા અને ફેરફાર કરીને આ બંધારણને સંપૂર્ણ બનાવવામાં આવ્યું હતું.

### બંધારણ

૧. આ કાયદો: પૂર્વ એશિયામાં હિંદી આઝાદ સંઘના બંધારણના કાયદા તરીકે ઓળખાશે.

૨. આ કાયદામાં: "પ્રમુખ"નો અર્થ પૂર્વ એશિયાના હિંદી સ્વાતંત્ર્ય સંઘના વર્તમાન પ્રમુખ શ્રી. રાસબિહારી બોઝ અથવા એના અનુગામીઓ એવો થશે.

કારોબારીના વડા (ચીફ એકઝીકયુટીવ)નો અર્થ પ્રમુખ થશે.

૩. "વડું મથક" : નો અર્થ પ્રમુખની કચેરી થશે.

"પ્રદેશો" માં નીચેના દેશોનો સમાવેશ થશે:

જાપાન અને મંચુકો, ફીલીપાઈન્સ, થાઇલેન્ડ, મલાયા, બર્મા, બોર્નીઓ અને સેલીબીસ, હોંગકોંગ, કેન્ટન અને મકાઉ, શંઘાઈ સહિત ચીનના બીજા ભાગો, હિંદીચીન, જાવા સુમાત્રા, આંદામાન-નિકોબાર.

૩. હિંદી આઝાદ સંઘ નીચેના સભ્યોનો બનેલો હશે:

૧. કારોબારીનો વડો (પ્રમુખ)
૨. સ્થાનિક શાખાઓ
૩. પ્રાદેશિક સમિતિઓ
૪. યુદ્ધ સમિતિ
૫. કાર્ય સમિતિ

૪. કારોબારીનો વડો (પ્રમુખ)

(૧) પ્રમુખ પૂર્વ એશિયાના હિંદી સ્વાતંત્ર્ય સંઘનો વડો રહેશે અને તેને પોતાના અનુગામી નીમવાની સત્તા રહેશે. પ્રમુખે નીમેલા અનુગામી કે અનુગામીઓની ચૂંટણી યુદ્ધસમિતિ અને કાર્યસમિતિની સંયુક્ત બેઠક કરશે.

(૨) આ પરિષદમાં નક્કી થયેલી નીતિને અસરકારક રીતે અમલમાં મૂકવા માટે પ્રમુખ ઉપાયો અને માર્ગો યોજી કાઢશે. અને એમાંથી વખતોવખત ઉપસ્થિત થતી તમામ બાબતો અને જે માટે પરિષદે જોગવાઈ ન કરી હોય, તે તમામનો ઉકેલ લાવવામાં, દરેક કિસ્સામાં એમનો નિર્ણય અંતિમ ગણાશે. અને હિંદી આઝાદ સંઘના આંદોલનના દરેકે દરેક સભ્યને એ બંધનકર્તા ગણાશે.

(૩) આંદોલનના કાર્યક્ષમ અને યોગ્ય અમલ માટે તેમને જરૂરી ખાતાંઓ ઊભાં કરવાની સત્તા રહેશે તેમજ વહીવટી અમલદારો અને માણસોની તેઓ નિમણૂક કરી શકશે તેમજ જ્યારે તેમને યોગ્ય લાગે ત્યારે રજા આપી શકશે.

(૪) પ્રમુખને પોતે અગાઉ લીધેલા નિર્ણયો તેમજ પરિષદમાં કરવામાં આવેલા નિર્ણયોમાં ફેરફાર, સુધારા કે એ રદ કરવાની સત્તા રહેશે.

(૫) પ્રમુખને તમામ પ્રદેશોમાંની હિંદી આઝાદ સંઘની શાખાઓ તેમજ આઝાદ હિંદ ફોજ પર સામાન્ય દેખરેખ અને અંકુશ રાખવાની સત્તા રહેશે.

(૬) પ્રમુખ યુદ્ધસમિતિ સાથે મસલત ચલાવીને યુદ્ધનીતિ પણ નક્કી કરશે.

૫. સ્થાનિક શાખાઓ:

(૧) હિંદી આઝાદ સંઘની સ્થાનિક શાખાઓ કોઈપણ સ્થળે હિંદીઓની જાહેર સભામાં સ્થાપી શકાશે. આ સભા સમિતિની ચૂંટણી કરશે. એ સમિતિ પોતાના સભ્યોમાંથી ચેરમેનની વરણી કરશે પણ એને પ્રમુખની મંજૂરીની જરૂર રહેશે.

(૨) ચેરમેન કે આવી સમિતિની ખાલી પડેલી જગ્યા કે જગ્યાઓ પ્રમુખની મંજૂરી લઈને પ્રાદેશિક ચેરમેન પૂરી શકશે.

(૩) પ્રમુખની મંજૂરીની અપેક્ષાએ સમિતિ વખતો વખત જે ધારાઓ ઘડે તે અનુસાર અઢાર વર્ષની ઉંમરનો દરેક હિંદી સભ્ય બની શકશે.

(૪) પ્રમુખ જ્યાં સુધી આવી શાખાને માન્ય ન કરે અને એ મંજૂરી ચાલુ રહે નહિ ત્યાં સુધી એને આવી કોઈ શાખાને શાખા તરીકે માન્ય રાખવામાં આવશે નહિ, પણ પૂર્વ એશિયામાંના જુદા જુદા પ્રદેશોમાં હિંદી આઝાદ સંઘના અસ્તિત્વ ધરાવતી અને પૂર્વ એશિયાના જુદા જુદા પ્રદેશોમાં માન્ય રખાયેલી શાખાઓ વિષે પ્રમુખ બીજો કોઈ નિર્ણય ન આપે ત્યાં સુધી આઝાદ હિન્દ અધિકારીઓ તરફથી એ માન્ય રાખવામાં આવશે.

૬ પ્રાદેશિક સમિતિઓ:

(૧) દરેક પ્રદેશોમાં સ્થાનિક શાખાઓની સમિતિઓ તરફથી ચૂંટાયલા પ્રતિનિધિઓની એક પ્રાદેશિક સમિતિ તે તે પ્રદેશોમા હિલચાલને અસરકારક રીતે અમલમાં મૂકવા માટે રચવામાં આવશે. અને એને પ્રમુખની મંજૂરીની જરૂર રહેશે. આ પ્રાદેશિક સમિતિ પોતાના સભ્યોમાંથી ચેરમેન ચૂંટી કાઢશે. એને પણ પ્રમુખની મંજૂરીની જરૂર રહેશે.

(૨) દરેક પ્રદેશમાંની પ્રાદેશિક સમિતિ પોતપોતાના પ્રદેશમાંના હિલચાલના કાર્ય પર ચેરમેન દ્વારા દેખરેખ રાખશે અને એને પ્રમુખની મંજૂરીની જરૂર રહેશે.

૭. યુદ્ધ સમિતિ :

પ્રમુખ, લશ્કરી સેનાપતિ, અને પરિસ્થિતિ અનુસાર એક કે એથી વધુ સલાહકારો પ્રમુખ નીમે તે યુદ્ધસમિતિ ગણાશે.

૮. કાર્ય સમિતિ :

એક કે વધુ સભ્યો પ્રમુખ નીમે તે પ્રમુખની સાથે કાર્યસમિતિ ગણાશે. આ પ્રમાણે કાર્યસમિતિમાં પ્રમુખે નીમેલા સભ્યો માત્ર સલાહકારના દરજ્જે કામ કરશે અને જ્યાં પ્રમુખ સલાહ માગે ત્યાં તે સલાહ આપશે.

૯. વડું મથક :

"હિલચાલનું વડું મથક પ્રમુખ વખતોવખત ઠરાવે એ રહ્યો રહેશે."

આ બંધારણ અનુસાર સર્વ સત્તા પ્રમુખના હાથમા જ રહે છે. સુભાષબાબુનો માર્ગ આ રીતે શ્રી. રાસબિહારી બોઝે સાફ કરી રાખ્યો હતો. સ્વતંત્ર દેશનું બંધારણ આવું હોઇ શકે નહિ, પરંતુ આ તો યુદ્ધકાળ હતો અને ખરું જોતા તો એક ફોજનુ જ આ બંધારણ હતુ.

## [૧૨]

# પ્રાણનો સંચાર

હિંદી આઝાદ સંઘની પ્રવૃત્તિથી પૂર્વ એશિયાની વસ્તી ફરીને ધમધમી ઊઠી. તાલીમકેંદ્રો ફરીને જીવતાં થયાં. વર્તમાનપત્રોમાં નવું જોશ આવવા લાગ્યું. વ્યવસ્થિત યોજનાપૂર્વક લગભગ પચાસ જેટલા મથકો પર આઝાદ સેનાની રચનાનું કાર્ય શરૂ થયું. આ કાર્ય પાર પાડવા માટે વર્તમાનપત્રો, માસિકો, પુસ્તિકાઓ વગેરે પણ પુષ્કળ પ્રમાણમાં પ્રસિદ્ધ થતાં હતાં. હિંદુસ્તાનની પ્રવૃત્તિને તેઓ કઇ દૃષ્ટિએ જોતાં તેનો એક નમૂનારૂપ અહેવાલ—જે અનેક સત્યોને પ્રગટ કરનારો છે—અહીં જોઈ લઇએ. આ એક ઉપરથી અનેકનો પરિચય આપણને મળી રહેશે.

"ફીલ્ડ માર્શલ વેવેલ બ્રિટનની લશ્કરી પીછેહઠોના નિષ્ણાત છે. ગયે વર્ષે જ્યારે તેઓ પૂર્વ એશિયાના બ્રિટિશ લશ્કરોના સેનાપતિ હતા ત્યારે તેમણે પૂર્વ એશિયાનું બ્રિટિશ સામ્રાજ્ય "રેકર્ડ" મનાય એટલા ટૂંકા સમયમાં ગુમાવી દીધું હતું. વેવેલ પછી સીંગાપોર (હવે સ્યોનાન)થી બટેવિયા ઊડયા, અને બટેવિયા (હવે જાકારટા)થી નવી દિલ્હી ઊડીને પહોંચી ગયા છે. તેઓ જેમ જેમ ઊડતા ગયા તેમ તેમ એમની પાછળ પૂર્વ એશિયાના એક પછી એક બ્રિટનના પ્રદેશો શરણે થતા ગયા.

હિંદમાં વેવેલ એક વર્ષ કરતાં વધુ સમય સેનાપતિ તરીકે રહ્યા. તે દરમિયાન તેમણે બ્રિટિશ વાઇસરોયને હિંદમાં ખુદ હિંદીઓની સામે "બીજો મોરચો" ખોલવામાં સહાય કરી; પણ જ્યારે ખરેખર લશ્કરી યુદ્ધ ઉપાડવાનો સમય આવ્યો ત્યારે પોતે પીછેહઠના સફળ નિષ્ણાત છે એમ ફરી પુરવાર કરી બતાવ્યું. આરાકાનના યુદ્ધમાં બર્મા ફરી જીતવાના બ્રિટન અને અમેરિકાના સ્વપ્નના સદાને માટે ચૂરેચૂરા થઈ ગયા.

ગયે અઠવાડિયે વેવેલને પાછા "ઉપરની પાયરીએ ધકેલવામાં આવ્યા" છે. લોર્ડ લીનલીથગોને સ્થાને તેમની વાઈસરૉય તરીકે નિમણૂક થઈ છે. લોર્ડ લીનલીથગો તો પરિસ્થિતિ ઠીક છે ત્યાં સુધીમાં સહીસલામત ઘર ભેગા થઈ જવા માટે આતુર છે.

વેવેલ એ સ્થાન માટે ખરેખરી યોગ્ય વ્યક્તિ છે કારણ કે આફત આવી પડે, તોફાન ફાટે એ પહેલાં તેમાંથી કેમ છટકી જવું એ તેઓ બરાબર જાણે છે. સિંગાપોરમાં બ્રિટિશ દળો જાપાનને શરણે ગયાં ત્યારે વેવેલ ત્યાં હાજર નહોતા, ડચ લોકો જાપાનને શરણે આવ્યા ત્યારેય વેવેલ ત્યાં ન હતા અને બર્મામાં પણ જાપાનના બળવાન લશ્કરો આગળ બ્રિટિશ સેનાપતિ એલેક્ઝાંડરની દશા ભાગ્યા ત્યારે પણ વેવેલ હાજર ન હતા.

આ પ્રમાણે હિંદમાંથી બ્રિટન અને અમેરિકાને નાસી જવાનો વખત આવશે ત્યારે પીઠછેકોના નિષ્ણાત વેવેલ હિંદ છોડી જવામાં સૌથી પહેલા હશે.

ચર્ચીલની સરકાર વેવેલની વાઈસરૉય તરીકે નિમણૂક કરીને પોતે જાણે ભારે દાવ નાખ્યો છે એમ માનતી હશે, પણ એ જાહેરાતથી હિંદમાં જરા પણ ઉત્સાહ પ્રગટ્યો નથી. હિંદી રાષ્ટ્રવાદી અખબારોએ વેવેલની નિમણૂકની ભારે ટીકા કરી છે. અને હિંદી ક્રાંતિકારીઓએ વેવેલ કે કોઈપણ આવે તો પણ પોતાનું સ્વાતંત્ર્ય યુદ્ધ ચાલુ રાખવાનો પોતાનો નિરધાર વધુ દૃઢ બનાવ્યો છે. અને તેમના આ ગંભીર અને દૃઢ નિરધારમાં બળ પ્રેરે એવા સમાચાર તેમને ગયા અઠવાડિયે પૂર્વ એશિયામાંથી મળ્યા છે.

શ્રી. સુભાષચંદ્ર બોઝ જાપાન પહોંચ્યાના સમાચારે હિંદભરમાં સનસનાટી ફેલાવી છે બ્રિટિશ સેન્સરોએ તો આ સમાચાર દબાવી દીધા હતા, પણ આવા સમાચારો પ્રાપ્ત કરવાની અને તેનો પ્રચાર કરવાની હિંદી રાષ્ટ્રવાદીઓ પાસે અનોખી પદ્ધતિ જ છે. દેશભરમાં વાતો અને મૌખિક પ્રચાર દ્વારા, ખાનગી પત્રિકાઓ અને ચોપાનિયા દ્વારા તેમ જ સંદેશાઓ મોકલીને જાપાનમાં શ્રી. સુભાષચંદ્ર બોઝના થયેલા આગમનના સમાચાર હિંદભરમાં ફેલાઈ ગયા છે.

બ્રિટિશરોએ એમ ધાર્યું હતું કે વેવેલની નિમણૂકના સમાચાર હિંદને મન એક ધડાકા સમાન થઇ પડશે. પણ ટોકિયોથી શ્રી. સુભાષના આગમનના સમાચારની જાહેરાતે એ સમાચારને ઢાંકી દીધા. હિંદની પ્રજાને મન તો શ્રી. સુભાષના સમાચાર અસાધારણ મહત્વના થઇ પડયા, હિંદભરમાં રોમાંચ જાણે વ્યાપી ગયો. પ્રજામાં બ્રિટિશ વિરોધી બળવાએ બીજણું સ્વરૂપ ધારણ કર્યું અને એ પરાકાષ્ઠાએ પહોંચી ગયો.

હિંદની આઝાદીના લડવૈયાઓને ખાતરી થઇ ચૂકી કે રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય યુદ્ધના વિજયની ઘડી આવી પહોંચી છે અને નિર્ણયાત્મક બનાવો ઘડી બે ઘડીમાં બનવાના છે. તેમાં શ્રી સુભાષ બોઝના વાયુપ્રવચને આઝાદીના સ્વાતંત્ર્ય યુદ્ધમાં જાણે નવો પ્રાણ પૂર્યો છે.

બ્રિટિશ સરકારે બળવાના તમામ સમાચારો દાબી દીધા પણ અહીં સેન્સરની કાતરમાંથી પસાર થઇને જે થોડા સમાચાર મળતા રહ્યા છે તે પરથી દેખાય છે કે દેશભરમાં ક્રાંતિકારી પ્રવૃત્તિનું જાણે નવું મોજું ફરી વળ્યું છે— બંગાળ અને આસામમા તો ભારે તંગ પરિસ્થિતિ ઊભી થઇ હતી. અત્યાર સુધી બ્રિટિશ જેલોની બહાર રહેલા આગેવાનોમા ભારે દિલચાલ ઉપડી હતી. આ બધાના પરિણામે સરકારી દમન અને ધરપકડના મોજાં દેશભરમાં ફરી વળ્યાં.

ગયે અઠવાડિયે કલકત્તામાં હિંદીઓ અને બ્રિટિશરો એ બંનેમાં ભારે સનસનાટી ફેલાઇ ગઇ. હિંદી રાષ્ટ્રવાદીઓમાં એક તરફ ઉત્સાહ અને આત્મવિશ્વાસના પૂર ફરી વળ્યાં ત્યારે બ્રિટિશરે મા ભય અને નિરાશા વ્યાપી ગયાં. તેઓ હતાશ બની ગયા. પોલિસ અને લશ્કર પર સર્વત્ર કાર્યનો બોજો અતિશય વધી પડ્યો. સિમલામાં તો એ સપ્તાહ દરમિયાન ભય, ગભરાટ અને અવ્યવસ્થા જ વ્યાપી રહ્યાં હતાં. વાઇસરોયની કારોબારીના ગૃહસભ્ય સર રેજીનાલ્ડ મેક્ષવેલ બ્રિટિશ પોલિસખાતાની સ્પેશ્યલ બ્રાંચ સાથે કલાકે કલાકે મસલતો ચલાવતા હતા.

માહિતી અને બ્રોડકાસ્ટીંગ ખાતાના સભ્ય સર સુલતાન અહમદને તો રાજદ્વારી વ્યક્તિઓ અને અખબારનવેશોએ મૂંઝવી જ માર્યા હતા. અને તેમણે હિંદભરમાં પ્રવર્તતી દુષ્કાળની કારમી પરિસ્થિતિ તેમ જ હિંદની પરિસ્થિતિ અંગેના તમામ જાતના સમાચારો દાબી દેવાના હુકમો બહાર પાડી દીધા હતા.

પણ હિંદભરમાં દુષ્કાળ, ભૂખમરો અને લોકોનાં દુઃખો તો ચાલુ જ રહ્યાં અને બ્રિટિશરો અને અમેરિકનો જ્યાંસુધી હિંદની ધરતી પર રહેશે ત્યાં સુધી ચાલુ જ રહેશે. એ બ્રિટિશરોએ તો હિંદમાંથી વ્યવસ્થિત લૂંટ જ જાણે શરૂ કરી દીધી છે—પરાજય અને નાસભાગની એ નિશાની છે.

એક વર્ષ કે વધારે સમય પહેલાં અંગ્રેજો અને અમેરિકનોને પૂર્વ એશિયા અને દક્ષિણના મહાસાગરોમાંથી હાંકી કાઢવામાં આવ્યા છે. એ પછી દુનિયાના આ ભાગમાં બ્રિટન અને અમેરિકાના પુરવઠા માટેઃ એકનું એક સાધન હિંદુસ્તાન છે. પરિણામે હિંદમાં ચાલતી લૂંટ

વધુ ઉગ્ર અને વ્યાપક બનાવવામાં આવી છે—હિંદના ચોખા, ઘઉં અને ખોરાકીની અન્ય ચીજોનાં વહાણોના વહાણો ભરીને નજીકના પૂર્વમાં, મધ્યપૂર્વમાં, આફ્રિકામાં અને ઠેઠ ઇંગ્લેન્ડ અને રશિયા સુધી ઠલવાય છે. હિંદનાં લીલાંછમ રળિયામણાં ખેતરોમાં ખેડુતો જે ભારે પાક પકવે છે એનો બ્રિટિશ અમલદારો તાબડતોબ કબજો લઇ લે છે. હિંદ ભુખમરો ભોગવે છે તેની પાછળનું કારણ આ છે. હિંદમાં ખોરાક માટે હુલ્લડો થાય છે તેનું કારણ પણ આ છે. એટલા માટે હિંદી ખેડૂતો અને બ્રિટિશ પોલિસો વચ્ચે હંમેશાં ઘર્ષણ થાય છે.

બંગાળ દુનિયાભરમાં ચોખાના ઉત્પાદનનું સમૃદ્ધમાં સમૃદ્ધ કેન્દ્ર છે. ત્યાં આજે ચોખાની ભારે તંગી ઊભી થઇ છે. કલકત્તા શહેરના અર્ધોઅર્ધ માણસો ભુખમરો વેઠે છે. ત્યારે બંગાળે પેદા કરેલા ચોખા ગયા ક્યાં ?

સિંધમાં પણ સખ્ત દુષ્કાળ છે, જો કે ત્યાં આ વર્ષે તાજેતરમાં જ ઘઉંનો સારામાં સારો પાક ઉતર્યો હતો. ત્યારે સિંધે પેદા કરેલા ઘઉં ક્યાં અલોપ થઇ ગયા ? તાજેતરમાં કરાંચી બંદરેથી ઘઉંની દસ લાખ ગુણીઓ પરદેશ ચઢાવવામાં આવી છે. જેમ બંગાળમાં તેમ સિંધમાં અને એ પ્રમાણે હિંદના દરેક પ્રાંતમાં પાક સારો પાકયો છે પણ ખેડુતો તો ભૂખે જ મરે છે.

હિંદમાં ખોરાકની લૂંટ ચલાવવાની બ્રિટિશરો પાસે સજ્જની અને ચતુરી ભરી તરકીબો છે. એને તેઓ "સંગ્રહખોરી વિરોધી લડત" કહે છે અને આ લડતના ઓથા નીચે બ્રિટિશ અમલદારો ખેતરમાં કે ખેડૂતના ઘર પર દરોડો પાડી શકે છે અને ખેડૂતોના કુટુંબના પોષણ માટે રાખવામાં આવેલા ખોરાક અને અનાજનો તેઓ કબજો લે છે. બ્રિટિશ સરકારે એ સંગ્રહખોરી વિરોધી લડત બંગાળમાં ફક્ત પંદર દિવસ પહેલાં જ શરૂ કરી છે અને પ્રાંતમાં ખોરાક માટે અમાઉ કરતાં સેંકડોગણા હુલ્લડો ફાટી નીકળ્યાં છે.

ખોરાકની લૂંટની બીજી પદ્ધતિ રૂપે જુદા જુદા વિસ્તારોમા બ્રિટિશ સરકારે ખોરાકનિયામકોની નિમણૂકો કરી છે. મદ્રાસ ઇલાકામાં એકાદ મહિના અગાઉ આવો એક બ્રિટિશ એજંટ નીમાતાં જ મદ્રાસ પ્રાંતની દુષ્કાળની પરિસ્થિતિ એકાએક વિષમ અને ભયંકર બની ગઈ. લોકોને ભૂખે મારવા એ ખોરાક નિયામકોનું કામ છે.

હિંદ આજે આ પ્રમાણે બ્રિટન અમેરિકાના જુલમ અને દમનની એડી નીચે ભુખમરો અને દુઃખો ભોગવી રહ્યું છે.

યુદ્ધ આગળ ધપી રહ્યુ છે. વિજય ચોક્કસ છે."

તાલીમ કેંદ્રોમાં અને શાખાઓમાં નીચેની પ્રવૃત્તિનો પ્રારંભ થયો.

૧. સંઘની શાખાઓનું કાર્ય : હિંદી આઝાદીની પ્રવૃત્તિ એટલે લોકક્રાંતિની પ્રવૃત્તિ. હિંદી આઝાદ સેના એટલે લોકસેના. તેની શાખાઓ એટલે કલબ કે ચર્ચાસમિતિ નહિ, પરંતુ ક્રાંતિની એટ ઊવાળા. તેનું મુખ્ય કાર્ય નીચે પ્રમાણે :

૧. આમ જનતામાં રાજકીય જાગૃતિ આણી ક્રાંતિના લડવૈયાઓ તૈયાર કરવા.

૨. જે સક્રિય હિસ્સો ન લઈ શકે તેમની પાસેથી નાણાંની અને બીજી મદદ મેળવવી.

૩. સ્થાનિક પ્રશ્નોમાં ગૂંચવાયા વિના સામાજિક પ્રવૃત્તિ અને રાહત કાર્ય કરવું.

આ ઉદ્દેશને પાર પાડવા માટે–યુવક પ્રવૃત્તિનો તત્કાળ આરંભ કરવો. સ્ત્રી પ્રવૃત્તિનો આરંભ કોઈ સ્ત્રી કાર્યકર દ્વારા જ, જ્યાં શક્ય હોય ત્યાં, કરવો. ૧૭ વર્ષ નીચેનાં કન્યાકુમારોને પણ તાલીમ આપવી. એમને હિંદુસ્તાનીનું શિક્ષણ આપવું. રાષ્ટ્રગીત અને બીજાં દેશભક્તિનાં ગીતો શીખવવાં. દરરોજ ધ્વજવંદન કરાવવું- ગણવેશની પ્રથા દાખલ કરાવવી.

અને દરેક શાખાઓ અને તાલીમકેંદ્રોને સૂચનાઓ અપાઈ ગઈ કે મેની આખર સુધીમાં અમુક અમુક હજાર સૈનિકો એમણે તૈયાર કરવા જ.

## (૧)

# યુરોપની રણભૂમિ ઉપર

૧૯૪૨ ના એપ્રિલની ૨૦મી તારીખે જ્યારે હિંદુસ્તાનમાંથી સર સ્ટેફર્ડ ક્રિપ્સે વિદાય લીધી હતી અને જ્યારે બૃહદ્ પૂર્વ એશિયાના હિંદીઓની પરિષદ ટોકિયોમાં મળી હતી ત્યારે બર્માના રેડિયો ઉપર ભારતવર્ષનો નરશાર્દુલ ગરજતો હતો. હિંદના દુશ્મનો અને મિત્રોને તે દિવસે માલમ પડ્યુ હતુ કે સુભાષબાબુએ હિમાલયનો રસ્તો લીધો નથી, પરંતુ દોઢસો વર્ષથી બ્રિટિશ એડી નીચે કચડાતા હિંદુસ્તાનને મુક્ત કરવા માટે વતનનો ત્યાગ કરી એમણે જર્મનીનો સાથ શોધ્યો છે.

જર્મનીના રેડિયો મથક ઉપરથી સુભાષબાબુએ પહેલું પ્રવચન કરતાં જણાવ્યુ કે :—

“ ભલે બ્રિટિશરો ગમે તેવો પ્રચાર કરે પરંતુ વિવેકબુદ્ધિથી વિચારનાર હિંદીઓને સમજાવું જોઇએ કે આ વિશાળ જગતમાં ભારતનો એક જ શત્રુ છે. એ શત્રુએ દોઢસો વરસ સુધી હિંદને પીંખ્યું છે, એ દુશ્મને ભારત માતાના દેહનું લોહી ચૂસી લીધું છે. બ્રિટિશ શાહીવાદ જ હિંદનો કટ્ટો વેરી છે.......

ધરીરાજ્યોનો હું પ્રચારક નથી : એ મારુ કામ નથી. મારે તો સંબંધ છે હિંદ સાથે......બ્રિટિશ શાહીવાદનો પરાજય થશે, ત્યારે જ હિંદને મુક્તિ મળશે. બીજે પક્ષે, જો કોઈ પણ રીતે આ યુદ્ધમાં બ્રિટિશ શાહીવાદનો વિજય થવાનો હોય તો હિંદના હાથમાં ગુલામીની જંજીરો સદાકાળ માટે જકડાએલી છે એમ ચોક્કસ માનજો એટલે જ હિંદે આજે આઝાદી ને ગુલામી વચ્ચે પસંદગી કરી લેવાની છે.

બ્રિટનના ભાડૂતી પ્રચારકો મને દુશ્મનના હથિયાર તરીકે ઓળખાવે છે. મારા દેશબાંધવો સાથે વાત કરતો હોઉં ત્યારે પ્રમાણપત્રોની મારે જરૂર

નથી. આખુંયે આયુષ્ય મેં બ્રિટિશ શાહીવાદ સામે સમાધાન વિનાની એકધારી લાંબી લડતમાં જ ખર્ચ્યું છે, અને એ જ મારી સચ્ચાઇનો સૌથી સબળ પુરાવો છે...સમજણો થયો છું ત્યારથી મા-ભોમનો હું સેવક જ રહ્યો છું. જીવનની છેલ્લી ઘડી સુધી હું એ જ પ્રમાણે રહેવા માગું છું. દુનિયાના ગમે તે ભાગમાં હું રહેતો હોઉં, મારી કૃતજ્ઞતા અને મારી વફાદારી એક માત્ર ભારતવર્ષ પ્રત્યે જ રહેશે...

"જગતમાં આજે ચાલતા જુદા જુદા યુદ્ધ-મંચનો બીનપક્ષપાતી અને યથાતથ જે અભ્યાસ કરશે તે, હું આવ્યો છું, તે જ નિર્ણય પર આવશે. બ્રિટિશ સલ્તનતના ત્વરિત વિનાશને જગતનું કોઈ તત્ત્વ હવે અટકાવી શકનાર નથી......હિંદીમહાસાગરનાં થાણાંઓ તો બ્રિટિશ દરિયાઇસત્તા પાસેથી ક્યારનાય આંચકી લેવામાં આવ્યાં છે. ...માંડલેનું પતન થયું છે. બર્માની ભૂમિ પરથી મિત્રસૈન્યોને લગભગ ધકેલી દેવામાં આવ્યાં છે."

"મારા દેશબાંધવો, બ્રિટિશ સલ્તનત જ્યારે અદશ્ય થઇ રહી છે, ત્યારે હિંદની મુક્તિનો દિવસ હાથવેંતમાં છે. હું તમને યાદ દેવડાવવા માગું છું કે હિંદના પ્રથમ સ્વાતંત્ર્ય યુદ્ધનો આરંભ ૧૮૫૭માં થયો. આજે ૧૯૪૨માં એના છેલ્લા સ્વાતંત્ર્ય યુદ્ધની શરુઆત થઈ છે સજ્જ થાઓ ભારતની આઝાદીની ઘડી આવી ચૂકી છે. એનું સ્વાગત કરવા માટે તત્પર રહો!"

બર્લિન રેડિયો ઉપરથી શરુ થયેલા અગ્નિતણખાઓ તે પછી તો અટક્યા જ નહિ. સુભાષબાબુ જર્મની કેમ પહોંચ્યા તે આપણે જોઈ લીધું છે જર્મનીમાં એમને સારો આવકાર મળ્યો હોય એમ પણ દેખાઇ આવે છે. રશિયા વિષેના સુભાષબાબુના વિચારોમાં કંઇ પરિવર્તન થયું હતું કે કેમ તે જાણવાનું કોઈ સાધન મળતું નથી. પરંતુ જર્મની વિષેના એમના ખ્યાલો બદલાયા હતા એવા પુરાવાઓ તો તેમના તે પછીના અનેક કાર્યોથી મળી રહે છે આ પણે બીજા ખંડમાં પૂર્વ એશિયાની પ્રવૃત્તિનું વિસ્તારથી અવલોકન કર્યું છે. એ એશિયાવાસીઓને બળ અને પ્રેરણા આપનાર તે વખતે બે બળ તત્ત્વો હતાં. એક તો હિંદમાં શરૂ થયેલી 'હિંદ છોડો' ની આખરી લડત અને બીજું તત્ત્વ, સુભાષબાબુનો વતનત્યાગ. સુભાષબાબુએ વતન છોડયા પછી એક દિવસ પણ શાંતિ લીધી નહોતી. હેર હિટલરને સુભાષબાબુનું આગમન પસંદ પડે એવા ત્યારે સંજોગો હતા. હિટલરની પોતાની મહત્ત્વાકાંક્ષામાં તો હિદુસ્તાનનો સમાવેશ થઇ શકે નહિ એટલે સુભાષબાબુને એણે સાચી જ રીતે સાથ આપવાનું સ્વીકાર્યું હોય તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. બ્રિટન જર્મનીનું

દુશ્મન હતું અને બ્રિટનની તાકાત હિંદુસ્તાન ઉપરના વર્ચસ્વને કારણે હતી. સુભાષબાબુના પ્રયત્ને એ તાકાતને તોડી શકાય તો તે અવસર હિટલર ગુમાવે નહિ.

સુભાષબાબુની જર્મનીની પ્રવૃત્તિ વિશે બહુ ઓછું જાણવા મળે છે. બર્લિન રેડિયો ઉપરનાં પ્રવચનો હિંદવાસીઓએ ખૂબ ધ્યાનથી સાંભળ્યાં છે. પરંતુ તેમની પ્રવૃત્તિ વિશે તો હજી હમણાં જ કંઈક જ્ઞાન મળી શક્યું છે. સુભાષબાબુનો સ્વભાવ કોઈ પણ ભેદને સધરી રાખનારો હતો એટલે એમણે પોતાના કોઈ પણ પ્રવચનમાં વતનત્યાગની કે જર્મનીની પ્રવૃત્તિ ઉપર ખાસ પ્રકાશ પાડ્યો નથી. ૧૯૪૨ના જૂનમાં બેંગકોકમાં પૂર્વ એશિયાના હિંદી આગેવાનોની પરિષદ મળી તેમાં સુભાષબાબુનો સંદેશો વંચાયો ત્યારે જ સૌએ જાણ્યું કે યુરોપની ધરતી ઉપર પણ આઝાદ સેનાની રચના થઈ રહી છે. સુભાષબાબુ યુરોપના રણમોરચા ઉપર જાતે ફર્યા હતા. એમણે જાતે જ જર્મનીની તાકાતની તુલના કરી હતી. જર્મનીના વ્યવસ્થા અને લશ્કરી તંત્રનો પણ એમણે પરિચય મેળવ્યો હતો. હેલા પ્રગટ થયેલા અહેવાલો તો ત્યાં સુધી કહે છે કે સુભાષબાબુએ સારી રીતે લશ્કરી તાલીમ પણ જર્મનીમાં હતા ત્યારે જ લીધી હતી.

સુભાષબાબુની જર્મનીની પ્રવૃત્તિ વિશે અને ત્યાં સ્થપાયેલી આઝાદ હિંદ ફોજ વિશે સૌથી વધુ પ્રકાશ તો યુરોપની આઝાદ હિંદ ફોજના એક અફસર શ્રી શાંતારામ વિષ્ણુ સામંતે જ ફેંક્યો છે. એમણે લગભગ અઢી વર્ષ સુધી આઝાદ હિંદ ફોજમાં કામ કર્યું હતું તે પછી તેઓ પકડાયા હતા અને હિંદુસ્તાનની જેલમાં એમને રાખવામાં આવ્યા હતા થોડા સમય પહેલાં એમની મુક્તિ થતાં આઝાદ હિંદ ફોજ વિશે એમણે એક નિવેદન કર્યું હતું તેનો સાર આપણે જોઈ જઈએ.

"જે દિવસોમાં લીબિયામાં મિત્ર અને ધરી રાજ્યો વચ્ચે ભયંકર લડાઈ ચાલી રહી હતી, ઇટાલિયન અને જર્મન સેના, અંગ્રેજી સેના પર ભયંકર ગોલંદાજી કરી રહી હતી એ જ દિવસોમાં વિનાશક બોંબની જગાએ કાગળના ટુકડા આકાશમાંથી પડતા જોઈને લોકોના આશ્ચર્ય ને ઉત્સુકતાની સીમા ન રહી.

આ પત્રિકાઓ હિન્દી, ઉર્દૂ અને અંગ્રેજીમાં છપાયેલી હતી, નીચે મોટા અક્ષરોથી 'સુભાષચંદ્ર બોઝ' લખ્યું હતું. પત્રિકાઓમાં લખ્યું હતું "મારા હિન્દુસ્તાની ભાઈઓ, હું જર્મની આવી ગયો છું, કેમ આવ્યો, એ તો એક લાંબી વાત છે અને મારે બીજું પણ ઘણું તમને કહેવાનું છે, એટલે એ વાત અત્યારે છેડતો નથી આ લડાઈ અંગ્રેજો અને જર્મનો વચ્ચે છે—આ લડાઈ આપણી નથી ને આપણે એની સાથે કાંઈ લેવાદેવા નથી".

આ જાતની પત્રિકાઓ ઘણી વાર આકાશમાંથી, રણમોરચા ઉપર લડતા હિંદી સૈનિકો પર ફેંકવામાં આવી. પહેલાં તો કહેવામાં આવ્યું કે સુભાષ બાબુના નામે આ બધું જર્મન સેનાપતિ રોમેલ કરે છે–પરંતુ આ પત્રિકાઓથી હિંદુસ્તાની ફોજમાં ભારે સનસનાટી ફેલાઇ ગઇ–લડાઇ ભયંકર રૂપ પકડી રહી હતી અને અહીં હિંદુસ્તાની સિપાઇઓ સંશયમાં પડયા હતા. તેઓ કોના હુકમ માને? કોની તરફ લડે? તેમની આંખમાંથી જાણે કે ઊંઘ ઊડી ગઈ હતી–છેવટ દેશપ્રેમનો વિજય થયો. બહાદુર સિપાઇઓએ ભારતમાતાના મહાન પુત્ર શ્રી. સુભાષચંદ્ર બોઝની સલાહ માન્ય કરી અને હથિયારો ફેંકી દીધા. ઠેઠ ફોજના ૪૫૦૦૦ સિપાહીઓમાં ૨૭૦૦૦ હિંદુસ્તાનીઓ હતા. એમણે હથિયાર છોડયા તેથી અંગ્રેજોને ભારે ઘા લાગ્યો–પીસ્તાલીશ હજારની આખી રેજીમેંટ અતાદાનમાં જર્મનોએ પકડી લીધી આનું પરિણામ એ આવ્યું કે એલેક્ઝાન્ડ્રિયાથી અનાદાન સુધી જર્મનોનું સામ્રાજ્ય છવાઇ ગયું.

સુભાષબાબુને આ પકડાયેલા સિપાઇઓ સાથે સૌથી પહેલી મુલાકાત ડ્રેમડનમાં થઇ. ત્યાં જ ૧૯૪૨માં આઝાદ હિંદ ફોજનું નિર્માણ થયું અને ડ્રેમડન એના મુખ્ય મથક તરીકે નક્કી થયું. શ્રી. સુભાષચંદ્ર બોઝનું નામ ત્યાંથી જ નેતાજી રહ્યું.

આઝાદ હિંદ ફોજના નિર્માણ પછી થોડા સમયે સિપાહીઓ પાસે પહેલું ભાષણ કરતી વખતે નેતાજીએ કહ્યું હતું "હું તમોને આ. હિં. ફોજમાં ફરજિયાત ભરતી કરવા ઇચ્છતો નથી–જો તમને તમારા દેશ માટે પ્રેમ હોય અને તમારો આત્મા કબૂલ કરતો હોય તો તમે આઝાદ ફોજમાં દાખલ થજો. હિંદુસ્તાનીઓ માટે પોતાની માતૃભૂમિને સ્વતંત્ર કરવાનો આ સુવર્ણ અવસર છે. જો એકવાર હાથમાંથી આ મોકો જશે તો પછી હજાર વરસ સુધી હાથમાં નહીં આવે–જર્મનો આપણા મિત્રો છે–અંગ્રેજો આપણા બંનેના દુશ્મન છે અને આપણે બંનેએ તેની સાથે લડવાનું છે–અમારી લડાઇ માટે આપ સૌ તૈયાર થઇ જાઓ અને જે આપણને મદદ કરી રહ્યું છે તેની તાકાતનો પૂરો લાભ લો."

આ જ દિવસે નેતાજીએ રાષ્ટ્રિય ઝંડો ફરકાવ્યો–એ ઝંડો કોંગ્રેસના ઝંડા જેવો જ લગભગ હતો. ફેર એટલો જ કે એના પર ચરખાસાથે ટીપુ સુલતાનના ઝંડાનો વાઘ પણ હતો. ઝંડો ફરકાવતી વખતે નેતાજીએ કહ્યુ "આપણા પર ગમે તેટલું વીતે પરંતુ આપણા ઝંડાની શાન ન જવી જોઈએ"

જર્મનીના સ્વતંત્ર સૈનિકોની માફક હિંદુસ્તાની સૈનિકોને પણ નેતાજીએ સારી સગવડો આપી હતી તેઓને પોતાનો પોશાક હતો, પોતાનો બિલ્લો

હતો. બિલ્લા પર 'સ્વતંત્ર ભારત' લખ્યું હતું. સૌને વખતસર પગાર મળી જતો હતો. એક સાધારણ સૈનિકને રોજનો એક માર્ક એટલે લગભગ અઢાર આના મળતા હતા. જર્મનોએ એમને બધા નાગરિક હક્કો આપ્યા હતા. તેઓ જર્મન કન્યા સાથે લગ્ન કરી શકતા હતા. કેટલાય હિંદુસ્તાનીઓએ લગ્ન કર્યાં પણ હતાં. એ લોકોના મનોરંજન માટે જુદી વ્યવસ્થા હતી. એ લોકો માટે એક 'આઝાદ હિંદ પાર્ટી' હતી તેના દર શનિવારે નાટ્યપ્રયોગો થતા આ બાબતોમાં જર્મનો પણ ખૂબ રસ લેતા હતા. એક 'આઝાદ હિંદ રેડિયો સ્ટેશન' પણ હતું. એ વખતે નેતાજીનો પોશાક, એક લાંબો કાળો કોટ, સફેદ પાટલૂન અને કાળી ટોપી હતી. આ પોશાકમાં તેઓ હિંદુસ્તાનના બેતાજ બાદશાહ જેવા લાગતા હતા. એમના મુખ પર સ્વતંત્રતાનાં આગમનનું તેજ દેખાતું હતું.

વસ્તુતઃ અમને તેમની વાતચીત, દૃષ્ટિ, કાર્યશક્તિ વગેરેમાં આઝાદીના પ્રભાતનું આગમન જણાતું હતું. નિઃસંદેહ તેઓ અમારા નેતાજી હતા. અને અમે એમનું બહુમાન કરતા હતા. અમે અમારું જીવન એમને ચરણે ધરી દીધું હતું. અમે તેઓની સાથે અમારો જાન દેવાની અને એમણે અમને સ્વતંત્રતા અપાવવાની પ્રતિજ્ઞા કરી હતી. તેઓ નેતા હતા તે કરતાં યે વિશેષ અમારા સર્વશ્રેષ્ઠ મિત્ર હતા. તેઓ અમારી ઓરડીનું નિયમિત નિરીક્ષણ કરતા. અમે કેટલાંય વર્ષો સુધી બ્રિટિશ જનરલોના હાથ નીચે કામ કર્યું હતું. પરંતુ એ જનરલો અને નેતાજીના નેતૃત્વમાં અને સેનાપતિત્વમાં મોટો ફરક હતો. બ્રિટિશ જનરલ અમારા પર હકુમત ચલાવવાનું અને હુકમ દેવાનું જ માત્ર જાણતા. અમારી મુસીબતો અને ફરિયાદોનો જરા પણ ખ્યાલ રાખ્યા વિના પોતાની મનમાની રીતે અમારા પર વર્તન ચલાવતા, જ્યારે અમારા નેતાજી તો મહાન હતા, અમારા જ હતા. અમે સાચા અર્થમાં જો ક્યાંય સેનાપતિના ઉચ્ચ ગુણોનાં દર્શન કર્યાં હોય તો તે નેતાજીમાં. નાનામાં નાના સિપાહીના તેઓ પિતા, ભાઈ અને સૌથી વધુ તો સાચા દોસ્ત હતા. અમે દિલના દ્વાર ખોલીને તેમની સાથે વાત કરતા અને તેઓ અમારી સળગતી ભાવનાઓને શાંત કરવા માટે અમને મુલાયમ લાગણીનું દાન કરતા હતા. દેશપ્રેમી સૈનિકો માટે તેઓ શાંતિ અને ઉત્સાહના પ્રેરક હતા. યુદ્ધના દિવસોમાં પણ અમે સૌએ સારી રીતે જમી લીધું છે એ સમાચાર જ્યાંસુધી નેતાજીને ન મળતા ત્યાંસુધી તેઓ ભોજન ન કરતા, તેઓને શાંતિ નહોતી, તેઓ આરામ નહોતા કરતા—મોડી રાત સુધી જાગતા રહેતા હતા.

અમે એમનો આદર કરતા હતા—જર્મની પણ તેમનું માન રાખતું હતું—મોટા મોટા જર્મન અફસરો અને ખુદ હિટલર પણ એમનું સન્માન કરતા હતા. જર્મનો એમને આઝાદ હિંદ સરકારના 'હીઝ એકસેલન્સી સુભાષચંદ્ર બોઝ' કહેતા અને અમે એમને આઝાદ હિંદ ફોજના નેતાજી કહીને બોલાવતા.

હિટલરે એમને આઝાદ ફોજના મુખ્ય મથક માટે ડ્રેસડનમાં એક બાદશાહી બંગલો આપ્યો હતો, પરંતુ નેતાજી મુખ્યત્વે બર્લિનમાં જ રહેતા અને જ્યારે ત્યારે વિમાનમાં ડ્રેસડન આવી જતા—જર્મન સરકાર બધી જ જરૂરી ચીજો આપતી હતી—નેતાજીની મોટર ઉપર રાષ્ટ્રિય ઝંડો હંમેશા ફરકયા કરતો હતો.

બ્રિટિશ રેડિયો મથકથી નેતાજી વિરુદ્ધ ખૂબ પ્રચારકાર્ય થતું હતું એટલે એક દિવસે એમણે એમને કહ્યું: 'જો કોઈ એમ સમજતું હોય કે મારા વ્યક્તિગત લાભ માટે આ પરદેશી ભૂમિમાં હું આવ્યો છું તો તે ગંભીર ભુલ કરે છે. દુશ્મનો એમ કહે છે કે મેં કોંગ્રેસ અને ગાંધીજી સાથે ઝગડો કર્યો છે અને ભારતદેશ છોડી સમસ્ત દુનિયામાં મારી નામના કાઢવા અહીં આવ્યો છું, પરંતુ એ હડહડતુ જૂઠાણું છે. હું મારે માટે મહેનત અને મુસીબત ઉઠાવવા નથી આવ્યો. હું અહીં ભારતને બ્રિટિશ હકુમતમાંથી સ્વતંત્ર કરવા આવ્યો છું. જ્યારે હું મારા પ્રયત્નમાં સફળ થઈશ ત્યારે હિંદમાં જઈશ અને સ્વતંત્ર ભારતના મહાન નેતા ગાંધીજીના ચરણમાં સ્વતંત્ર ભારતનો બોજો મુકી દઈશ.'

એક વાર મેં નેતાજીને પૂછ્યું, "આપ કેવી રીતે ભારતીય પોલિસ અને સી. આઈ. ડી. ની ચકોર આંખોમાં ધૂળ નાંખીને ભારત બહાર આવ્યા તે મહેરબાની કરીને અમને કહો. અહીં સૌ કોઈ એ જાણવા માટે આતુર છે." નેતાજી થોડીક ક્ષણો ચૂપ રહ્યા અને પછી બોલ્યા: "કૃપા કરી હમણાં એ વાત જાણવાની કોશિશ ન કરો. આ ભૂતકાળની વાત છે અને ઇતિહાસકારો એ લખશે. જ્યારે આપણે સ્વતંત્ર ભારતમાં જઈશું ત્યારે આપ લોકો તો એ વાત જાણશો જ અને સાથે ભારતના કરોડો લોકો પણ એ જાણશે."

જર્મનોએ નેતાજી અને આઝાદ ફોજની ફિલ્મ લીધી હતી. એક દિવસ ભારત જોશે કે અમે અને નેતાજીએ કેવી રીતે સૈનિકનું શિક્ષણ લીધું હતું, કેવી રીતે નેતાજી વધુને વધુ સમય કાર્યરત રહેતા, કઈ રીતે હિટલર નેતાજીનું સન્માન કરતા કેવી રીતે અમે મનોરંજન કર્યા કરતા અને કેવા આદરમાન સાથે અમે રાષ્ટ્રધ્વજનું વંદન કરતા હતા. જર્મનોએ અમને કહ્યું હતું કે જ્યારે અંગ્રેજો ભારત છોડી દેશે ત્યારે ભારતીય લોકો માટે આ ફિલ્મ ઐતિહાસિક બનશે.

એક દિવસ નેતાજીએ અમને, પોતે દુનિયામાં ક્યાંક બીજે સ્થળે જવા માગે છે એ વાતનો ઈશારો કર્યો હતો. એમણે અમને અમારું કામ જારી રાખવા કહ્યું અને ખાતરી આપી કે જ્યારે સમય થશે ત્યારે અમને તેઓ ચોક્કસ ત્યાં લઈ જશે. એમણે કહ્યું કે 'તમે હતાશ ન બનશો. હું ભારતને સ્વતંત્ર કરવા માગું છું અને એ ધ્યેયને પૂરું કરવા માટે, મારા વિચારોને કાર્યમાં મૂર્તિમંત કરવા માટે બીજી જગાએ જઈ રહ્યો છું જ્યારે એમણે જર્મની છોડયું ત્યારે અમને ખબર દેવામાં આવ્યા કે 'નેતાજી હોલંડના પોર્ટ કેરથી કર્નલ હસનની સાથે એક સબમરીન મારફત બહાર ચાલ્યા ગયા છે.'

નેતાજી ચાલ્યા ગયા પછી એક દિવસ હિટલરે ડ્રેસડનમાં મળેલ આ. હિં. ફોજની સભામાં જર્મન ભાષામાં ભાષણ કર્યું. એક દુભાષીઓ તેનું હિંદી કરતો હતો.

" તમારા સૌનું એ સૌભાગ્ય છે કે તમે સુસંસ્કૃત અને વિશાલ જનશક્તિશાળી દેશમાં જન્મ લીધો છે તમારી અને તમારા નેતાજીની માતૃભૂમિને સ્વતંત્ર કરવાની લગની જોઈ હું ખૂબ ખુશ થાઉં છું તમારા નેતાજીની કિંમત મારા કરતાં વધુ છે. હું માત્ર આઠ કરોડ જર્મનોનો નેતા છું, પરંતુ નેતાજી તો ૪૦ કરોડ ભારતવાસીઓના નેતા છે. બધી રીતે તેઓ મારા કરતાં ઉચ્ચકક્ષાના નેતા અને જનરલ છે. હું એમનું સન્માન કરું છું. જર્મની એમનું સન્માન કરે છે. તમારું અને દરેક ભારતવાસીનું કર્તવ્ય છે કે એમને નેતા માની એમનું અનુસરણ કરવું અને જો તમે એમ કરશો તો મને દૃઢ વિશ્વાસ છે કે નેતાજીના માર્ગદર્શનથી ભારત ખૂબ જલદીથી સ્વતંત્ર બની જશે."

સભામાં જનરલ ગોરિંગ ને બીજા મોટા મોટા અફસરોએ પણ ભાષણો કર્યાં.

એક દિવસ જનરલ રોમેલે ભાષણમાં અમને કહ્યું કે "હું આ. હિં. ફે જમાં ઘણા હિંદુ મુસલમાનને એક સાથે કામ કરતા જોઉં છું. ભારત બહાર એક નેતાજી જ એવી વ્યક્તિ છે, જેમણે હિંદુ અને મુસલમાનોની ભારતીય ફોજ સ્થાપી છે-મને જાણીને દુઃખ થયું છે કે તમે લોકો તમારા દેશમાં પરસ્પર વિરોધીઓ તરીકે રહો છો. આ હિંદુ-મુસ્લિમ સમસ્યા તમારી આઝાદીના માર્ગમાં કંટકરૂપ બની છે. જો તમે પરદેશમાં એક સાથે રહી શકો છો તો દેશમાં પણ તમે સંગઠિત થઈ શકો છો. તમારી ફોજે ભારતીય નેતાઓ સમક્ષ એક જ્વલંત ઉદાહરણ મૂકયું છે. મારી માન્યતા પ્રમાણે તો બ્રિટિશ સરકાર જ ભારતમાં હિંદુ-મુસ્લિમ વૈમનસ્યનું કારણ છે."

'જય હિંદ' અમારો રાષ્ટ્રિય નાદ હતો. જ્યારે નેતાજીએ સૌથી પહેલાં અમારું સ્વાગત કર્યું ત્યારે આ શબ્દ એમના મુખેથી નીકળ્યો હતો. અમે

અમારા દરેક કાર્યમાં 'જય હિંદ' બાલતા અને તે એટલે સુધી કે જર્મના પણ ઘણીવાર અમને મળતી વખતે આ શબ્દથી જ અમારું અભિવાદન કરતા હતા.

અમારી વચ્ચેથી ચાલ્યા ગયા પછી ચાર મહિને અમે નેતાજીને રેડિયા પર સાંભળ્યા.

"હું સિંગાપુર આવી ગયો છું. અને મેં અહીં પણ આઝાદ હિંદ ફોજ સ્થાપવાનો નિશ્ચય કર્યો છે."

અમે અમારું કામ જારી રાખ્યું. અમે જુદા જુદા પ્રકારનું શિક્ષણ લીધું. એક દિવસ અમે રહાઈનલેંડની એક નાની ટેકરી પર હતા, ત્યારે અચાનક ૧૧ વાગે થોડા સૈનિકો પેરેશુટમાં ઉતર્યા. અમે એ લોકો સાથે ત્રણ દિવસ સુધી યુદ્ધ કર્યું, પરંતુ છેવટ જ્યારે અમને જર્મની તરફથી કંઈ પણ સહાયતા ન મળી ત્યારે અમે શરણે થઈ ગયા. અમને સૌને પકડીને હિંદુસ્તાન લાવવામાં આવ્યા. હિંદમાં પ્રથમ લાલ કિલ્લામાં રાખવામાં આવ્યા અને ત્યાંથી મને મુલતાન મોકલી આપ્યો. ત્યાંથી મથુરાની જેલમાં લાવ્યા અને છેવટે છોડી દીધો.

યુરોપમાં સ્થપાયેલી આઝાદ હિંદ ફોજના ઘણા કેદીઓને ભારતની જુદી જુદી જેલમાં રાખવામાં આવ્યા છે. ફોજના ૧૮૩૪ માણસો તો બહાદુરગઢના તંબુઓમાં કેદ છે. અખબારી પ્રતિનિધિઓને તપાસ કરતાં માલુમ પડ્યું છે કે એ કેદીઓને ભારે મુશ્કેલી છે. માત્ર પીવા માટે જ ચોકખું પાણી અપાય છે, સ્નાન માટે બહુ તકલીફ છે, તેઓને વર્તમાનપત્રો નથી મળતા. 'જયહિંદ'થી સ્વાગત કરવાની અને રાષ્ટ્રિયગીત ગાવાની પણ મનાઈ છે. તદુપરાંત બ્રિટિશ અધિકારીએ સિપાઈઓને પોતાના પક્ષમાં લેવા તેમના પર અમાનુષી અત્યાચાર કરે છે. જેઓ બ્રિટિશ હુકમ નથી માનતા તેઓને સંગીના, લાઠીએ વગેરેનો સામનો કરવો પડે છે."

સુભાષબાબુ અને આઝાદ હિંદ ફોજની જર્મનીની પ્રવૃત્તિ અંગે એક બીજો અહેવાલ નીચે પ્રમાણે પ્રાપ્ત થાય છેઃ

થોડા સમય પહેલાં જેલમુક્ત થયેલા, આઝાદ હિન્દ ફોજના એક સાર્જન્ટના કહેવા મુજબ, ડેસડન (જર્મની) ખાતે આવેલી આઝાદ હિન્દ ફોજના યુરોપિયન અધિકારીમંડળની વડી કચેરીની હિટલરે ફક્ત એક વખત જ મુલાકાત લીધી હતી. આઝાદ હિન્દ ફોજના લડવૈયા તરીકે ઉપરોક્ત સાર્જન્ટે જર્મની, હોલેન્ડ વગેરે દેશોમાં સૈનિક તરીકે કામગીરી બજાવી હતી.

સાર્જન્ટે જણાવ્યું હતું કે કાળી ટોપી અને શહેરી પોશાક પહેરેલા શ્રી. સુભાષબાબુની સંગાથે આવીને, હિટલરે આઝાદ હિંદ ફોજી દળો અને થોડા

જર્મન પાયદળોની સંયુક્ત કૂચની સલામ ઝીલી હતી. દળોનું અવલોકન કર્યા બાદ હિટલરે ૧૦-૧૨ મિનિટ સુધી ભાષણ કર્યું હતું. હિટલર તેના ભાષણમાં નીચે પ્રમાણે બોલ્યો હતો :

"જર્મન શહેરીઓ અને સૈનિકો તથા આઝાદ હિન્દીઓ !—આઝાદ હિન્દના કામચલાઉ હાકેમ હેર સુભાષચંદ્ર બોઝને હું આવકાર આપું છું. આઝાદ હિન્દીઓ જેઓ તેમના વતનને ચાહે છે અને તેને મુક્ત કરવાની ધારણા રાખે છે તે સૌને દોરવણી આપવા તેઓ અહીં આવ્યા છે. તમને સૂચના કે સલાહ આપવાની હિંમત કરવી એ મારે માટે વધુ પડતું છે, કારણ કે તમે આઝાદ રાષ્ટ્રના વતની છો અને નિઃશંકપણે તમે તમારા દેશના માન્ય નેતાને જ તાબે થશો.

"તેમ છતાં, તમે, જર્મન શહેરીઓ અને સૈનિકો, એક વસ્તુ યાદ રાખજો તમારા ફ્યુહરરને આ દેશની આઠ કરોડની પ્રજાના હિતનું રક્ષણ કરવાનું કાર્ય સોંપવામાં આવ્યું છે. જ્યારે હેર બોઝને તેમના ૪૦ કરોડ બાંધવોના હકોનું સંરક્ષણ કરવાની પ્રતિજ્ઞા આપવામાં આવી છે. તેથી, તમારા ફ્યુહરરને તમે જે માન અને સહકાર આપો એવું જ માન અને એવો જ સહકાર તમે તેમને તથા તેમની સરકારને આપજો."

આ બંને નિવેદનો એક સાથે વાંચતા એટલું સ્પષ્ટ થાય છે કે હિટલરે શરૂઆતમાં તો ખરા જીગરથી આઝાદ હિંદ ફોજને સહાય આપી હતી, પરંતુ જર્મની, રશિયામાં જ્યારે આગળ વધી શક્યું નહિ અને તેના પરાજયનો પ્રારંભ થયો ત્યારે તેણે આઝાદફોજને પડતી મૂકી હતી. હિટલરે કરેલું પ્રવચન સુભાષબાબુની હાજરીમાં થયું હતું કે ગેરહાજરીમાં તે સવાલ બહુ મહત્ત્વનો નથી, કારણ કે બંને નિવેદનોમાં સુભાષબાબુ વિશેના એમના ઉચ્ચારણો લગભગ સરખાં જ છે.

શ્રી. સામંતના નિવેદન ઉપરથી એટલું તો સ્પષ્ટ લાગે છે કે સુભાષબાબુ યુરોપ અને એશિયાની આઝાદ હિંદ સેનાનું જોડાણ કરવા ઇચ્છતા હતા. એમનું એ સ્વપ્ન ફળી શકવાના સંયોગો ઉપસ્થિત થયા જ નહિ. ૧૯૪૩માં જ્યારે સુભાષબાબુએ બર્લિન છોડયું અને જાપાનનો માર્ગ લીધો ત્યારે યુદ્ધની પરિસ્થિતિ પલટાવા લાગી હતી. જાપાનની તાકાત તૂટી નહોતી, એટલું જ નહિ પરંતુ તેણે મેળવેલા વિજયોના ફળ તે ભોગવવા લાગ્યું હતું. હજારો માઈલના વિસ્તારોમાં પથરાયલી સમૃદ્ધિનો તે ઉપયોગ કરી રહ્યું હતું. પરંતુ એવી સ્થિતિ જર્મનીની હવે રહી નહોતી. બાર અઠવાડિયામાં રશિયાને ખતમ કરવાની એની આશા હવે ભાંગી પડી હતી. એનું સમગ્ર ધ્યાન હવે રશિયાના

મોરચા પર કેંદ્રિત થઇ ગયું હતું અને એથી જાપાન સાથેનો સહકાર પ્રમાણમાં ઓછો થઇ ગયો હતો. બંનેના મોરચાઓ વચ્ચે હજારો માઇલનું અંતર પડયું હતું. આવી પરિસ્થિતિમાં સુભાષબાબુનો પૂરો ઉપયોગ જર્મની કરી શકતું નહોતું અને બીજી બાજુએ આપણે જોઇ ગયા તેમ એશિયાના હિંદી બિરાદરો સુભાષબાબુને ત્યાં આવવાનો આગ્રહ કરી રહ્યા હતા. બેંગકોક પરિષદે આ પ્રકારનો ખાસ ઠરાવ પણ કર્યો હતો.

સુભાષબાબુએ પોતે પણ બર્લિન છોડીને ટોકિયો જવાનું પસંદ કર્યું હોય તો તેનું કારણ પણ આ પલટાયેલી પરિસ્થિતિ જ હતી.

સુભાષબાબુની સાથે બર્લિનથી ટોકિયો સુધી જનાર સાથીઓમાં મે. આબીદહસન મુખ્ય હતા. તેઓ સુભાષબાબુના રહસ્ય મંત્રીનું કાર્ય બજાવતા હતા. તેઓ આજે તો હિંદુસ્તાનમાં આવી ગયા છે. એમણે કરેલા નિવેદન પ્રમાણે બર્લિનથી સુમાત્રા સુધીના પ્રવાસમાં એમને પૂરા ત્રણ માસ લાગ્યા હતા. સુમાત્રા સુધીના સાગર ઉપર જાપાનની શાહી નૌકાઓનું પ્રભુત્વ હતું. બર્લિનથી જે સાગર વીંધવાનો હતો તેમાં દુશ્મનોના જહાજો ફરતા હતા. દુશ્મન સબમરીન ઘૂમતી હતી. જાસુસી દળો અને હવાઈ જહાજો પોતાની ફરજ બજાવતા હતા. દિવસોના દિવસો સુધી સુભાષબાબુની સબમરીન પાણી બહાર નીકળી શકી નહિ. એમની પાસે બે સબમરીનો હતી. એક જાપાને મોકલાવેલી હતી અને એક જર્મનીથી સાથે આવતી હતી. આટલાંટિક મહાસાગરમાં મુસાફરી કરતાં એકવાર દુશ્મન જહાજની સાથે એમને ભેટો થઈ ગયો હતો. સહજ ભૂલથી એમની સબમરીન પાણીની સપાટી ઉપર આવી ગઈ હતી અને જહાજના કપ્તાને જર્મન સબમરીનને ઓળખી લીધી હતી. એ જહાજ સબમરીનની પાછળ પડયું, પરંતુ સબમરીન પાણીમાં પેસીને દૂર દૂર ચાલી નીકળી એટલે એ આફતમાંથી તેઓ બચી જવા પામ્યા. સુમાત્રા સુધીનો પ્રવાસ અનેક રીતે વિકટ નીવડયો હતો, પરંતુ તે પછી તો જાપાની મહાસાગરમાં આઝાદીનો અનુભવ કરતાં કરતાં એમણે ટોકિયો સુધી સફર ખેડી હતી.

ટોકિયોમાં આવ્યા પછીની સુભાષબાબુની પ્રવૃત્તિ એટલે એક નવી સૃષ્ટિનું અપૂર્વ સર્જન, છેક બાળપણથી સેવેલા સુભાષબાબુના સ્વપ્નો એ સૃષ્ટિમાં મૂર્તિમંત થયા અને સેંકડો વર્ષો સુધી હિંદુસ્તાન ન ભૂલી શકે એવો રોમાંચક ઇતિહાસ એમણે સર્જ્યો.

આ ઇતિહાસનું અવલોકન હવે પછીના પ્રકરણોમાં આપણે કરીએ.

[૨]

## એશિયાનું સમરાંગણ

ટોકિયોના વાયુ પ્રવચને એક વાર તો બ્રિટિશ સલ્તનતના વાયુમંડળને કંપાયમાન કરી દીધું. સુભાષબાબુ બર્લિનમાં હતા અને જે સેનાને એમના નેતૃત્વની અનિવાર્ય જરુર હતી તે સેના એશિયાના મેદાન ઉપર ખડે પગે ઊભી હતી. આ વાત બ્રિટનના જાસુસી ખાતાથી અજાણી નહોતી. શ્રી. રાસબિહારી બોઝને તો બ્રિટન જાપાનના આડતિયા તરીકે ઓળખાવતું હતું. શ્રી. રાસબિહારી ૩૦ વર્ષથી જાપાનમાં વસતા હતા અને જાપાની તરુણીને પરણ્યા હતા એટલે બ્રિટનને વિરોધી પ્રચાર કરવાનું ઠીક ફાવતું હતું. સુભાષબાબુના ગયા પછી બ્રિટનના પ્રચારનું જોશ નરમ પડી ગયું, કારણ કે હિંદવાસીઓ બીજા કોઈના કરતાં સુભાષબાબુને વધુ પિછાનતા હતા. એમણે જોયું હતું કે સુભાષબાબુનું સમગ્ર જીવન દેશસેવાની યજ્ઞવેદી ઉપર જ પસાર થયું છે. જિંદગીના અં જુવાનીના મહામુલા વર્ષો એમણે બ્રિટિશ કારાગારોમાં પસાર કર્યા છે, સુભાષબાબુ કારાગાર સિવાય વધુમાં વધું ક્યાંય રહ્યા હોય તો તે પરદેશમાં. પરદેશમાં રહીને એમણે જગતની પરિસ્થિતિનું માપ કાઢ્યું હતું તે પણ હિંદી પ્રજ જાણતી હતી. આ બધાં કારણોસર સુભાષબાબુને દેશના દુશ્મન માનવા જાપાનના હથિયાર માનવા કોઈ પણ હિંદી તૈયાર નહોતો. જેઓ પોતાના અજ્ઞાનના કારણે એમ માનતા હતા કે સુભાષબાબુના પ્રયત્નો જાપાનને અ આપનારા છે અને તેના પરિણામે, જો જાપાન વિજયી થશે તો હિંદુસ્તા ઉપર બ્રિટનને બદલે તેનું વર્ચસ્વ જામી પડશે, તેઓ પણ સુભાષબાબુ દેશભક્તિ વિશે શંકા ઉઠાવી શકતા નહોતા.

આવી સ્થિતિમાં સુભાષબાબુએ ટોકિયો જઈને પોતાનું સ્થાન સંભા ત્યારે બ્રિટિશ મુત્સદ્દીઓ ચિંતામાં પડ્યા અને એશિયાના બહાદુર હિંદી સૈનિ

નૂતન પ્રાણનો અનુભવ કરવા લાગ્યા. પાછલા ખંડમાં એ વખતની પરિસ્થિતિનું માપ આપણે કાઢેલું છે. એશિયાના મંચ ઉપર એ વખતે સુભાષબાબુનું આગમન ન થયું હોત તો કદાચ તીવ્ર તપશ્ચર્યા અને બલિદાનથી ઊભી થએલી 'આઝાદ હિંદ સેના' નામશેષ બની જાત. હજારો વીરોએ આપેલો આત્મત્યાગ નિષ્ફળ બનત અને રાસબિહારી બોઝ, કે. મોહનસિંહ, શ્રીરાઘવન, શ્રી મેનન કે ભોંસલે જેવા અનેક વીરો હતાશામાં ડૂબી જાત. સુભાષબાબુ ઈશ્વરે પસંદ કરેલી ઘડીએ જ એશિયામાં આવી પહોંચ્યા એમ કહી શકાય.

સુભાષબાબુ ટોકિયોમાં હતા ત્યારે 'હિંદી આઝાદ સંઘ'નું નવું બંધારણ ઘડાયું હતું. વાતાવરણમાં એમના આગમનના પડઘા સંભળાતા હતા. રાસબિહારી બોઝ-જીવનની સંધ્યામાં નવી આશા અનુભવતા હતા. હિંદી સૈનિકોના દિલમાં જાગેલા ભય, અવિશ્વાસ અને આશંકા દૂર થતાં જતાં હતાં. જાપાનીઓએ બિછાવેલી જાળ ધીમે ધીમે સંકેલાતી જતી હતી. ફરીને નિર્માણ થએલી 'આઝાદ હિંદ ફોજ' નવા ચેતનનો અનુભવ કરતી હતી

આ દિવસોમાં સુભાષબાબુનું સ્વાગત કરવા અને એમને પૂર્વ એશિયાના મોરચા ઉપર લઈ આવવા રાસબિહારી બોઝ ટોકિયો જવા ઉપડયા. સુભાષબાબુને ટોકિયોમાં આવ્યે લગભગ બે અઢી મહિના થયા હતા. જાપાની સરકારના વડાઓનો અને લશ્કરી નિષ્ણાતોનો સહકાર એમણે સાધ્યો હતો. એ વખતના વડા પ્રધાન ટોજોએ પોતાના પુર્ણ સહકારની અને હિંદને આઝાદ કરવાની જાપાનની નેમની એમને ખાતરી આપી હતી.

૧૯૪૩ના જુલાઈની બીજી તારીખે સુભાષબાબુએ સિંગાપોરની ધરતી ઉપર પગ મૂકયો ત્યારે બૃહદ એશિયાના ૩૦ લાખ હિંદીઓએ પોતાનો એ તારણહાર આવ્યો હોય એવો અનુભવ કર્યો હતો. ઠેર ઠેર ઉત્સવો ઊજવાયા. સ્વાગતની સભાઓ થઈ. સુભાષબાબુના જયજયકારથી પૂર્વ એશિયાનું આસમાન ગર્જી ઊઠયું.

નક્કી કરેલી યોજના પ્રમાણે બે દિવસ પછી જ સમગ્ર બૃહદ એશિયાના પ્રતિનિધિઓની એક પરિષદ ભરવામાં આવી. આ પરિષદ પૂર્વ એશિયાની તમામ પ્રવૃત્તિનું એક સીમાચિહ્ન બની ગઈ. પરિષદના એ દૃશ્યો અને પ્રસંગો અદ્ભુત, અપૂર્વ અને કદી પણ ભૂલ્યાં ન જાય એવાં હતાં. પૂર્વ એશિયાના હિંદી સ્વાતંત્ર્ય સંઘના પ્રતિનિધિઓની સભાનો એ પ્રસંગ હતો. સભા સ્યોનાનમાં તા. ૪થી જુલાઈ રવિવારે મળી હતી. એ સોનેરી દિવસે મહાન દેશભક્ત અને ક્રાંતિકારી આગેવાન શ્રી. સુભાષ બોઝે હિંદી સ્વાતંત્ર્ય સંઘના પ્રમુખનો માનવંતો હોદ્દો ધારણ કર્યો હતો.

શ્રી. સુભાષચંદ્ર બોઝે હિંદી સ્વાતંત્ર્ય સંઘના પ્રતિનિધિઓ સમક્ષ હિંદ પર સવારી લઈ જવાને કામચલાઉ આઝાદ હિંદ સરકારની સ્થાપનાની અને બ્રિટન સામેના યુદ્ધ માટે તાબડતોબ તૈયારી કરવાની રોમાંચભરી જાહેરાત કરી હતી. આ સભામાં હિંદી સ્વાતંત્ર્ય સંઘની પૂર્વ એશિયામાં વિસ્તરેલી તમામ શાખાઓના પ્રતિનિધિઓ હાજર હતા અને આસપાસ વિશાળ જનસમુદાય ઊભરાતો હતો.

પ્યારા નેતાજીના મહામોંઘા દર્શન માટે ગેકીજોના રાજમાર્ગો પર પ્રભાતના પ્રથમ પહોરથી હિંદી આમજનતાની ભારે ઠઠ જામી હતી. શ્રી. સુભાષચંદ્ર બોઝ શ્રી. રાસબિહારી બોઝ સાથે આવી પહોંચતાં લોકોના સાગર સમુદાયે ગગનભેદી અવાજો અને તાળીઓના ગડગડાટથી એમને વધાવી લીધા.

મંચ ઉપર જાપાનના હિનોમારૂ અને હિંદના ત્રિરંગી રાષ્ટ્રધ્વજો ફરકતા હતા. બન્ને મહાપ્રજાઓની મૈત્રી અને એકતાનું એ પ્રતીક હતું. સભાગૃહમાં શ્રી. સુભાષચંદ્ર બોઝ દાખલ થતાં જ સૌ ઊભાં થઈ ગયા. ગૃહમાં સૌના દેહ પરથી અણુસાંભળી રોમાંચની ધ્રૂજારી પસાર થઈ ગઈ. પ્રતિનિધિ અને પ્રેક્ષકગણે સુભાષ બોઝ, રાસબિહારી બોઝ, મહાત્મા ગાંધી, મૌલાના અબુલ કલામ આઝાદ, પંડિત જવાહરલાલ નહેરુ અને અન્ય તમામ હિંદી રાષ્ટ્રવીરોના નામોના જયનાદોથી સભાગૃહ ગજાવી મૂક્યું.

સભામાં જાપાનના વડાપ્રધાન જનરલ ટોજોનો, હિંદમાંથી બ્રિટન-અમેરિકાને હાંકી મૂકવાના અને સંપૂર્ણ આઝાદી પ્રાપ્ત કરવાના કાર્યમાં હિંદને સહાયભૂત થવાના જાપાનના અફર નિરધારનો અને અભિનંદનનો સંદેશો વાંચી સંભળાવવામાં આવ્યો હતો, એ સંદેશો નીચે પ્રમાણે હતો.

"મહાન નેતા શ્રી સુભાષચંદ્ર બોઝને માન આપવાના આ પ્રસંગે પૂર્વ એશિયાના હિંદી સ્વાતંત્ર્ય સંઘની પ્રતિનિધિ સમિતિની બેઠક તાજેતરમાં બ્રિટિશ ગુલામીમાંથી મુક્ત થયેલાં સ્યોનાન ખાતે મળે છે. શ્રી. સુભાષ બોઝને માન આપતાં હિંદની આઝાદીની પ્રાપ્તિનો ગંભીર પુનર્નિરધાર કરી તમે નિર્ણયાત્મક કાર્યની દિશામાં મોટું પગલું ભરી રહ્યા છો.

આ પ્રસંગે મારા અંતઃકરણપૂર્વકના અભિનંદન પાઠવું છું કારણ કે એ ફક્ત હિંદને માટે નહિ પણ સમગ્ર પૂર્વ એશિયાને માટે સુખદ અને મંગળ શરૂઆત છે.

બૃહદ્ પૂર્વ એશિયામાં યુદ્ધ ફાટી નીકળ્યા બાદ શાહી જાપાની દળોએ જ્યાં જ્યાં દુશ્મન દેખાયો ત્યાં ત્યાં એનો નાશ કર્યો છે અને બહુ જ ટૂંકા સમયમાં

એશિયાના આ ભાગમાંના બ્રિટન-અમેરિકાના લશ્કરી મથકોને જમીનદોસ્ત કરી નાખ્યાં છે.

આની સાથોસાથ જાપાન, મંચુકો, ચીન અને થાઇલેન્ડ વચ્ચે એકયની ગાંઠ વધુ મજબૂત બની છે, અને તેઓ એશિયામાં—સહસમૃદ્ધિના વિશાળ ક્ષેત્ર-વિસ્તારની સ્થાપનાના ધ્યેયની દિશામાં વગર રૂકાવટે આગળ ધસી રહ્યા છે.

ન્યાય માટે જ જાપાન લડી રહ્યું છે. એનાં વિજય અને અંતિમ ફતેહમાં અમને અખંડ શ્રદ્ધા છે, બ્રિટિશરોએ જે અન્યાયો અને દુષ્ટ કૃત્યોનાં ગંજ ખડક્યા છે તે સાફ થઇ જવાના છે. આ પ્રમાણે બૃહદ્ પૂર્વ એશિયાનો ભવ્ય ઉષઃકાલ સમીપ આવી ગયો છે.

બૃહદ પૂર્વ એશિયામાં યુદ્ધ ફાટતાં જ હિંદમાંના હિંદી રાષ્ટ્રવાદીઓએ બ્રિટિશ શાસકો સામે મસ્તક ઉંચક્યા છે, અને હિંદે આ રીતે આધ્યાત્મિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું છે.

બ્રિટિશ સામ્રાજ્ય છેલ્લા શ્વાસ લઈ રહ્યું છે. એ મરણીયું બની પોતાના પર ઝઝૂમી રહેલા અંતિમ પતનને દૂર ઠેલવા હરકોઇ ઉપાય અજમાવે તેવો સંભવ છે, અમેરિકા પણ પોતાનો પંજો હિંદ તરફ લંબાવી રહેલ છે.

આવી જાતની પરિસ્થિતિમાં હિંદની સંપુર્ણ આઝાદી પ્રાપ્ત કરવી એ સરળ કાર્ય નથી, પણ ચાલીશ કરોડ હિંદીઓએ એક જ નક્કર લોખંડી દેહની જેમ સંગઠિત બનવું જોઈએ. અને પોતાનાં લોહી અને પરસેવો વહેવડાવીને સ્વતંત્રતા અને આબાદી પ્રાપ્ત કરવાં જોઇએ.

"હિદીઓ માટે હિંદ"ની દીર્ઘકાળ પર્યંત હિંદીઓએ સેવેલી મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિ માટે જાપાનની અંતઃકરણપુર્વકની શુભેચ્છા, જાપાની સરકારે વારંવાર જાહેરાતો કરીને નિઃશંક પુરવાર કરી બતાવી છે.

જે સ્વાતંત્ર્ય માટે હિંદીઓ ઝંખી રહ્યા છે તે હિંદને પ્રાપ્ત કરવામાં મદદ આપવા પોતાના તમામ સાધનો ખલાસ કરી નાખવાનો, જાપાનનો દૃઢ નિર્ધાર છે.

હિંદની આઝાદીની પ્રાપ્તિ માટે હિંદમાં અને હિંદ બહારની સક્રિય હિલચાલો જોરદાર બનાવી દેવામાં આવે, તેમ જ બ્રિટન-અમેરિકાના દળોને હિંદના ખૂણેખૂણામાંથી જેમ બને તેમ ઝડપથી હાંકી કાઢવામાં આવે એવી જાપાનની ખરેખરી ઇચ્છા છે.

જ્યાં મિત્રો વચ્ચે પરસ્પર વિશ્વાસ છે ત્યાં જાપાન પણ પોતાની પુરાણી પરંપરા અનુસાર શ્રદ્ધા રાખે છે, અને હિંદ એનું મિત્ર છે.

હિંદીઓ બ્રિટન-અમેરિકાના કાવાદાવાથી ભરમાઇ ન જાય અને પોતાની આઝાદી પ્રાપ્ત કરવાની ઇશ્વરે મોકલેલી આ તક ગુમાવી ન બેસે એમ હું હૃદયપૂર્વક ઇચ્છું છું. જર્મની, જાપાન અને ઇટાલીના અંતિમ વિજયમાં શ્રદ્ધા રાખી સત્ય અને ન્યાય માટે અમારી સાથે ખભેખભા મિલાવી હિંદીઓ લડશે એવી હું શ્રદ્ધા રાખું છું.

આઝાદીના કીર્તિદિનનો ઉદય હિંદીઓ આ રીતે જ ઝડપી બનાવી શકે એવી મારી દૃઢ માન્યતા છે. હું તેમના બહાદુરીભર્યા યુદ્ધમાં દરેક પ્રકારની ફતેહ ઇચ્છું છું"

શ્રી. સુભાષ બોઝ તરફથી જાપાનના વડા પ્રધાનનો, તેમના પ્રેરક સંદેશ માટે, આભાર માનતો ઠરાવ રજૂ કરવામાં આવ્યો. તેમાં હિંદીઓ પોતાનું ગુમાવેલું સ્વાતંત્ર્ય પાછું મેળવે અને બ્રિટન અમેરિકાના શાહીવાદનો નાશ થાય ત્યાંસુધી હિંદ અને હિંદની બહાર જાપાન સાથે ખભેખભા મિલાવીને લડશે એવી હિંદીઓ તરફથી વડાપ્રધાન ટોજોને ખાતરી આપવામાં આવી હતી. આ ઠરાવ સૌએ તાળીઓના ગડગડાટથી ઊભા થઈને પસાર કર્યો હતો.

કાર્યક્રમની શરૂઆત રામકૃષ્ણ મિશનની બે વિદ્યાર્થીનીઓએ બે નેતાઓને ફૂલહાર પહેરાવ્યાથી થઇ હતી. તેમણે પ્રેરણાત્મક ઢબથી "વંદેમાતરમ્" ગાઇ સંભળાવ્યું હતું. કુ. એસ. એન. સરસ્વતીએ સુમધુર અવાજે જુદાં જુદાં રાષ્ટ્રગીતો ગાઈ પ્રેક્ષકોને મંત્રમુગ્ધ કરી દીધાં હતાં.

લોકોના હર્ષોન્માદ અને આનંદના પોકાર વચ્ચે પૂર્વ એશિયાની હિંદની આઝાદીની લડતના વયોવૃદ્ધ અને પૂજ્ય પિતા શ્રી. રાસબિહારી બોઝ ઊભા થયા. પ્રમુખ તરીકે તેમણે પોતાનું ભાષણ અંગ્રેજી ભાષામાં વાંચ્યું. વચ્ચે વચ્ચે તાળીઓના ગડગડાટ અને આનંદના પોકારો થતા હતા.

ભાષણનો શ્રેષ્ઠ ભાગ તો જાપાનની વર્તમાન પરિસ્થિતિનું પુનરાવલોકન, શ્રી. સુભાષચંદ્ર બોઝને અને તેમના કાર્યોને અપાયેલી ભવ્ય અંજલિ અને અંતિમ વિજય સુધી યુદ્ધ લડી લેવાનો જાપાનની પ્રજાનો મરણીઓ નિર્ધાર, એ હતો. પ્રવચનનો સારાંશ આ પ્રમાણે હતો:

શ્રી. રાસબિહારી બોઝના ભાષણનો તામીલમાં અનુવાદ લેફ. કર્નલ એ. એ. અલાગપ્પાને કરી સંભળાવ્યો હતો.

મિત્રો અને સૈનિક બંધુઓ,

માતા ભારતીની મુક્તિ માટેના ધર્મસંગ્રામમાં, ઘટનાઓ વિદ્યુત્વેગે બની રહી છે. વિજયનો આરો નિરખતું આપણું વહાણ આજે અત્યંત અગત્યના અને નિર્ણયાત્મક પ્રદેશમાં પ્રવેશી રહ્યું છે અને તેથી જ હજી તો આપણે ગયા એપ્રિલમાં જ ભેગા મળ્યા હોવા છતાં આ બીજી પરિષદ આટલી જલદી બોલાવવાનું પ્રાપ્ત થયું છે.

આપણાં, અત્યારના આઝાદીઆન્દોલનનું સ્વરૂપ ૧૯૪૧ના ડિસેમ્બરની ૮મી તારીખથી જ ઘડાવા માંડ્યું હતું. એ દિવસે જાપાને એશિયાને મુક્ત કરવા માટે એંગ્લો-અમેરિકન શાહીવાદ ઉપર કારમો પ્રહાર કરવાનું શરૂ કર્યું હતું, અને સાથોસાથ આપણાં આંદોલનોનો જન્મ થયો હતો. તે પછી તો બળવાન મિત્રો અને પૂર્વ એશિયામાં વસતા સમગ્ર હિન્દીઓના સહાય અને સહકાર વડે આપણે શૂન્યમાંથી અત્યારનું આ મહાન સર્જન ઊભું કર્યું. તમારી દેશભક્તિને હું વંદના કરું છું અને આપણને સહાય કરનાર જાપાની સરકાર માટે ઊંડા આભારની લાગણી વ્યક્ત કરું છું.

મિત્રો, આપણને આપણાં આન્દોલનોની શરૂઆત પછી, કેટલીયે અગ્નિપરીક્ષામાંથી પસાર થવું પડ્યું છે. આપણા માર્ગમાં કેટલાયે અંતરાયો આવી ઊભા હતા પણ તમારી અપ્રતિમ અને અચળ દેશભક્તિએ એ બધાનું નિરાકરણ આણ્યું હતું. આજે હિન્દી સ્વાતંત્ર્ય સંઘ અને એની એશિયાભરમાં પથરાયલી શાખાઓ આપણા ધર્મયુદ્ધના કાર્યમાં અગત્યનો હિસ્સો પુરાવી રહ્યાં છે. મને સોંપાયલી જવાબદારીઓના પરિપાલનમાં તમે જે સહકાર આપ્યો છે તે માટે હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

આજે હિન્દી સ્વાતંત્ર્ય સંગ્રામ નવા અને ચમત્કારિક શક્યતાઓથી ભરેલા તબક્કામાં પ્રવેશી રહ્યો છે. બ્રિટનનાં શોષણ અને ગુલામી સામે સૈકાઓથી ઝૂઝી રહેલા હિન્દે, આપણા પૂજ્ય નેતા મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહું તો "આખરી સંગ્રામ" આદર્યો છે. આજે આખું હિન્દ બ્રિટન સામે રણે ચઢ્યું છે...અને સર્વસત્તાધીશ ઈશ્વરની મદદ વડે આપણે આ સંગ્રામમાં વિજય મેળવવાના જ છીએ. આપણા હજારો દેશભક્તોએ વહાવેલું લોહી નકામું નહિ જાય.

હિન્દમાં ઉઠેલા અગિયાર માસથી બ્રિટનની સામેનો બળવો ચાલી રહ્યો છે. તેને જરા વારમાં કચડી નાખવાની બડાશ બ્રિટને મારી હતી પણ કલ્પનાતીત

દમન અને ધાકધમકી પણ હિન્દના ક્રાન્તિવીરોનો જુસ્સો કચડવામાં કારગત નિવડયાં નથી. હિન્દની બહાર વસતા આપણે પણ સ્વદેશમાંના એ વીરોને સહાય કરવા માટે કટિબદ્ધ બન્યા છીએ. આ કામમાં જાપાની સરકાર અને પ્રજાની આપણને પૂરી મદદ છે. વડાપ્રધાન ટોજોની સ્પષ્ટ જાહેરાત એનો પુરાવો છે.

આજે વિજયની તુલા હિન્દની તરફેણમાં નમી રહી છે. આપણી સમક્ષ એક ઈશ્વરદત્ત સંધિ આવી ઊભી છે અને આપણે તે ઝડપી લેવી જ જોઇએ. આજે હિન્દ બ્રિટન સામેની લડતમાં એકલું અટૂલું નથી એને ધરીરાષ્ટ્રોની બળવાન સહાય છે. હિન્દ પણ આ યુદ્ધમાં ધરીરાષ્ટ્રોની સાથે છે. ધરીરાષ્ટ્રોના વિજયમાં હિન્દની મુક્તિ છે એંગ્લો-અમેરિકનોના વિજયમાં હિન્દની ગુલામી ચિરંજીવ બનાવવાનાં તત્વો ભર્યાં પડયાં છે. એટલે હિન્દની આઝાદી માટે, ન્યાય અને નીતિ માટે, નૂતન માનવ-વ્યવસ્થા માટે આપણે જાપાન અને ધરીરાષ્ટ્રો સાથે મળીને જ કામ કરવું જોઇએ

ટોકિયોથી પાછા ફર્યે મને ૯૭ એજ દિવસ થયા છે. જાપાનના ટૂંકા નિવાસ દરમિયાન મેં જે જોયું અને સાંભળ્યું તેની મારા ઉપર ઘણી છાપ પડી છે. જાપાનમાં આબાલવૃદ્ધ સૌ હિન્દ પ્રત્યે પારાવાર સહાનુભૂતિ ધરાવે છે. હિન્દમાંથી એંગ્લો—અમેરિકન દુશ્મનોને હાંકી કાઢીને હિન્દને સ્વતંત્રતા અપાવવા માટે બનતું બધું કરવા તેઓ તૈયાર છે. એંગ્લો-અમેરિકનોને કચડી નાખવાની પોતાની શક્તિમાં જાપાનને પૂરો વિશ્વાસ છે. ગણ્યાગાંઠ્યા મહિનાઓમાં જ સ્વતંત્ર થનારાં બર્મા અને ફિલિપાઇન્સ જાપાનની એ શુભનિષ્ઠાનું સ્પષ્ટ ઉદાહરણ પૂરું પાડે છે.

મિત્રો, હિંદને માટે આજના જેવી સોનેરી તક કદાચ ભવિષ્યમાં કદી નહિ આવે. આ તક ઝડપી લઇને આપણા ૪૦ કરોડ દેશબાંધવોનાં શરીર અને પ્રાણને સૈકાઓથી ગુંગળાવી રહેલા નાગપાશનું છેદન કરી શકીશું. જો આ તક ચૂકી જશું તો આપણે આપણી માભોમને છેહ દીધો કહેવાશે-આપણા દેશબાંધવોની ગુલામી ચિરંજીવ બનાવી કહેવાશે.

જાપાનમાં મેં જે જોયું તે વિષે કાંઈક વધુ જાણવાની તમારી ઈન્તેઝારી હોય એ સ્વાભાવિક છે. વિજય માટેનો જાપાનનો નિર્ધાર કઠોર અને અવિચળ છે... અને જાપાનના વિજયમાં જ હિન્દનો ઉદ્ધાર છે એ તો મેં તમને કહ્યું જ છે ને?

જાપાનમાં બળવાન તત્ત્વો એશિયાની સેવા માટે જોઈતાં શસ્ત્રો તૈયાર કરવામાં કામે લાગી ગયાં છે. જાપાનની પ્રજાનાં એકતા અને નિશ્ચયબળ અદ્ભુત છે. કારખાનાંઓ રાતદિવસ કામ કરે છે. એ કારખાનાઓમાંથી વિમાનો, ટેંકો, રણગાડીઓ લગાતાર બહાર પડ્યે જાય છે. જાપાનના સર્વ પ્રકારના ઉદ્યોગોએ યુદ્ધ-ઉદ્યોગનો સ્વાંગ સજ્યો છે. ઠેર ઠેર નવાં યુદ્ધજહાજો, નૂતન ગોદીઓ, નવાં માલજહાજો બંધાય છે. લશ્કરી તાલીમ માટે સેંકડો કેન્દ્ર ખુલ્યાં છે અને લાખો માણસો એમાં તાલીમ લે છે. જાપાનમાં ખોરાકની કમીના નથી. ચોખા, મચ્છી, માંસ, શાકભાજી વગેરે ત્યાં પૂરતા પ્રમાણમાં છે. સરકારનાં સુયોજનનું આ પરિણામ છે. જાપાનનો એકે એક આદમી આજે એશિયાવાસીઓના આ મુક્તિસંગ્રામના વિજય માટે ઝંખી રહ્યો છે. એ વિજયમાંથી જ હિન્દની આઝાદી અને સમૃદ્ધિનું સર્જન થવાનું છે.

મિત્રો, મેં ટોકિયોથી તમારા માટે એક ભેટ-સોગાદ પણ આણી છે (સુભાષબાબુ તરફ આંગળી ચીંધી), આ રહી એ ભેટ. (આ વખતે મિનિટો સુધી તાળીઓ પડી અને હર્ષના પોકારો ઉઠ્યા. સુભાષબાબુનો જયજયકાર બોલાયો.) કોઈ હિન્દીને એની ઓળખાણ કરાવવાની હોય નહિ. વાસ્તવિક રીતે તો સારી દુનિયા એમને ઓળખે છે. હિન્દી યુવાનની વીરતા, ઉદાત્તતા, સાહસ અને શક્તિની તેઓ જીવન્ત પ્રતિમા છે. બ્રિટિશ શાહીવાદ સામે ઝઝુમનારા હિન્દી નેતાઓમાં તેમનો જોટો જડે એમ નથી. તેઓ એક શક્તિશાળી નેતા છે. લડાઇના કામમાં આંધળોડ તેમને આવડતી નથી. પોતાનું સમગ્ર જીવન ભારત માતાને ચરણે ધરીને તેમણે પોતાનું "દેશગૌરવ"નું બિરૂદ દીપાવ્યું છે. બ્રિટનના કારાવાસની યાતના તેમણે ૧૧ વખત ભોગવી છે અને એ યાતનાએ તેમની વિજયાકાંક્ષા વધુ ને વધુ તીવ્ર જ બનાવી છે.

આપણા મુક્તિસંગ્રામમાં સાથીદાર થવા હું આજે તેમને તેડવા આવ્યો છું. આજે મારો આનંદ માતો નથી. પૂર્વ એશિયાના ૨૦ લાખ હિન્દીઓએ એમનો જે ઉમળકાભર્યો આદરસત્કાર કર્યો છે એ જ એમને ચરણે સર્વસ્વ ધરી દેવાના પૂર્વ-એશિયાવાસી હિન્દીઓના નિર્ધારનો નિર્મળ પુરાવો છે.

મિત્રો, આજે હું તમારી હાજરીમાં મારા હોદ્દાપરથી નિવૃત્ત થાઉં છું અને પૂર્વ એશિયામાંના હિન્દી સ્વાતંત્ર્ય સંઘના પ્રમુખ તરીકે દેશગૌરવ સુભાષચંદ્ર બોઝને નિયુક્ત કરું છું. (આ વખતે ફરીને હર્ષનાદથી આસમાન ગાજી ઉઠ્યું) હવેથી સુભાષચંદ્ર બોઝ તમારા પ્રમુખ અને તમારા સ્વાતંત્ર્ય સંગ્રામના

નેતા છે અસગત, તુમારા સુખદુ ખનો ભાગીદાર તો હું હંમેશ રહીશ જ. તમારા વિજયના ગૌરવમા અને સગ્રામની યાતનામા મારો હિસ્સો રહેશે જ.

મે મારી નમ્રબુદ્ધિ પ્રમાણે મારું જીવન આપણી પવિત્ર માતૃભૂમિની સેવામાં ખર્ચવાનો પ્રયત્ન કર્યો છે એ તમે જાણો છો માતૃભૂમિની સેવા એ તો મારું જીવનકાર્ય છે અને મારા જીવનના છેલ્લા શ્વાસ સુધી હું હિદના આઝાદી સગ્રામનો નૈનિક રહેવાનો છુ આપણી સમક્ષ આવનારી લડાઇમા, સુભાષબાબુને જોઇતો સમગ્ર સહકાર, સહાય અને સલાહ હુ આપ્યા જ કરીશ એમા હુ મારી જાનની પણ દરકાર નહિ કરુ

મિત્રો, આજે આપણા જીવનની નિર્ણાયક ઘડી આવી પહોંચી છે વિજયના ઉબરે આપણે આવી ઊભા છીએ ઘટનાઓ જે સુભગ રીતે બની રહી છે તેમા મને ઈશ્વરી સકેતના દર્શન થાય છે મિત્રો, ઈશ્વરમા, તમારામા, તમારા મિત્રોમા, તમારા આખરી વિજયમા વિશ્વાસ રાખજો યાહોમ કરીને સગ્રામમા ઝુકાવવા કટિબદ્ધ બનજો એ સગ્રામમાથી જ આપણા માદરે વતનની આઝાદી, એનો વિજય, અને એનુ ગૌરવ સરજાવાના છે"

**ઇન્કિલાબ ઝિન્દાબાદ,**
**દેશસેવક સુભાષકી જય,**
**આઝાદ હિન્દુસ્તાન ઝિન્દાબાદ.**

એ પછી શ્રી સુભાષચદ્ર બોઝને હાર્દિક આવકાર આપતુ ભાષણ હિદી સ્વાતંત્ર્ય સઘની મનાયાની શાખાના પ્રમુખ શ્રી કે એ થીવીએ કર્યું તેમણે હિન્દ અને હિદી સ્વાતત્ર્યની લડતમા જીવનના ભોગે પણ પોતાની સર્વશક્તિ સાથે ફાળો આપવાનો મનાયાના હિદીઓ તરફથી પુન નિર્ધાર જાહેર કર્યો. એમણે કહ્યુ "અમે અમારા નેતાઓનો અમારો વિશ્વાસ અને અમારી અડગ શ્રદ્ધા અમારા ભોગોથી જ બતાવી આપીશુ."

ત્યારબાદ લેફ્-કર્નલ જે કે ભોસલેએ લશ્કર તરફથી નવા પ્રમુખને આવકાર આપતુ ભાષણ હિદુસ્તાનીમા કર્યું. તેમણે જણાવ્યુ 'અમારે મન તો તમે અમારી નૂતન આશા સમાન છો અમારા લડવૈયાઓમા તમારા આગમનથી નવો જુસ્સો આવ્યો છે. અત્યાર સુધી અમારી પાસે ફક્ત આદર્શ હતો, યુદ્ધનુ ધ્યેય હતુ પણ હવે તો અમારા ધ્યેયની પ્રાપ્તિ અને વિજય માટે પ્રેરણા અને દોરવણી આપનારા નેતા પણ અમને મળ્યા છે"

"અમે યુદ્ધ માટે તૈયાર છીએ. માતૃભૂમિ પ્રત્યે અમે સોગંદ લીધા છે. અમે તો હવે માત્ર તમારા હુકમોની રાહ જોઈએ છીએ. તમે અમારા નેતા છો, અમારું અને હિંદનું ભાગ્ય અમે તમારા હાથમાં મૂકી દીધું છે. જ્યારે તમને લાગે કે ઘા કરવાનો સમય હવે આવી લાગ્યો છે ત્યારે તમારા હુકમ પર અમે આગેકૂચ કરવા તૈયાર છીએ.

"આપણું યુદ્ધ ઘણું ગંભીર પણ અનિવાર્ય હશે. મને ખાતરી છે—મને શ્રદ્ધા છે કે અમે સૈનિકો અમારી કુરબાનીનો સરસ રીતે હિસાબ આપી શકીશું. રણક્ષેત્ર પર અમે દુશ્મનોનો મુકાબલો કરશું. એ જ રણક્ષેત્ર પર એનો નાશ કરીશું અને હંમેશ માટે બ્રિટન–અમેરિકાના અનિષ્ટ પંજામાંથી પવિત્ર ભારતમાતાને મુક્ત કરીશું."

શ્રી સુભાષ બોઝે પોતાના ભાષણની શરૂઆતમાં પ્રથમ તો નિવૃત્ત થતા પ્રમુખને યથાયોગ્ય શબ્દોમાં હિંદુસ્તાની ભાષામાં અંજલિ આપી. એનું તામીલમાં ભાષાંતર કરી બતાવવામાં આવ્યું. એ દૃશ્ય હૃદયસ્પર્શી હતું. શ્રી સુભાષ બોઝે જણાવ્યું:

"હું મારું પ્રવચન શરૂ કરું એ પહેલાં શ્રી રાસબિહારી બોઝનો મારા અને તમામ સૌના તરફથી આભાર માનવા ઇચ્છું છું.

શ્રી રાસબિહારી બોઝે આ યુદ્ધની શરૂઆતથી હિંદુસ્તાનની જે સેવાઓ કરી છે તે તમારામાંના સૌ જાણો છો. એમની મુખ્ય પ્રવૃત્તિઓમાંથી ત્રણનો ઉલ્લેખ કરવા માગું છું.

૧. હિંદની આઝાદી માટે ગયા યુદ્ધ દરમિયાન અને એ પહેલાં એમણે જે પ્રવૃત્તિઓ ઉપાડી હતી તે માટે હિંદના લોકો એમને સારી રીતે જાણતા હતા, પણ વર્ષો પછી એમને કદાચ ભૂલી ગયા હોય. ગયા યુદ્ધ દરમિયાન એમણે પોતાના વતનને ખાતર હિંદની આઝાદી માટે જે અદ્ભુત સેવાઓ બજાવી હતી તે અમારા સ્મરણમાં તાજી છે, એટલું જ નહિ બ્રિટિશરોના દફતરે પણ એ નોંધાયેલી છે. ત્યારબાદ એમને હિંદનો કિનારો છોડી જવાની ફરજ પડી અને તેઓ જાપાન ચાલ્યા આવ્યા. ત્યાં પણ એમણે હિંદની મુક્તિના ધ્યેય માટે પોતાની પ્રવૃત્તિઓ ચાલુ રાખી.

૨. અહીં હાજર રહેલા મારા મિત્રોમાંથી મને જો કોઈ એમ પ્રશ્ન કરવા માગતો હોય કે અહીં રહીને તેઓ હિંદ માટે શું કરી શક્યા હશે તો

માટે આપણે એક પ્રકારની લાયકાત કેળવી રહ્યા છીએ. આપણે આપણા પવિત્ર ધ્યેયને માટે લોહી વહેવડાવીને આઝાદીની કિંમત ભરપાઈ કરી શકશું. પણ એની સાથેસાથ રાષ્ટ્રીય ઐક્યનો સ્થિર પાયો પણ નાખી શકીશું. અને આપણા પોતાના પ્રયાસોથી સ્વતંત્રતા પ્રાપ્ત કરીને આપણે એવી તાકાત મેળવશું કે જેથી હંમેશ માટે એ આઝાદીનું આપણે રક્ષણ કરી શકશું.

હું તમને એક ચેતવણી આપવા માગું છું: આપણને આપણા અંતિમ વિજય માટે સંપૂર્ણ શ્રદ્ધા છે પણ આપણે દુશ્મનના બળની ઓછી આંકણી કદી કરી શકીએ નહિ, તેમજ આપણે કામચલાઉ પીછેહઠ માટે પણ તૈયાર રહેવું જોઈએ.

આપણી સમક્ષ ખતરનાક યુદ્ધ પડ્યું છે. દુશ્મન ઘણો બળવાન, દગાખોર અને ક્રૂર છે. આઝાદીની આ અંતિમ કૂચમાં તમારે ભૂખ, તરસ, હાડમારીઓ અને મરણનો પણ સામનો કરવાનો રહેશે. તમે જ્યારે આ અગ્નિપરીક્ષામાંથી પસાર થશો ત્યારે આઝાદી તમારી થઈ ચૂકી છે. મને વિશ્વાસ છે કે તમો એ કરી બતાવશો અને તમારા ગુલામ અને દરિદ્રી દેશ માટે આઝાદી અને આબાદી પ્રાપ્ત કરી આપશો."

[ ૮ ]

## હૈયું ખોલી નાખ્યું

સુભાષબાબુએ 'હિંદી આઝાદ સંઘ' અને 'આઝાદ હિંદ સેના'ની પ્રવૃત્તિઓનું સુકાન હાથમાં લેતાં જ એક મહત્વના નિવેદન દ્વારા પોતાનું હૈયું સમગ્ર એશિયાવાસીઓ સમક્ષ ખોલી નાખ્યું. સિંગાપોરમાં દાખલ થયા પછીનું સુભાષબાબુનું આ પ્રથમ જાહેર નિવેદન હતું. આ નિવેદનમાં એમણે વિશ્વયુદ્ધ, આંતરરાષ્ટ્રીય રાજકારણ, પોતાના વિચારપલટાઓ, હિંદની રાજકીય સમસ્યા ઇત્યાદિ પ્રશ્નો ઉપર પોતે જે માનતા તે સ્પષ્ટ રૂપમાં કહી બતાવ્યું. એમણે કહ્યું:

"સૌથી વધારે પ્રથમ મારે વિષે હું આપને થોડું કહી દઉં. હું શું છું, મારું વ્યક્તિગત જીવન શું છે એ આપ સર્વે જાણી લો એવું હું ઇચ્છું છું.

યુનિવર્સિટીના શિક્ષણ પછી મેં રાજકીય દુનિયામાં પ્રવેશ કર્યો. એ વખતે સૌથી અગત્યનો સવાલ આ હતો: ગયા યુદ્ધમાં ભારતવાસીઓએ શું કર્યું, એનું પરિણામ શું આવ્યું, ભવિષ્ય માટે એને લીધે અમને કેવો અનુભવ મળ્યો, અને અમે કયો પાઠ શીખ્યા?' ભારત અને ઇંગ્લાંડમાં અમને એ અનુભવ થયો કે અમારા નેતાની નીતિ ભૂલભરેલી હતી, પરંતુ કામ કરવામાં તો અમે નેતાઓને અનુસરતા હતા. અમે જુવાનો અને વિદ્યાર્થીઓ પૂરેપૂરા નિરાશ થઈ ગયા હતા. અમારા મનમાં તો એ જ વિચાર આવતો હતો કે જે ભૂલ અમારા નેતાઓએ ગયા મહાયુદ્ધમાં કરી, તે હવે ફરીથી થાય નહિ. અમે નિશ્ચય કર્યો કે અગર ભવિષ્યમાં જો અમને મોકો મળી જશે તો આવી ભૂલ અમે હરગીઝ નહિ કરીએ.

વળી એક બીજો પ્રશ્ન પણ હતો. લડાઈ પછી યુરોપમાં સંવત ૧૯૧૮–૧૯ના વર્ષોમાં ઘણા પરિવર્તન થયા. નવી સરકારો રચાઈ હતી. ઝેક જાતિના લોકો ઑસ્ટ્રો–હંગેરિયન સામ્રાજ્યથી અલગ થઈ ગયા. બીજી એક જાતિ–પોલ પણ પોતાની રાષ્ટ્રિય સરકાર બનાવી બેઠી. જ્યારે હું યુરોપમાં ગયો ત્યારે ત્યા મને ઘણા ભારતીય નેતાઓને મળવાનો અવસર મળ્યો. એ લોકોએ મને રસ્તો બતાવ્યો કે જો હું મારી જન્મભૂમિને માટે કઈ પણ કરવા માગતો હોઉં તો મારે યુદ્ધના ઇતિહાસનુ અધ્યયન કરવુ જોઇએ. બ્રિટનની વિરુદ્ધની આપણી લડતમા તત્કાલિન ઇતિહાસના અનુભવોને ઉપયોગમા લેવો જોઇએ. અમે ઇતિહાસ શીખવા અને સમજવાનો આરંભ કરી દીધો. અમે જાણ્યુ કે કેટલાયે ઝેક નેતાઓ કોઇ પ્રચારકાર્યને માટે તથા ઑસ્ટ્રિયા અને હંગરીના શત્રુઓની સહાય લેવા માટે દેશથી બહાર ગયા હતા. એમણે ફ્રાન્સ અને બ્રિટન સાથે મૈત્રી કરી અને આ મને સરકારોએ ઝેક નેતાઓને સહાય આપી અને યુદ્ધ પછી સ્વતંત્ર સરકારની સ્થાપનાનો એમનો અધિકાર સ્વીકાર્યો પણ ખરો. બ્રિટન અને ફ્રાન્સે આ પ્રયત્નોમા દરેક પ્રકારની સહાય આપવાનુ આશ્વાસન આપ્યુ હતુ એમણે યોગ્ય જોમ ને જોશથી પોતાનુ કામ શરુ કરી દીધું. પોતાના દેશની બહારના સમસ્ત ઝેક લોકોને એમણે એકત્ર કર્યા. ઑસ્ટ્રો–હંગેરિયન સેનાના ઝેક જાતિના સૈનિકો યે પણ, જે શત્રુઓના હાથમાં બદીવાન હતા તેમણે એક ઝેકરાષ્ટ્રીય સેનાને સ્વેચ્છાથી પોતાની સેના આપી દીધી. આ સેનામા ૨૦ હજાર સિપાહી હતા. બ્રિટન અને ફ્રાંસને મળી ગયેલી આ સેના ઑસ્ટ્રિયા, હંગરી અને જર્મની સાથે લડી.

પોલ જાતિના લોકોએ પણ ૨૦ હજારની સેના સંગઠિત કરી અને એમણે યુદ્ધમા ભાગ લીધો. અને એમના નસીબને જોરે જર્મની અને એના સાથી રાષ્ટ્રો હારી ગયા અને યુદ્ધ બાદ પોલ અને ઝેક જાતિના લોકો પોતાની સરકાર સ્થાપી શક્યા

આ રસ્તા પર કેમ ન આવવું અને આંતરરાષ્ટ્રિય પરિસ્થિતિનો લાભ ઉઠાવી પુર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે બ્રિટનના શત્રુઓ સાથે ખભા મિલાવીને કેમ યુદ્ધ ન કરીએ તેનુ કોઈ કારણુ નહોતું.

આયર્લૅન્ડના લોકોએ પણ યુદ્ધનો લાભ ઊઠાવ્યો. સીન–ફીન દળની મદદથી એમણે બ્રિટનની વિરુદ્ધ બળવો કર્યો. સીનફીન પાર્ટીની ૩૦૦૦ની સેના હતી. દેશભરમાં એની સેનાની સંખ્યા ૧૦ હજારની હતી. એની યોજનામા કોઈ ત્રુટી રહી ગઈ એટલે ડબ્લિનમા એણે જે બળવો કર્યો તે ત્યાના ગામડામાં

ફેલાઈ શક્યો નહિ. કોઇ પણ પ્રકારે આઠ દિવસ સુધી તેઓ ડબ્લીન પાટનગર પર અધિકાર રાખી શક્યા. આ બળવો ઇસ્ટરના દિવસોમાં થયો હતો એથી એનું નામ 'ઇસ્ટર બળવો' પડ્યું. ઇ. સ. ૧૯૧૬માં આ બળવો સફળ થયો નહિ. યુદ્ધ પછી તરત જ ૧૯૧૯માં તેઓ ફરીથી યુદ્ધે ચડ્યા. બળવાખોરો પાસે કેવળ પાંચ હજાર સૈનિકો હતા છતાં આ વખતે પરિણામ જુદું જ આવ્યું. યુદ્ધ સમાપ્ત થઇ ગયું હતું. એ બળવો દબાવવા માટે ઇંગ્લેંડથી સૈન્ય લાવી શકાય એમ હતું તો પણ કેવળ ૫૦૦૦ સૈનિકોની આ સેનાએ પોતાનું કામ જારી રાખ્યું. ગત મહાયુદ્ધના ઇતિહાસના અધ્યયનથી પ્રાપ્ત થયેલા અનુભવોના આધારે ૧૯૨૧માં આપણે ભારતમાં કાર્યની શરુઆત કરી. આપ જાણો છો કે તે વખતે મહાત્મા ગાંધીએ અસહયોગનું જબ્બર આંદોલન કર્યું હતું. ખિલાફત સમિતિ પણ કોંગ્રેસની સાથે મળીને કામ કરી રહી હતી. અસહકારમાં અમે લોકોએ પણ ભાગ લીધો. અંગ્રેજોના ભયાનક દમનના મુકાબલામાં રાષ્ટ્રની ઇજ્જત બચાવવાનો અને લડાઇ ચલાવવાનો બીજો કોઈ રસ્તો નહોતો એટલે અમે લોકો ૧૯૨૧માં મહાત્મા ગાંધીના નેતૃત્વ નીચે એકઠા થયા. હિંદુ અને મુસલમાન મળી ગયા હતા. પરંતુ અમે લોકો નિશ્ચિત રૂપમાં જાણતા હતા કે આ સવિનય કાનૂનભંગનાં આંદોલનોથી ભારતને સંપુર્ણ સ્વતંત્રતા નહિ મળી શકે. આ આંદોલનથી લોકોમાં રાજકીય જાગૃતિ પેદા થઇ ગઇ. એમ કહી શકાય કે આ આંદોલને જનતાને સશસ્ત્ર સંઘર્ષ માટે તૈયાર કરી.

અને આ મારો વ્યક્તિગત મત નથી, ૧૯૨૧માં ગાંધીજીની અસર તળે આવેલા અસંખ્ય તરુણોનો મત છે. હા, અહિંસામાં વિશ્વાસ રાખનારા પણ યુવકો હતા પરંતુ એ યુવકોમાંથી હિંસાને સમર્થન કરનાર ઘણા હતા.

૧૯૩૩માં હું યુરોપ ગયો. ૧૯૩૬ સુધી ત્યાં રહ્યો. ત્યાં હવે શા શા બિનાઓ બની રહી છે તેનું અધ્યયન કરવાનો મારો ઉદ્દેશ હતો. યુરોપ રહી હું બર્લિન પહોંચ્યો. ત્યાંના સરકારી કર્મચારીઓનો પરિચય પ્રાપ્ત કરી હું ફ્યુહરર હિટલરને મળ્યો. મેં તો એને સાફ સાફ પૂછ્યું કે હવે લડાઈ ક્યારે કરવાનો ઇરાદો રાખો છો? તેણે કહ્યું કે તે બ્રિટન સાથે તો યુદ્ધ કરવા બિલકુલ ઇચ્છતો નથી. એને આશા હતી કે બ્રિટન દ્વારા એની માગ પુરી કરવામાં આવશે. બ્રિટન સાથે સુલેહ રાખવાના પક્ષમાં એ હતો, પણ કોઈ પણ પ્રકારે એણે ભારતની સ્વતંત્રતા તરફ તો સહાનુભૂતિ બતાવી જ.

આ બધું કહેવાનો અર્થ એ કે જ્યારે હું યુરોપથી પાછો ફર્યો ત્યારે ભવિષ્યમાં થવાની ઘટનાઓની મને પુરી ઝાંખી થઇ ગઈ હતી. જર્મનીમાં

નવુ દળ સત્તાનાર આવ્યુ એ સદાય લડાઈના જ પક્ષમા હતુ હુ સમજી ગયો કે બ્રિટન જર્મનીની માગ પૂરી નહિ કરે અને બ્રિટન જેવુ જોતા રહેશે કે જર્મનીની શક્તિ થોડી ઘણી પણ વધતી જાય છે કે તરત એ નાઝીઓ સામે યુદ્ધ પોકારશે ૧૯૩૮ મા જ્યારે હુ યુરોપ ગયો ત્યાર આગલી પરિસ્થિતિમા વળી પાછો થોડો ફેરફાર જોયો, જર્મની સમજી ગયુ હતુ કે એની માગ બ્રિટન કદી પણ પૂરી કરશે નહિ. ૧૯૩૮ ના સપ્ટેમ્બરમા જર્મનીએ સુદેતન જર્મનોનો મામલો આગળ ધર્યો બ્રિટન પ્રધાનમત્રી શ્રી ચેમ્બરલેન હેર હિટલર સાથે સુલેહ કરવા મ્યુનિચ દોડયા એવો પણ એક સમય હતો કે આન્તરરાષ્ટ્રીય મહત્ત્વની સમસ્ત ચર્ચાઓ લડનમા થતી હતી આજે જ્યારે બ્રિટિશ વડા પ્રધાનને મે પોતાનો દેશ છોડી જર્મની ભાગતા જોયા ત્યારે જાણી લીધુ કે બ્રિટન કમજોર થતુ જાય છે ને જર્મની મજબૂત

ત્યારે મે પ્રચાર શરૂ કરી દીધો કે યુરોપમા યુદ્ધ ચોક્કસ છે હિંદીઓનુ કર્તવ્ય છે કે તેઓ સાવધ રહે અને બ્રિટન સામે પોતાની માગ મજૂર કરવાનો નિશ્ચય કરે અને જો બ્રિટન અસ્વીકાર કરે તો ભારત લડવા માટે તૈયારી કરે. જનતામા આનો થતો પ્રત્યાઘાત હુ જોતો હતો હુ જાણતો હતો કે જનતાનો મત સપૂર્ણ ટેકો છે પરતુ નેતાઓ બીજુ વિચારી રહ્યા હતા— ખાસ કરીને મહાત્મા ગાધી એમની નીતિ પ્રતીક્ષા કરી પરિણામ જોતા રહેવાની હતી. તો પણ અમે જુવાનો એમની આ નીતિથી વિચલિત થયા નહિ. બમણા વેગથી અમે અમારા પ્રયત્ન અને પ્રચાર શરુ કર્યા અમે ભારતની જનતાને કહી રહ્યા હતા કે નજીકના જ ભવિષ્યમા એને એક સોનેરી અવસર પ્રાપ્ત થવાનો છે ને તેઓ તેનો પુરો લાભ જરૂર ઉઠાવે.

૧૯૩૯ના માર્ચમા ભારતની રાષ્ટ્રીય મહાસભાનુ અધિવેશન ત્રિપુરીમા ભરાયુ. ૬ મહિનામા ભારતને 'સપૂર્ણ' સ્વતત્રતા આપવાનો અને સરકારને આખરીનામું–અલ્ટીમેટમ આપી દેવાનો ઠરાવ મૂકયો અને કહ્યુ કે અગર અમારી માગ જો આટલી અવધમા પુરી નહિ થાય તો જે જે શક્તિ અમારી પાસે છે તે તે લઇને બ્રિટિશ સામે યુદ્ધ કરવા આપણે જનતાને તૈયાર કરવી જોઇએ આ વાતો એક સૂચનારૂપે કહેવાઈ હતી અને આવનારા આગના ૬ મહિનામાં યુદ્ધ આપવાની પુરી જાણ અને આતરરાષ્ટ્રીય પરિસ્થિતિની ગભીરતા ધ્યાનમા લઇ મે આ ઠરાવ મૂક્યો હતો

જ્યારે ૧૯૩૯ના સપ્ટેમ્બરમા યુરોપમા યુદ્ધ ફાટી નીકળ્યુ ત્યારે જનતા સમજી ગઈ કે માર્ચ મહિનામા મે જે કઈ કહ્યુ હતુ તે બરાબર હતુ એ

સમયે અમારી ફરજ હતી કે પોતાની તમામ શક્તિઓને એકત્ર કરીને બ્રિટનને અમારી માગ મંજૂર કરવા કોશિષ કરીએ અને જો એમાં સફળતા ન મળે તો આપણી માગની પૂર્તિરૂપે લડાઈ જાહેર કરીએ. પરંતુ અમારા નેતાઓના વિચાર અને કાર્ય આથી ભિન્ન હતા. એમની એવી ધારણા હતી કે યુદ્ધકાળમાં બ્રિટન કમજોર પડી જશે અને ભારતની સહાય લેવા એ ભારત સાથે સમજૂતી કરી દેશે. મેં આ ધારણાની અસંભવિતતા બતાવવાની કોશિષ કરી અને કહ્યું કે લડાઈના વખતમાં, ભલે બ્રિટન કમજોર હોય તથાપિ તે પોતાની શક્તિ હિંદમાં તો નહિ જ ઘટાડે. જેમ જેમ એ કમજોર પડતું જશે તેમ તેમ હિંદ પર એની પકડ સખત થતી જશે. હિંદ વિના એ યુદ્ધમાં સફળતા નહિ મેળવે. જેમ જેમ કમજોર થતુ જશે તેમ તેમ એ આપણા દેશના સાધનોનું શોષણ કરતુ જશે. ૧૯૪૦માં જ્યારે કોંગ્રેસનું અધિવેશન ભરાયું ત્યારે અમે આગળ ડગલું ભરવાની ઉમેદ કરી, પરંતુ ગાંધીજી પોતાના પંથ પર જ રહ્યા. એ હજી પણ પ્રતીક્ષા કરવા ને પરિણામ જોવાની ઇચ્છા રાખતા હતા.

પરંતુ અમે તો એવી વિચારશ્રેણીથી અમારું મન તૈયાર કરવા લાગ્યા કે થવાનું હોય તે થાય, અમારે અમારું આંદોલન જારી રાખવું જોઇએ. દેશભરમાં યુદ્ધવિરોધી આંદોલન ઘેરું બનતું ગયુ. ઘણા લોકો જેલના સળિયા પાછળ ધકેલાયા. આવે વખતે મને ખબર મળી કે સરકાર કંઇ જ કરતી નથી એટલે નવેંબર મહિનામાં મહાત્મા ગાંધી ખુદ સત્યાગ્રહ આંદોલન શરુ કરનાર છે. મેં સુખનો શ્વાસ લીધો. હું વિચારવા લાગ્યો. હવે તમામ દુનિયા જાણી લેશે કે ભારત પણ પોતાની સ્વતંત્રતા માટે લડી રહ્યું છે! બધાં રાષ્ટ્રો વિચારમાં પડી જશે કે હિંદ પણ સ્વાધીન થવા યોગ્ય છે! નિશ્ચિતરૂપમાં અમને બધાની સહાનુભૂતિ મળશે.

પરંતુ મેં વિચાર્યું કે કેવળ સત્યાગ્રહના શસ્ત્રથી જ અમને સ્વાધીનતા મળી શકશે નહિ. સત્યાગ્રહ કરવાથી સરકાર પર દબાણ જરૂર પડશે અને એના કાર્યમાં વિઘ્ન આવશે. કિંતુ એટલું કરવાથી સરકાર અમારી માગ પર ધ્યાન નહિ આપે. અમે લોકો વિચારી રહ્યા હતા કે કરવું શું? કઈ નવી પદ્ધતિ અખત્યાર કરવી? જે કંઈ થોડું થઈ શકે એમ હતું તે નવજવાનો બોંબ અને રિવોલ્વરથી કરતા હતા. અમે આ ક્રાંતિકારીઓના સંપર્કમાં આવ્યા. હું એમની શક્તિ પિછાનતો હતો. એ લોકો ઊંચી ભાવનાવાળા સાચા ક્રાંતિકારીઓ હતા, પરંતુ એમની આ શક્તિ અને આટલો ત્યાગ અમારી માતૃભૂમિને સ્વતંત્ર કરવા માટે પર્યાપ્ત નહોતાં.

શુ આયર્લેન્ડમા કે શુ હિંદમા પોતાના છૂટકારા માટે કોઈ પણ રાજદ્વારી કેદી બ્રિટિશ સલ્તનત સામે સફળ થયો નહોતો હુ એ પણ જાણતો હતો કે મેક્સ્વીની અને જતીનદાસ, સરકાર ઉપર એ પ્રમાણેનુ દબાણ લાવતા જતા મરણ પામ્યા હતા તોય મને તો લાગ્યુ કે મારે એક ઐતિહાસિક ધ્યેયની સિદ્ધિ કરવાની છે

જ્યારે મે મારો આ નિશ્ચય સરકારને જણાવ્યો ત્યારે અમલદારોમા ખળભળાટ મચી ગયો કારણ કે જેલમા મારુ મરણ જોવા તેઓ ઇચ્છતા નહોતા જેલ સુપરીન્ટેન્ડન્ટ આવ્યા અને આમરણાંત ઉપવાસ નહિ કરવાની મને વિનતી કરી એમણે કહ્યુ કે જો જેલમા બધા જ કેદી ઉપવાસ કરવા લાગે તો સરકારની ગતિમા રુકાવટ આવશે એમણે કહ્યુ કે જો જેલમા મારુ મૃત્યુ થશે તો તે માટે હુ જ જુમ્મેદાર ગણાઈશ. ૭ દિવસ સુધી ઉપવાસ ચાલુ રહ્યા તેઓએ મને જબરદસ્તીથી ખવડાવવાની ઇચ્છા કરી પરતુ મે તો જતીન્દ્રનાથ દાસની માફક મરી જવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો સાત દિવસ પછી સરકારી મકાનમા એક ગુપ્ત બેઠક મળી, કારણ કે મારા સ્વાસ્થ્ય માટેનો દાક્તરી રિપોર્ટ ઘણો જ ગભીર હતો તે લોકો કોઈ માર્ગ કાઢવા ઇચ્છતા હતા એક મહિના પછી મને ફરી ગીરફતાર કરવાનો વિચાર કરી એમણે મને જેલથી મુક્ત કર્યો મને ઠીક વખત પર આ મુક્તિ મળી ગઈ એ પછી ભાગી નીકળવાની કશી વ્યવસ્થા થઈ શકી અને હુ ભારતથી વિદાય થઈ ગયો

ને ત્યારથી જ ખાસ યાતના વિના સારીયે દુનિયા પર હુ ઘૂમી વળ્યો છુ ભારતવર્ષની સીમા ઓળગી ત્યાર પછીના મારા અનુભવો બહાર પાડવાનો સમય પાક્યો ચૂક્યો નથી, પણ હુ તમને એટલુ જણાવુ કે મારા પરિભ્રમણનો તમે જો ઇતિહાસ વાચો તો ઘડીભર તો એમ જ થાય કે શેરલોક હોમ્સની કોઈ નવલકથા તમે વાચી રહ્યા છો તમે શુ એમ માનો છો કે, બ્રિટિશ સલ્તનત ધણી ધારે કે એટલી જો શક્તિશાળી હોત તો હુ આખી દુનિયા ખૂદી શક્યો હોત ? ને એટલે જ તો બ્રિટિશ સત્તાધીશોને મે સભળાવી દીધુ છે કે હિંદમાથી બહાર નીકળી જતી વખત જે સત્તા મને રોકી શકી નથી તે, હુ ધારીશ ત્યારે મને હિંદમા પેસતા પણ રોકી શકશે નહિ

મિત્રો ! તમે સૌ જાણો છો કે ૧૯૨૨મા યુનિવર્સિટીના સર્ટીફિકેટો ફગાવી દીધા ત્યારથી હુ સ્વાતંત્ર્યની લડતમા સક્રિય ભાગ લેતો આવ્યો છુ છેલ્લા બે દાયકાની બધી જ ચળવળ કરી ચળવળમાથી હુ પસાર થઈ ચૂક્યો છુ આ ઉપરાંત હુ જાણુ છુ કે હિંદમા કે બહાર છૂપા ક્રાંતિકારી મડળો સાથે સબધો

રાખવાની શંકા આવવાથી કેસ ચલાવ્યા વિના જ મને જેલમાં ધકેલી દેવામાં આવ્યો છે,

જન્મભૂમિ છોડયા પછી મને ઘણા ઘણા અનુભવો થયા. બંને પક્ષનો રેડિયો-પ્રચાર હવે હું સાંભળી શકતો હતો.

જર્મન અધિકારીઓ દ્વારા મને અધિકાર મળ્યો હતો તે દ્વારા હું દુશ્મનોનો રેડિયો પ્રચાર સાંભળી શકતો. યુરોપના સમસ્ત મોરચા અને કિલ્લેબંધી જોવાનો પણ મોકો મને મળ્યો હતો.

હવે સવાલ એ હતો કે આવી સ્થિતિમાં ભારતની શી દશા હતી? ત્રણ ઉપાય હતા. (૧) યુદ્ધમાંથી અલગ રહેવું ને તટસ્થ નીતિ ધારણ કરવી (૨) બ્રિટનના શત્રુઓ પાસે જઈ સ્વતંત્રતાની ભીખ માગવી (૩) બ્રિટનના શત્રુઓ સાથે મળી યુદ્ધમાં ભાગ લેવો અને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની યોગ્યતા મેળવવી.

બ્રિટનના શત્રુઓને મળી યુદ્ધ કરવું અને બ્રિટિશ સામ્રાજ્યના વિનાશમાં ભાગ લેવાનું જ મેં મુનાસીબ ધાર્યું.

ભારતની અંદર સ્થિતિ ઘણી જ ચિંતાજનક હતી. બ્રિટનની વિરુદ્ધ ભારતમાં જે શક્તિઓ કામ કરી રહી હતી એનું સમર્થન કરવું અને એને પ્રોત્સાહન આપવાનું અમારું કર્તવ્ય હતું. ભારતની સમસ્ત જનતા બ્રિટિશ સરકારની વિરુદ્ધ હતી.

મારા વિચાર પ્રમાણે ભારતને આઝાદ કરનારી સેનાનાં બે કર્તવ્યો હોવાં ઘટે. સહુથી પ્રથમ અને મહત્ત્વનું તો એ કે બ્રિટન સામું લડી આપણી માતૃભૂમિ સ્વતંત્ર કરવી બીજું ભારતમાં એટલી બળવાન સેના તૈયાર કરવી કે કોઈ એક રાષ્ટ્ર અથવા સમસ્ત રાષ્ટ્રોની એકત્ર શક્તિના આક્રમણથી પણ ભારતની સદાસર્વદા એ રક્ષા કરી શકે.

મિત્રો, આપણે બધા યે જ વિચારવું જોઈએ કે ગુલામ નહિ રહીએ. ગુલામીની મજા હવે ચાખી ચૂક્યા છીએ. વિદેશી આક્રમણકારીઓથી આપણી માતૃભૂમિની રક્ષા કરવા માટે તમારી ફરજ છે કે દુનિયામાં સૌથી વધુ બળવાન સેના એકત્ર કરો યોગ્યતા અને સામર્થ્યનો સવાલ હોય તો હું તમને બતાવી દઉં કે ભારતી સિપાહી કોઈથી પાછળ પડી જાય એમ નથી. અમને ઉચિત શિક્ષણ અને અવસર નથી આપવામાં આવતાં. જ્યારે જ્યારે આ બે બાબત ભારતવાસીને પ્રાપ્ત થઈ છે ત્યારે એણે બતાવી આપ્યું છે કે એમનું ઘડતર કાચી માટીનું નથી.

કેવળ સૈનિક વિષે જ નહિ, પરંતુ રાજનીતિ, અર્થશાસ્ત્ર, વિજ્ઞાન, ને શરીરબળ વગેરેમાં અમે ભારતવાસીઓ કોઈથી ઉતરીએ એમ નથી હિંદીઓ આ

આસનમાં યોગ્ય છે, બલ્કે વધુ યોગ્ય છે. પરમાત્માએ એને એ રૂપમાં જ બનાવ્યા છે. દુનિયા પાસેથી આપણે ઘણું શીખવાનું છે અને શીખવા માટે આપણે તૈયાર છીએ. આ શિક્ષણ કુદરતી યોગ્યતા, સામર્થ્ય અને આત્મવિશ્વાસના બળ પર આપણે સેનાનું સર્જન કરી રહ્યા છીએ.

સેનાની સફળતા માત્ર સૈનિકના શિક્ષણ પર નિર્ભર નથી. ફ્રાંસનું ઉદાહરણ લો. ૧૯૩૯ સુધી ફ્રેંચ સેના દુનિયામાં સર્વશ્રેષ્ઠ મનાતી હતી અને વસ્તુતઃ એ સર્વશ્રેષ્ઠ હતી પણ. વિમાન, મોટી તોપ, વગેરે સાધનો એની પાસે ઘણાં હતાં. એ સિવાય ઉપરાંત એની રક્ષા માટે દુર્ભેદ્ય એવા કિલ્લાઓની હારોની હાર હતી. તો પછી આટલા ઓછા સમયમાં ફ્રાંસનું પતન કેવી રીતે થયું? એનું એ જ કારણ હતું. એમનામાં ભાવના (Spririt) નહોતી. ગયા મહાયુદ્ધ પછી ફ્રાંસના મગજમાં એક ફાંકો ભરાઈ ગયો હતો, જાણે શત્રુ હમેશ માટે જ પરાજય પામી ગયો છે. એટલે હવે તો બધાએ આરામ કરવો. પણ જર્મનીમાં આમ નહોતું. ત્યાં તો વેર લેવાના ઇરાદાનો નાશ ન થતાં એ રાષ્ટ્ર બદલો લેવાનું ને ગુમાવેલું મેળવવાનું વિચારી રહ્યું હતું. એ જ કારણે જર્મની સામે ફ્રાન્સને ભૂંડી હાર ખાવી પડી. ફ્રાંસની જનતા પોતાની ભાવના ગુમાવી બેઠી હતી. જ્યારે બીજે પક્ષે જર્મનો આ ભાવનાથી મસ્ત બની કૂચ કરી રહ્યા હતા. સેનાની સફળતા એને મળેલા સૈનિક શિક્ષણ પર પણ આધાર રાખે છે. આટુ ટાપુઓની રક્ષા કરનારા જાપાનીઓની ભાવના જુઓ. તેઓ જાણતા હતા કે સંખ્યામાં એમનાથી અધિક સેના પર તેઓ વિજય નહિ મેળવી શકે. તેઓ આસાનીથી શરણાગતિ સ્વીકારી શકતા હતા પરંતુ એમણે એમ ન કર્યું. એમ કરવું એમની માન્યતાઓની મર્યાદા-ગૌરવને અનુકૂળ નહોતું. ને ૨૦૦૦ સૈનિકોએ અંત સુધી લડતા લડતા પોતાના પ્રાણની ભેટ ચડાવી દીધી.

સ્ટેલિનગ્રેડના બહાદુર રક્ષકોની ચર્ચા પણ કરી લઉં. એક વેળા તેઓને દુશ્મનોએ ઘેરી લીધા. જર્મનોએ એમને શરણાગતિ સ્વીકારવાનું કહેવડાવી દીધું હતું. પરંતુ એમણે શરણાગતિ સ્વીકારી નહિ. લડાઈ જારી રાખી. સ્ટેલિનગ્રેડની રક્ષા કરનારાઓની ભાવના એવી પ્રબળ હતી.

આપણે આપણા સૈનિકોમાં પણ આ ભાવના ઉત્પન્ન કરવી જોઈએ. એક સિપાહી હાથ રણક્ષેત્રમાંથી પાછો ફરી જાય પણ એક અફસર એમ નહિ કરી શકે. એ એક જવાબદાર વ્યક્તિ છે. એવી જ જવાબદાર વ્યક્તિઓ દ્વારા સંચાલિત સેનાનો અંતમાં તો વિજય જ છે.

[ ૪ ]

## ચલો દિલ્હી ! ચલો દિલ્હી !

સુભાષબાબુનું ધ્યાન સૌથી વિશેષ પ્રમાણમાં આઝાદ હિંદ ફોજ ઉપર કેંદ્રિત થયેલું હતું. આટલા વર્ષોના અનુભવે એમને ખાતરી થઈ હતી કે ફોજ વિના હિંદની આઝાદી કલ્પનામાં જ રહી જશે. એમણે એ પણ જાણી લીધું હતું કે જાપાની અંતરાયોને દૂર કરવા હોય તો ફોજને વિશાળ અને બળવાન બનાવવી જોઈએ. એમણે બીજે જ દિવસે 'આઝાદ હિંદ ફોજ'ની કવાયત જોવાની ઇચ્છા બતાવી અને સિંગાપોરના ચોગાનમાં એક સ્વપ્ન શી રમ્ય અને છતાંયે સંગીન શી વાસ્તવિક સૃષ્ટિ રચાઈ ગઈ.

સુભાષબાબુની આજ્ઞા મળતાં જ બ્રિટનના કટ્ટર વિરોધી અને આઝાદીની ભાવનાથી રંગાયેલા ચુનંદા હિંદી સ્વયંસેવકોની આઝાદ હિંદ ફોજે હિંદમાંથી બે સૈકાના બ્રિટિશ રાજ અમલનું નામનિશાન ભૂંસી નાખવાનો અને બ્રિટિશરો સાથે યુદ્ધ જગાવીને, હિંદની સંપૂર્ણ આઝાદી પ્રાપ્ત કરવાની પ્રતિજ્ઞા લીધી છે એવી જાહેરાત, હિંદી સ્વાતંત્ર્ય સંઘના મુખીએ, આઝાદ હિંદ ફોજની રચના સંબંધે નિવેદન કરતાં કરી દીધી.

તે પછી મુખીએ હિંદી સ્વાતંત્ર્ય સંઘના વડા મથકેથી બહાર પડેલી યાદી વાંચી સંભળાવી અને પોતાના તરફથી નીચે પ્રમાણે નિવેદન કર્યું:

"તમે હમણાં હિંદી સ્વાતંત્ર્ય સંઘના વડા મથકેથી બહાર પાડવામાં આવેલી સત્તાવાર જાહેરાત સાંભળી છે: સંઘ તરફથી એક લશ્કર ઊભું કરવામાં આવ્યું છે, 'આઝાદ હિંદ ફોજ' અથવા 'ઇંડિયન નેશનલ આર્મી' નામે એ ઓળખાશે. અંગે એ પણ સંભળાયું છે કે આઝાદ હિંદ ફોજે હિંદના સંપૂર્ણ સ્વાતંત્ર્યના ધ્યેય પરત્વે વફાદાર રહેવાના સોગંદ લીધા

છે, અને તેના સૈનિકો, અને અમલદારોએ હિંદમાંથી બ્રિટિશરોને હાંકી કાઢવાના અને હિંદને હિંદીઓનું બનાવવા માટેના પવિત્ર કાર્ય માટે પ્રાણ સમર્પણ કરવાના શપથ સ્વીકાર્યા છે.

જગત સમક્ષ હું સ્પષ્ટ કરવા માગું છું કે 'આઝાદ હિંદ ફોજ' હિંદીઓએ જ ઊભી કરેલી સેના છે. એમાં હિંદી સ્વયંસેવકોના ચૂનંદા અને ચૂંટાયેલા માણસોને જ પસંદ કરવામાં આવ્યા છે. એમણે હિંદમાંથી બ્રિટિશરોને હાંકી કાઢવાની અને હિંદભરમાંથી બસો વર્ષના બ્રિટિશ રાજઅમલના તમામ નામનિશાનો નાબૂદ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. રગેરગ તેઓ બ્રિટિશ વિરોધી છે, આઝાદીની ભાવનાથી તેઓ પ્રેરાયેલા અને રંગાયેલા છે. તેમણે હિંદના સ્વાતંત્ર્યના ધ્યેય ખાતર પોતાનાં જીવન સમર્પણ કર્યાં છે. અંગત સુખસગવડો, એશઆરામ મોજશોખ, વિલાસ કે ધનદોલતની એમને લેશમાત્ર પરવા નથી. તેમના દિલમાં આઝાદીની આડે એવો કોઈ ખ્યાલ પણ નથી. એમનું જીવનસૂત્ર છેઃ "આઝાદી અથવા મૃત્યુ." મહાત્મા ગાંધીજીનું પણ એક જ સૂત્ર છેઃ 'કરેંગે યા મરેંગે.' હિંદની સંપૂર્ણ આઝાદીના ધ્યેય માટે તેઓ પ્રાણ પાથરવા થનગની રહ્યા છે.

બ્રિટનના આગમન પછી અને હિંદના ઇતિહાસમાં પણ પ્રથમ વાર ખરેખરૂં હિંદી અને ખરેખરૂં રાષ્ટ્રીય લશ્કર ઊભું કરવામાં આવ્યું છે આ આઝાદ હિંદ ફોજનું ધ્યેય માત્ર એક જ છેઃ હિંદમાંથી બ્રિટિશ સત્તા અને લાગવગનો નાશ કરવો અને હિંદુસ્તાનને હિંદીઓનું બનાવવું. મેં તમને આગળ જણાવ્યું તેમ આઝાદ હિંદ ફોજ સ્વયંસેવક પદ્ધતિના ધોરણે પસાર કરાયેલા ચૂનંદા હિંદીઓનું એક લડાયક દળ છે. આ ફોજના સૈનિકો સ્વાતંત્ર્યની ભાવના, જુસ્સા અને બ્રિટિશવિરોધી લાગણીથી સળગી ઉઠેલા છે. સમગ્ર આઝાદ હિંદ ફોજમાં બ્રિટિશ ભાવના વ્યાપેલી છે. હિંદની બુદ્ધિ–પ્રતિભાને અનુરૂપ એવા ધોરણે એની રચના થઈ છે, તેમ જ જ્યારે યુદ્ધની ઘડી આવી પહોંચે ત્યારે જે ક્રાંતિકારી યુદ્ધ લડવાની તેમની પાસેથી આશા રાખવામાં આવે છે તે સાથે એની રચના સુસંગત છે. આઝાદ હિંદ ફોજની તાલીમ પણ હિંદીઓનાં સાંસ્કારિક અને આધ્યાત્મિક વારસા અને હિંદની પ્રણાલિકા અનુસાર રાખવામાં આવી છે

આઝાદ હિંદ ફોજનો દરેકે દરેક સૈનિક જે નૈતિક અને આધ્યાત્મિક તાલીમ લઈ રહ્યો છે તેના પાયામાં તો ઉગ્ર બ્રિટિશવિરોધી જુસ્સો અને આઝાદીની ભાવના ભરેલાં છે. તેમની તાલીમ સવારથી રાત સુધી ચાલ્યા જ કરે છે.

સૈનિકો તરીકે સમગ્ર આઝાદ હિંદ ફોજ યુદ્ધમાં બ્રિટિશ વ્યૂહરચનાને તોડી પાડવા માટે કટિબદ્ધ થયેલ છે. એ માટે એ સંપૂર્ણ શસ્ત્રસજ્જ છે અને તાલીમ પામેલ છે.

આઝાદ હિંદ ફોજના સૈનિકો અને તેમના અફસરોનો ગણવેશ હિંદના સંયોગો બુદ્ધિ, પ્રતિભા અને ભાવનાને અનુરૂપ છે.

અંગ્રેજો તો હિંદમાં ' ' ભાગલા પાડો અને રાજ કરો ' ' ની નીતિ અનુસાર દરેક બાબતમાં વર્તે છે તેમ હિંદી લશ્કરમાં પણ તેઓએ આ જ નીતિ અજમાવી છે. લશ્કરમાં જાતિ, ધર્મ અને કોમકોમના ભેદ એમણે જીવતા રાખ્યા છે. " ભાગલા પાડો અને રાજ કરો " ની નીતિની ભયંકરતાનો બરાબર ખ્યાલ કરીને આઝાદ હિંદ ફોજના સર્જકોએ મૂળમાં જ એ નીતિ પર ઘા માર્યો છે. આ ફોજ કે જે ખરેખર રાષ્ટ્રીય ધોરણ પર રચવામાં આવી છે તેમાંથી ધર્મ, જાતિ અને વર્ગના ભેદભાવ નાબૂદ કરવામાં આવ્યા છે. આઝાદ હિંદ ફોજના ધાર્મિક ધોરણે વર્ગો પાડવામાં આવ્યા જ નથી. એના દરેક દરેક સૈનિકને એમ લાગે છે કે પોતે પહેલો હિંદી છે અને છેલ્લો પણ હિંદી જ છે. બ્રિટિશ રાજઅમલમાંથી હિંદની મુક્તિ એ એનું ધ્યેય છે. ઐક્ય, વિશ્વાસ અને આત્મભોગ એ એમનો મુદ્રાલેખ છે.

આઝાદ હિંદના સૈનિકો અને અમલદારો પર જે પવિત્ર કાર્યની જવાબદારી રહેલી છે એ માટે તેમને આધ્યાત્મિક રીતે તૈયાર કરવા માટે તેમને સાંસ્કૃતિક અને વિરામની પણ તાલીમ આપવામાં આવે છે. સ્પાર્ટનો જેવું સખત અને સાદું જીવન એ ફોજનું એક લક્ષણ છે, હિંદની સભ્યતા અને રીતરિવાજોને ફોજના સામાન્ય નીતિનિયમો અને સંચાલનમાં માનવંતુ સ્થાન આપવામાં આવે છે.

બ્રિટિશ સરકારે લશ્કરમાં અંગ્રેજી ભાષાને ફરજીયાત કરીને ઊભી કરેલી અરાષ્ટ્રિયતાના એકએક નામનિશાનને નાબૂદ કરવા તેમજ સૈનિકો અને અમલદારો વચ્ચે માન અને પ્રેમની મજબૂત ગાંઠ બાંધવા માટે છાવણીઓ અને રણક્ષેત્ર પર તેમની વચ્ચેની ભાષા અને વ્યવહારના માધ્યમ તરીકે હિંદુસ્તાનીનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

હું અહીં ફરીને બહુ જ ભારપૂર્વક જણાવવા માગું છું કે આઝાદ હિંદ ફોજ સંપૂર્ણ રીતે હિંદીઓની બનેલી છે અને એ હિંદીઓ માટે જ ઊભી થયેલી છે. એનું એક અને મુખ્ય કાર્ય પણ હિંદની સંપૂર્ણ આઝાદી હાંસલ કરવી એ છે. પરદેશીઓની કોઈ પણ દખલ કે અંકુશ વગરની હિંદની સંપૂર્ણ

સ્વતંત્રતા પ્રાપ્ત કરવા સંપૂર્ણ મદદ કરવાનું જાપાને વચન આપ્યું છે. અને આ વચન અનુસાર જાપાની લશ્કર અને આઝાદ હિંદ ફોજ વચ્ચેના સંબંધો બે સાથી લશ્કરો જેવાં છે."

સુભાષબાબુએ પ્રથમવાર જ્યારે પોતાને સલામી આપવા માટે આઝાદ હિંદ ફોજની ટુકડીઓ ઊભેલી જોઈ ત્યારે વાતાવરણમાં લાગણી અને ભાવનાના પૂર ઉછળી આવ્યાં. જેઓ એ બનાવ વખતે ત્યાં હાજર હતા તેમને તો હિંદી આઝાદીના યુદ્ધના કોઈ મહાન બનાવના પોતે સાક્ષી બનતા હોય એમ લાગ્યું હતું. ખુદ સુભાષબાબુ પણ આ ભાવનામાં તરબોળ બન્યા હતા. પોતાના જીવનમાં એ ઐતિહાસિક દિવસ હતો એમ તેમણે સૈનિકો સમક્ષ સ્વીકાર્યું હતું. તેમણે ભાષણ કરતાં જણાવ્યું કે 'અત્યાર સુધી આપણી આઝાદીના યુદ્ધમાં આપણને એક જ વસ્તુની ખોટ હતી અને તે બ્રિટિશો સાથે લડવા માટે સશસ્ત્ર દળોની. તમે દેશાભિમાની લડવૈયાઓ એ માટે મેદાને પડયા છો અને હિંદની સશસ્ત્ર દળની ખોટ તમે પૂરી પાડી છે, હવે આપણે સૌએ એક સાથે કદમ ઉઠાવવાના છે. આપણી જિંદગી કુરબાન કરવા તૈયાર રહેવાનું છે. અને આપણી માતૃભૂમિની આઝાદી પ્રાપ્ત કરવાની છે." એ જ વખતે આઝાદ હિંદ ફોજના સૈનિકોએ ખુશાલીના પડઘા પાડતા ત્રણ પોકારો કરીને શ્રી સુભાષચંદ્ર બોઝને હિંદની આઝાદી માટે કુરબાની કરવા વચન અને ખાતરી આપ્યાં.

એ ઐતિહાસિક પુરુષ અને લશ્કર વચ્ચેની આ પ્રથમ મુલાકાત હતી. જે લશ્કર માટે તેઓ વર્ષોથી સ્વપ્નાં સેવતાં હતા તેમનું અને ઐતિહાસિક પુરુષનું આ પ્રથમ મિલન હતું.

પૂર્વ એશિયાના હિંદી સ્વાતંત્ર્ય સંઘના પ્રમુખ તરીકે તા. ૫મી જુલાઈએ શ્યોનાનની સુપ્રીમની કચેરી આગળ પાડાંગના મેદાન પર આઝાદ હિંદ ફોજની કવાયત વખતે શ્રી બોઝે સલામી પણ લીધી. કવાયતના સમય કરતાં એક કલાક અગાઉ આઝાદ હિંદ ફોજની પ્રતિનિધિ સમી ટુકડીઓ પોતાનું સ્થાન લઈને ઊભી હતી. ખાખી ગણવેશ અને ટોપી ધારણ કરીને ચપળ દેખાતા શ્રી સુભાષચંદ્ર બોઝ આઝાદ હિંદ ફોજની બંદુકધારી અંગરક્ષક ટુકડી સાથે બરાબર સાડાદસ વાગે કવાયતના મેદાન પર હાજર થઈ ગયા હતા. લશ્કરે તેમને શસ્ત્રો નમાવી સલામી આપી અને બ્યુગલો ફુંકાયાં પછી પ્રમુખ મંચ પર ચડયા અને હિંદની આઝાદી માટે પોતાના પ્રાણના બલિદાન આપવ ની પ્રતિજ્ઞાબદ્ધ થયેલા સૈનિકોની કતારોની કતારોનું એમણે નિરીક્ષણ કર્યું. જ્યાં એકાદ કલાક પહેલા માત્ર ઘાસ દેખાતુ હતું ત્યાં જાણે ક્ષણભરમાં બેયોનેટોનું ગાઢ જંગલ

જાગી પડયું હતું. એ બેયોનેટો દેશાભિમાની હિંદી લડવૈયાઓના હાથમાં હિંદને ગુલામીમાં રાખી રહેલાં બ્રિટિશ બેયોનેટોના મુકાબલો કરવા માટે બોલાવેલી લાગતી હતી. આઝાદીની આ ફોજ જોઈ શ્રી. સુભાષચંદ્ર બોઝની છાતી અભિમાનથી ફૂલી ગઈ.

આગળ લશ્કરના વડાઓ ચાલતા હતા, પોતાના સૌથી વડા સલાહકાર શ્રી. રાસબિહારી બોઝની સાથમાં શ્રી. સુભાષચંદ્ર બોઝે લશ્કરનું નિરીક્ષણ કર્યું હતું. ત્યારબાદ તેઓ મંચ પર આવ્યા અને સૈનિકો અને અમલદારોને પ્રેરક સંદેશો આપ્યો: તેમના શબ્દેશબ્દે તાલબદ્ધ "આઝાદ હિંદ ફોજ ઝિંદાબાદ," "ઇન્કિલાબ ઝિંદાબાદ," "મહાત્મા ગાંધીજીકી જય," અને સુભાષબોઝકી જય."ના નારાથી હિંદી સૈનિકોએ પાડોશના મેદાનને ગજાવી મૂકયું. શ્રી. સુભાષચંદ્ર બોઝના ભાષણના પ્રથમ શબ્દોએ વાતાવરણમાં વીજળી ભરી દીધી "આઝાદીના હિંદી લશ્કરના યોદ્ધાઓ, મારા બિરાદરો" એવા સંબોધનથી તેમણે ભાષણની શરૂઆત કરતાં જણાવ્યું કે 'મારા જીવનનો ગર્વ અને અભિમાનનો આ દિવસ છે. સિંગાપોરનું આ રણમેદાન કે જે એક દિવસ બ્રિટિશ સામ્રાજ્યનો રણસ્તંભ હતો ત્યાં આ હિંદની આઝાદીના સૈન્યની કતારો ઊભી છે. આજે આપણે બ્રિટિશ સામ્રાજ્યની કબર પર ઊભા છીએ. હવે તો નાના બાળકને પણ ખાતરી થઈ ચૂકી છે કે એક વખતનું બળવાન બ્રિટિશ સામ્રાજ્ય ભૂતકાળની વસ્તુ બની ગઈ છે.

૧૯૩૯ના યુદ્ધમાં જર્મન સૈનિકોનો યુદ્ધનાદ હતો "ચલો પેરિસ ! ચલો પેરિસ !" ૧૯૪૧ના મલાયાના યુદ્ધમાં જાપાની યોદ્ધાઓના મુખમાંથી એક જ નાદ ગર્જતો હતો; "ચલો સિંગાપોર, ચલો સિંગાપોર" અને મારા બહાદુર સાથીદારો, અને સૈનિકો તમારો યુદ્ધનાદ છે "ચલો દિલ્હી ! ચલો દિલ્હી !" આ સાંભળી હિંદી સૈનિકો હર્ષઘેલા બની ગયા. તેમના ઉત્સાહની સીમા ન રહી. હર્ષનાદોથી મેદાન મિનિટો સુધી ગાજી રહ્યું.

શ્રી સુભાષ બોઝે આગળ બોલતાં જણાવ્યું: "તમારા રસ્તેના બંજે અને તમારું લોહી વહેવડાવીને તમારે આઝાદી પ્રાપ્ત કરવાની છે. હિંદ જ્યારે સ્વતંત્ર થશે ત્યારે તમારું બીજું કાર્ય આઝાદ હિંદમાં લશ્કર ઊભું કરવાનું રહેશે અને એની મુખ્ય ફરજ સદાને માટે હિંદની આઝાદીનું રક્ષણ કરવાની રહેશે."

અમલદારોને ઉદ્દેશીને બોલતાં જણાવ્યું: "યાદ રાખજો કે અમલદારો ધારે તો લશ્કરને નવું જીવન આપી શકે છે અને ધારે તો છિન્નભિન્ન પણ કરી શકે છે. એ પણ યાદ રાખો કે બ્રિટિશરોએ સંખ્યાબંધ મોરચાઓ પર

માર ખાધો છે એનું મુખ્ય કારણ એના માનુની અમલદારો છે. સાથોસાથ આ વસ્તુ પણ ખ્યાલમાં રાખજો કે તમારામાંથી જ આઝાદ હિંદના લશ્કરનું વરિષ્ઠ વ્યૂહયોજક મંડળ ઊભું થવાનું છે. આપણું લશ્કર પુરાણી ખ્યાતિવાળા દિલ્હીના લાલ કિલ્લા તરફ જ્યાં સુધી વિજય કૂચ નહિ કરે ત્યાં સુધી તે જંપીને બેસશે નહિ. આપણું સૂત્ર છે, " ચલો દિલ્હી ! ચલો દિલ્હી !" સૂત્ર એશિયાના ત્રણ લાખ હિંદીઓનું સૂત્ર આજ રહેવું જોઈએ.

આ મહાન કાર્ય માટે હું ઓછામાં ઓછા ૩૦૦૦૦૦ સૈનિકો અને ૩ કરોડ ડૉલરની આશા રાખું છું. ૧૮૫૭ના હિંદના પ્રથમ સ્વાતંત્ર્ય યુદ્ધમાં બહાદુર ઝાંસીની રાણીએ વાપર્યાં તેવા શસ્ત્રો વાપરી શકે એવી, મૃત્યુને પડકારતી હિંદી સ્ત્રીઓની એક સેના પણ માગું છું.

માદરેવતનના આપણા ભાઈઓ અતિ વિકટ સંક્રાંતિ કાળમાં આવી પડ્યા છે ને એક બીજો યુદ્ધ મોરચો શરૂ થવાની જરૂર છે. પૂર્વ એશિયામાં મને સંપૂર્ણ સંગઠન આપો ને બીજા મોરચા માટે હું તમને વચન આપુ છુ."

હિંદની આઝાદીના લશ્કરના સૈનિકો અને અમલદારો પર આ પ્રેરક પ્રવચનની ભવ્ય અસર પડી.

ભાષણ સમાપ્ત થયા બાદ કૂચ કદમ કરતા આઝાદ હિંદ ફોજના સૈનિકોની સલામી લીધી. આઝાદીના આ હિંદી યોદ્ધાઓના સરઘસમાં મોખરે હાથમાં ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ગર્વભેર ફરકાવતી યાંત્રિક ટુકડી ચાલતી હતી એની પછી પાયદળ લશ્કર ચાલતું હતું. એમની ચાલમાં ચપળતા હતી. એમનાં મસ્તકો ઉન્નત દેખાતાં હતાં. દિલમાં માતૃભૂમિની આઝાદીને કાજે પ્રાણ હોમી દેવાની તમન્ના હતી-તેમની છાતી ગર્વ અને આત્મશ્રદ્ધાથી ફૂલેલી જણાતી હતી. તેમનામાં ઊંચનીચના કોઈ ભેદભાવ દેખાતા ન હતા. એમનાં મોં પર હિંદીઓ હોવાની ભાવના અને જુસ્સો તરવરતાં હતાં. કાનમાં આઝાદીનો એક જ રણકાર ગુંજતો સંભળાતો હતો.

એ વખતે સૂર્યના ઝગઝગતા પ્રકાશમાં શ્રી. સુભાષચંદ્ર બોઝની હાજરીમા જાપાનના વડાપ્રધાને પણ હિંદના આઝાદીના લશ્કરની કવાયતનું દર્શન કર્યું હતું. વડાપ્રધાન ટોજોએ જાપાની પ્રજા અને સરકારને નામે હિંદને સંપૂર્ણ અને તમામ પ્રકારની મદદ આપવાનું ગંભીર અને પવિત્ર વચન આપ્યુ હતુ અને એનું વારંવાર પુનરુચ્ચારણ કર્યું હતું.

[૫]

## નવજાગૃતિનાં દર્શન

સુભાષબાબુની પહેલી જાહેરસભાનું વર્ણન સિંગાપોરથી પ્રગટ થતા 'આઝાદ હિંદ'માં, ભાષા હિંદુસ્તાની અને લિપિ રોમન (અંગ્રેજી)માં, છપાયું છે તે અહીં ઉતાર્યું છે. 'હિંદી આઝાદ સંઘ'ની પ્રવૃત્તિને વેગ આપવાના કેવા પ્રચાર પ્રયત્નો થતા હતા તેનો આ એક નમૂનો છે. 'આઝાદ હિંદ' આપણે ત્યાં પ્રસિદ્ધ થતા દૈનિક વર્તમાનપત્ર જેવડું ૭ થી આઠ પાનામાં પ્રગટ થતું હતું. એનો નમૂનો, અન્યત્ર આપેલી તસ્વીરો ઉપરથી જોઈ શકાશે. હિંદી સૈનિકોને અંગ્રેજો તરફથી રોમન લિપિ શીખવવામાં આવી હતી. 'આઝાદ હિંદ સંઘે' તેનો પૂરો લાભ ઉઠાવ્યો.

સભાનો સંપૂર્ણ અહેવાલ અહીં હિંદુસ્તાની ભાષામાં એટલા માટે રજૂ કર્યો છે કે એનું જોશ જળવાઈ રહે અને વર્તમાનપત્રનો પૂરો ખ્યાલ પણ પામી શકાય. (વધુ માટે તસ્વીરો જોવી) અહેવાલના અંત ભાગમાં લોકોએ આપેલા દાનની વિગતો પણ મળે છે.

પત્રનું મથાળું આવું છેઃ

**કૌમી પરવાનોં કી 'સુભાષ દર્શન' કે લિયે બેકરારી બરસાત શુરૂ હો જાને કે બાવજૂદ ભી તમામ લોગ નેતાજીકી તકરીર બા-આરામ સુનતે રહેઃ**

**નેતાજીકી તરફસે તીન લાખ હિંદી ફૌજ કા મુતાલીબા.**

શુક્રવાર કો શામકે વખ્ત સ્યોનાનમેં મ્યુનિસિપલ ઓફિસકે સામનેવાલે બડે મયદાનમેં હિંદુસ્તાનીઓંકા એક બહુત જબરદસ્ત પબ્લિક જલસા હુઆ. ઐસા બડા પબ્લિક જલસા શાયદ હી કભી પૂર્વ એશિયામેં હુઆ હો. હમારે નયે નેતાજી શ્રીયુત સુભાષચંદ્ર બોઝ (જિન્હોને હમારી લહર–એ–આઝાદીકી

આગેવાન અભી અભી સંભાલી હૈ ) કે ઇસ પબ્લીક જલસેમેં એક દફા ફિર પતા લગ ગયા હૈ કિ હિંદુસ્તાન સે બાહર રહેનેવાલે હિંદુસ્તાની ઉનકી રહનુમી મેં લડને ઔર અપને વતનકો આઝાદ કરવાનેકે લિયે મર મીટનેકો તૈયાર હો ચુકે હૈ !

ઇતને બડે મયદાનમેં ઔર મ્યુનિસિપલ ઓફિસ કે સામને યહ મંઝાર ઐસા સુહાવના થા કિ જિસ કિસીનેભી ઇસે શુકરવારકી શામકો દેખા હોગા વહ તો ઝીંદગી તક ઇસકો નહીં ભૂલેગા. પ્લેટફોર્મ પર હિંદુસ્તાનકી એક બહુત બડી તસ્વીર ફૂલોંસે આરાસ્ત કી હુઇથી ઔર મહાત્મા ગાધીજીકી એક બડી તસ્વીર ભી વહાંકે નઝારે કી ખુબસુરતીકો ચાર ચન્દ લગા રહીથી. ઇસકે સાથ સાથ હી વહાં યહ અલ્ફાઝ લિખે હુએ થે " હમ અપને નેતાજી શ્રીયુત સુભાષચંદ્ર બોઝકા સ્વાગત કરતે હૈ."

ઇતને બડે મયદાનમેં જિધરભી નજર મારો ઉધર ઇન્સાન હી દિખલાઇ દેતાથા ઔર બડે બડે જાપાની ઔર ત્રિરંગી હિંદુસ્તાની કૌમી ઝંડે મ્યુનિસિપલ હોલકી દિવારોં પર લગે હુએ થે. ઇસ તરફ સ્ટેશન મેં પહલી દફા પબ્લીકકે સામને આતે વખ્ત, હમારે નેતાજી પર ઇસ બાતકા બહુત હી જ્યાદા અચ્છા અસર પડા.

ઇસ જલસે મેં હર મઝહબ ઔર મિલ્લત કે હિંદુસ્તાની આયે હુએ થે ઔર ઇનમેં હર એક મઝહબ ઔર ચર્ચાકે આદમી શામીલ થે. યહ સબ લોગ જલસેકી કારવાઇ શુરુ હોનેસે કઇ ઘટે પહલે મ્યુનિસિપલ ઓફિસ કે સામનેવાલે મયદાનમેં ઇકઠ્ઠે હો ગયે થે.

ઇસ કે બાદ લોગોં કે જથ્થે કે જથ્થે સ્ટેશન કે મુખ્તલીફ હિસ્સે કારો, મોટર લોરીઓં ઔર સાયકલોં પર આને લગે. બાકી કે હિંદુસ્તાની પેદલ હી આયે.

ક્રિકેટ કલબકી તરફ ઇતને બડે મયદાન કા આધા હિસ્સા આઝાદ હિંદ ફૌજ (ઇન્ડીયન નેશનલ આર્મી) કે લશ્કરોં સે ભરે પડે થે !

ઇસકે બાદ હમારે નેતાજી શ્રી, સુભાષચંદ્ર બોઝને દર્શન દિયા. આપને એક લંબે સફેદ કોટ જીસકે બટન ગરદન તક લગે હુએ થે (અચકન) ઔર ઉસી રંગકા એક પાયજામા પહના હુઆ થા. આપકે શર પર ગાંધી ટોપી ઝીનત દે રહી થી. હાલાંકિ આપ પીછલે કુછ અરસે સે ખાસ દૂર પર સ્ટેશન મેં પહુંચને કે બાદ બહુત બડે પ્રોગ્રામ મેં મશગુલ રહે હૈં. ફિર ભી આપકી સહત અચ્છી દિખલાઈ દેતી થી. હમારે નેતાજી કો દેખતે હી હઝારોંને ખુશીકી

પૂર જોરમે નારે લગાએ. હિંદુસ્તાનીઓકી ખુશદિલી કે યહ નારે આસમાન તક સુનાઇ દે રહે થે. હજારોં હિંદુસ્તાની લોગોંને, જો બડી દેર સે ઇન્તઝાર કર રહે થે, નેતાજી કે દર્શન કે લિયે અપની ગરદન ઉઠાઇ. ચારોં તરફ હવા મેં 'સુભાષ બોઝકી જય' કે જોરસે નારે ગુન્જ રહે થે. ઇસ જલસે મેં હિંદુસ્તાની મરદાં ઔર બચ્ચોં ને ખૂબ હિસ્સા લિયા. ઇનિમેં સે બહુતસે લોગ તો મલાઇ કે મુખ્તલીફ હિસ્સોં મે ભી ઝિયારત કરને કે લિયે આયે થે તાકિ વોભી ઇસ તરહ કે મૌકે પર હાજીર હો સકેં।

ઇન સબ સિધે સાદે હિંદુસ્તાની મરદાં, ઔરતોં ઔર બચ્ચોંને સુના થા કિ ઉનકે હરમાન પ્યારે નેતાજી સુભાષચંદ્ર બોઝ ટોકિયો મેં પહૂંચ ગયે હૈં ઔર વો શ્યોનાન મેં આયેંગે ઇસલિયે ઇન સબ હિંદુસ્તાનીયોંને પક્કા ઇરાદા કર લિયા થા કે હિંદુસ્તાન કી ઇસ અદ્ભુત વ્યક્તિ કે 'દર્શન' કરને કે લિયે જરૂર ઇસ જલસે મેં હિસ્સા લેગે.

હિંદુતાનીઓં કે દીલી જોશ કા તો ઇસી બાતસે હી અન્દાઝા લગાયા જા સકતા હૈ કિ હિંદુસ્તાની દેવિયાં ભી ઇસ જલસે મેં બહુત તાદાદ મેં શામીલ થીં. ઉનકે બાજુઓં પર અપને નૌખેઝ બચ્ચે થે ઔર યહ માતાયેં બારીશ હોને કે બવજુદ ભી અપને નરમ બચ્ચોં કે લિયે ઉસી તરહ અપની જગહ પર બૈઠી રહીં।

ઇસ હિંદુસ્તાની માતાઓં કે દિલોમે કૌમી પ્યાર ઇતના સમાયા હુઆ થા કિ ઉન્હોને અપને બચ્ચોં કો બારિશસે બચાનેકા કમ જયાદા જરૂરી ન સમઝા ઔર સિર્ફ અપની સાડીકા થોડા સા કપડા નૌખેઝ બચ્ચોં કે મુંહ પર દે દિયા.

આખીરકર થોડી સી માતાએં ઉસ દિવાર કે પાસ ચલી ગઇ. જહાં કિ હમારે નેતાજી ખડે તકરીર કર રહે થે। યે વહાં ઇસ લિયે ખડી રહી થીં કિ વો અપને નેતાજીકે દર્શન અચ્છી તરહ કર સકેં। ઇનકી યહ ખ્વાહિશ ઉસ વક્ત ઔર ભી જયાદા પુરી હો ગઇ જબ કિ હમારે નેતાજી મીટીંગ કે ખત્મ હોને કે બાદ ઉનકે પાસ સે ગુઝર કર અપની કાર મેં બૈઠને કે લિયે ગયે.

જબ હમારે નેતાજી જાને લગે તો યહ ઔરતેં ઔર બચ્ચે સુભાષજીકી કાર કે ઇર્દ-ગીર્દ ઇકટ્ટે હો ગયે ઔર દોનોં હાથ જોડ કર અપની ફરમાન બરદારી જાહિર કી.

પ્લેટફોર્મ પર જો સાહિબાં બૈઠે હુવે થે ઉનમેં બડે બડે નિપન અફસર, આઝાદ હિંદ ફોજ કે ડાયરેકટર ઑફ મીલીટરી બરો, આર્મીકમાંડર. પૂર્વ

એશિયા કે મુખ્તલીફ હિસ્સોં કે ડેલીગેટ,શ્યોનાન કે મશહુર શહરી લોગ ઔર લીગકી ઔરતોં કી રેજીમેન્ટ કે લીડર થે.

હમારે નેતાજી શામકે ઠીક સાઢે ૭ બજે આયે. ઉનકે સાથ કર્નલ જે. કે. ભોંસલે, ડાયરેક્ટર ઓફ મિલિટરી બ્યુરો આઝાદ હિંદ ફૌજ કે કમાન્ડર લેફ્ટનન્ટ કર્નલ ગીલાની ઓર મીસ્ટર એ. એ. લપ્પા થે.

આપ આતે હી કૌમી ઝંડે તલે જમા હુએ ઔર ઝંડે કો સલામી દી તબ હમારે નેતાજી શ્રી સુભાષચંદ્ર બોઝને આઈ. એન. કી ગાર્ડ ઓફ ઓનર કા મુઆયના કિયા: ઇસકે બાદ આપ રોસ્ટ્રમ પર વાપસ ચલે ગયે ઔર અપની કુર્સી પર જલવા અફરોઝ હો ગયે. હજારોં કે 'સુભાષ બોઝ કી જય' કે નારોંસે આસમાન ગુંજ રહા થા, ઇસકે બાદ રામકિષ્ણુ મીશન સ્કૂલ કી ડિવિઝનને ફૂલો કી બારીશ સે આપ કા સ્વાગત કિયા. ઉન દેવીઓં મેં સે એક ને નેતાજી કો ફૂલોં કી માલા પહનાઈ ઔર બાકી ને નેતાજી પર રંગ બી રંગ કે ફૂલ બરસાયે। નેતાજી ઇસ સારે અરસે મેં ખડે રહે ઇસ કે બાદ આઝાદ હિંદ સભા કી જાપાન, મન્ચુકુઓ, થાઇલેન્ડ, બર્મા, સુમાત્રા, જાવા, બોરનિયો, શાંગહાઈ, હોન્ગકોંગ, મલાઈ ઔર શ્યોનાન વાલી શાખાઓ કે નુમાઇન્દોં કે વફદો ને નેતાજી કે સામને અપની વફાદારી કી હાલફ ઉઠાઈ ઔર આપકો સલામી પેશ કી નુ માઇન્દોં કી તરફ સે નેતાજી કો ફૂલોં કે હાર પહનાયે ગયે. ઇસ વખ્ત હર તરફ તાલિયોં ઔર નારોં સે આસમાન ગુંજતા માલુમ દેતા થા.

પૂર્વ એશિયામેં આઝાદ હિંદ લહર કે પિતા, શ્રીયુત્ રાસબિહારી બોઝ જો કિ ઇસ વખ્ત નેતાજી કે મશીર-ઇ-આલા હૈં જિરી ખાસ મશગુલીઆત કી વજહ મે તશરીફ ન લે સકે, લેકિન, અપને જલસે પર એક પૂર અસર પયગામ ભેજા. આપ કે પયગામ કો મલાઈ શાખા કે પ્રધાન શ્રી. જે. એ. થીવીને હાઝીરોં કે સામને પઢકર સુનાયા. અપને પયગામમેં શ્રી. રાસબિહારી બોઝનેર આલમે રોશન, અપને જનાશીન હમારે નેતાજી કો અપની તરફમે વાલવાલા એન્ગેઝ ખારાજ-ઇ-તહસીન અદા કિયા. આપને કહા.

"આપકા (નેતાજીકા) સાની કોઈ દૂસરા સખ્સ નહીં જિસ ને કિ હિંદકી જંગ-એ-આઝાદી કે લિયે આપસે બઢ કર કુરબાનીયાં દી હોં ઔર તકલીફેં બરદાસ્ત કી હોં. આપકી મીસલ કોઇ ઔર ઐસા સખ્સ નહીં હૈ જિસને કિ હિંદ કી જંગ-એ-આઝાદી મેં ફતહ હાંસીલ કરને તક લડને કી ખાતિર

આપમેં બઢકર અતલ હૌસલા ઔર અનર હમ્તે બન્દ ગયે હો, આપકી મેનીન્દ કોઇ ઔર ઐસા સખ્સ નહીં દે જિસકા કી કર્મત ને દિંટ કિ ઇસ જંગ-એ-આઝાદી મેં આપ જૈસે ઝલઝલા ખેઝ કૌવત ઔર "કામ કર ને યા લડ માર ને" કી સ્પિરિટ બતાઈ હો."

આપકે ઇસ ખરાજી તાકતી પર મયદાન મેં જમા હુએ હજારોં શહરિયોં ઔર સિપાહીઓ ને મારહબા ઔર આફરિન કે નારોં મે આસમાન-મે એક ગુંજ પેદા કર દી. આગે ચલકર શ્રી. રામબિહારી બોઝ ને અપને પયગામમેં કહા "આજ આપ શ્રી. સુભાષ બોઝ કી ઇજ્જત અફ઼ઝાઈ કે લિયે ઇસ બડે જલસે પર જમા હુએ હૈં, લેકિન મુઝ યહ બાત કહને કી ઇજાજત દી જાય કિ આપ ઉનકી સબમે બડી ઇજ્જત ઔર અપની માદર-એ-વતન કે લિયે સબસે બડી ખીદમત આપ શ્રી. સુભાષ બોઝ કી પૈરવી કરકે હી કર સકતે હૈ...ઉનકી મૈદન-એ-જંગમેં ઉનકી તકલીફોં ઔર કારોમેં હિદીઓ ઔર આઝાદી કે પરવાનો કે સાથ જીન કી ખુશી મનાના.'

આપકે પયગામ કે ઇસ હિસ્સે કા પઢના જોશ-ઓ-ખરોશકે બે નજર મુઝાહીરે કી નિશાની થા. સારે અંજુમન ને જોશ મે ઉછલ ઉછલ કર 'સુભાષબોઝ કી જય' કે નારે લગાયે. ઇસ તરહ પૂર્વ એશિયા કે હિંદીઓં ને નેતાજીકા પુર ખ્લુસ સ્વાગત કરકે અપની ખુશીકા સચ્ચા સાબુત દિયા ઔર અવામ-ઉલ-નાસ કે સામને ઉસકી રહનુમાઈ મે અપને પુખ્ત ભરોસા ઔર આઝાદી કી મંઝીલ તક ઉસ કે પીછે ચલને કે લિયે રઝામન્દી કા ઇઝહાર કિયા.

નેતાજી તાલિયો કી ગુંજકે સાથ ઉઠે ઔર આપ ને જલસે કો પહલે અંગ્રેજી મેં ખીતાબ કિયા, જિસ કા કેહ તરજુમા શ્રી. એમ. કે. ચીદામબરામને તામીલ મેં કિયા, ઔર ફિર આપ હિંદુસ્તાની મેં બોલે.

મયદાન મેં જમા હુએ ૫૦ હજાર મર્દ, ઔરતે ઔર બચ્ચે નેતાજી કે હર લબ્ઝ કો ઇસ ગૌર ઔર ખામોશીસે સુન રહેથે કિ પતા તક હિલનેકી આવાજ ભી સુનાઈ દેતી થી.

નેતાજી કે અંગ્રેજી ઔર હિંદુસ્તાની ખિતાબ ઔર ઉસકે તામીલ તરજુમા પર હાઝીરોં ને ખુબ ના લગાયે ઔર તાલિયા બજાઈ. ઉસ વખ્ત તો હજારોં કે જોશ કી હદ હી હો ગઈ જબકે નેતાજીને ફરમાયા કે જ દ હી બરતાનિયા કે ખિલાફ હિંદુસ્તાન કે બાહર દૂસરે મહાઝ-ઇ-જંગ ખેલા જાયગા

આપકી તકરીર સે ભી બઢકર આપકે લબ્ઝોં કે રુહ સે ભરે હુએ જોશ, આપકે અસર અંદાજ લહઝી તકરીર ઔર હિંદકી જંગ-ઇ-આઝાદી મેં અનમ વિશ્વાસ ને તો હઝારોં કે તન બદન મેં જોશ કી આગ હી જલા દી.

મિહવારી તકતોં કી હિંદ કી આઝાદી દેખનેકી સચ્ચી ખ્વાહેશ પર બાર બાર જોર દેતે હુએ નેતાજીને ફરમાયા. "અગર કિસી કો જાપાન ઔર મિહવારી તખ્તોં કે રવૈયાકી બાબત જરા ભારશક હૈ તો મૈં ગેર મશકુબ સાબુતોંસે ઉસે યહી દીલા સકતા હૂં કિ હમારે દેશ ભાઇઓંકે અલાવા આજ વહ ઇસ દુનિયામેં હમારે બેહતરેં દોસ્ત હૈં ! ઇસસે બઢકર મૈં આપકો મુજ પર યકીન રખને કે લિયે કહતા હૂં, મેરે દુશ્મન ભી મુજ પર યહ ઇઝમ નહીં લા લગા સકતે હૈં. મૈં અપને દેશ કે મુફ્ત કે ખીલાફ કૂચ કર શકતા હૂં. અગર બર્નાન્વી સરકાર મેરે ઇખલાક હો નહી ગીરા સકી, મુઝે ધોકા ન દે સકી ઔર મુઝે અપને દામોં કે જાલ મેં ન ફ્રમા સકી તો દુનિયાકી કોઇ તાકત ઐસા નહીં કર સકતી." આપને નેતાજીમેં આપને ઇતમદ કે યકીનકા ઇઝહદ કરને કે લિયે ઇન અલ્ફાઝ પર હઝારોંને આસમાન ગુંજા દેને વાલી તાલીયાં ઔર ગર્જાને વાલે નારે લગાયે. લોગોં મેં જોશ કી કોઇ ઇન્તીહા ન થી. હમારે નેતાજીને યહ અલફાઝ કહેઃ "આપ પુર્વ એશિયામેં રહનેવાલે ૩૦ લાખ હિંદુસ્તાની અબ-મહસુસ કરેંગે કિ વખ્ત આ ગયા હૈ જબકિ આપ અપને સબ કૂછ પાની આદામ શક્તિ ઔર નકદીકો ન્યોચ્છાવર કરદેં. નીમ ઇરાદગી સે કુછ નહીં હોગા. મૈં ચાહતા હૂં કિ સબકુછ કુરબાન કર દિયા જાય. ઇસસે કમ કુછ નહીં. કયોં કિ હમ કો હમારે દુશ્મનોંને કઇ દફા બતલા દિયા હૈ કિ જંગ મુકમ્મિલ જંગ હય" નેતાજીને કહા કિ યહ અપને આપકો કુરબાન કરનેકા તરીકા હૈ. યહ હૂકમ ઉસી મ્યુનિસિપલ ઓફિસકી સીડયોંસે દિયા ગયા યહાંસે પહલે કંઇ દફા બાદશાહોંકે તુમૈન્દો ને હૂકમ દિયા હૈ. નેતાજને આગે ચલકર કહા "આજ આપ અપને સામને હિંદુસ્તાનકી આઝાદ ફોજ યાની ઇન્ડિયન નેશનલ આર્મી દેખ રહે હૈં. જો કિ હિંદુસ્તાનકો આઝાદ કરને કે લિયે તૈયાર કી ગઇ હૈ ઉન્હોંને ઇસી પાદાંમે કુછ હી દિન પહેલે રસ્મિ પરેડ ભી કીથી. ઉન્હોંને ઉસ દિન વાદા કિયાથા કિ વો તબતક આરામ નહીં લેંગે જબ તક કિ વો લાલ કિલ્લા દિલ્હી કે સામને પરેડ નહીં કરેંગે. ઉનકા યહ નારા હોગા "ચલો દિલ્હી, ચલો દિલ્હી" નેતાજીને કહા કિ આપકા નારા હોના ચાહિયે સબકુછ કુરબાન."

ઇસ વખ્ત શુરુ હો ગઇ. ૫૦,૦૦૦ કા હાજુમ બરસાત મેં ઉસી તરહ સુનતા રહા, લેકિન ઉનકા જોશ થોડા બહુત ભી થંડા ન પડા ઔર નેતાજીને ભી આપની તકરીર કો બરસાત મેં ઉસી તરહ જારી રખ્ખા. ઉન્હોને જારી

રખને હુએ કહા "મૈં ચાહતા હૂઁ ૩ લાખ ફોજ તૈયાર કી જાય ઔર તીન કરોડ ડોલર ઇકઠ્ઠે કિયે જાય"

હિંદુસ્તાની ઔરતોંને પહલી દફા હમ હિંદુસ્તાનકે બહાદુર નેતાજી કે સ્ટેશનમેં તકરીર સુની હોગી, મૈં યહ ભી ચાહતા હૂઁ કિ હિંદુસ્તાની બહાદુર ઔરતોંકી એક 'લક્ષ્મીઝાંસીવાલી' જમાત બનાઈ જાય જો કિ અપની તલવાર કે જૌહર ઉસી તરહ દિખાને જિસમેં કિ ઝાંસી કી રાનીને ૧૮૫૭કી જંગ-ઇ-આઝાદી મેં દીખલાયે થે" હજારો હી નૌજવાન, બુડ્ઢે, અમીર ઔર ગરીબ ઔરતોંકે મર્દોને નેતાજી કો જરુર મોહ લિયા હોગા ઉનકી ઇસ માંગ કા દિલી જવાબ જો કિ હજુમને દિયા કાફી સાબુત હૈ કે હમારી ઔરતેં ભી અપને પુરુષોં કે સાથ વક્ત પડને પર સબ કુછ કુરબાન કરને કો તૈયાર '

લેકિન અભી યહ તકરીર અપની ઇન્તીહા પર નહીં પહુંચી થી નેતાજીને અપની તકરીર કે ખાતિમા પર પુછા "આપમેં સે કિતને આદમી બરતાનિયા કો હિંદુસ્તાનમેં નીકલા દેખના ચાહતે હૈ '' ૫૦,૦૦૦ કે હજુમને જવાબ દિયા "સબ"

ઉસ વખ્ત લોગો મેં બેહદ્દ જોશ થા ઔર લોગ 'ઇન્કિલાબ ઝિંદાબાદ, સુભાષ બોઝ કી જય" કે નારે લગા રહેથે, ઔર યહ નારે દો મિનિટ કે લિયે ઇસી તરહ જારી રહે જબ તક કિ નેતાજીને ઉનકો એક ઔર જરુરી સવાલ પુછા.

"કિતને આપમેં સે અપને સબ કુછ યાની ઝિંદગી તક કુરબાન કરનેકો તૈયાર હૈ, તાકિ બરતાનિયા ઔર ઉસકે સાથીઓ કો હિંદુસ્તાન સે નિકાલ દિયા જાય."

સારે ૫૦,૦૦૦ આદમીઓને એક અવાજ હો કર જવાબ દિયા. "સબ" ઇજલાસ કે ખાતિમા હોને સે પહલે નેતાજીને બતલાયા કી ઉન્હોને કુછ મિનિટ પહલે હી અપીલ કીથી ઔર અબ ઉન કે પાસ કઇ ચેક ભી પહુંચ ગયે હૈં જીન મેં ચંદ એક યહ હૈં સિન્ધી મરચન્ટસ એસોસિયેશન કી તરફસે ૧૦૮,૦૦૧ ડોલર મીસ્ટર હરદયાળસિંહ (મેસર્સ જીઆનસિંહ એન્ડ કો) ૧૦૦,૦૦૦ ડોલર. બી. જે મોતીવાલા એન્ડ કો ૨૦,૦૦૦ ડોલર. શ્રી પી. આર. સી. ટી ચિત્તમથામ ચેટિયર ૧૫૦૦૦ ડોલર: શ્રી શન્મુગમ ચેટિયર (જીમને કિ પૂર્વ એશિયા કી કોન્ફરન્સ પર ૪ જુલાઈ કે દિન 'હોલ' તક નેતાજી કાર ચલાઇથી) ૧૦,૦૦૦ ડોલર.

આ જ પત્રમા પ્રસિદ્ધ થયેલા એક નાના લેખનો રોમન લિપિનો નમૂનો અને તેનું હિંદુસ્તાની અહીં આપ્યું છે —

## Qismat Ki Nairangiyan

Hamare Neta Sjt. Subhas Chandra Bose aur Azad Fauj jo kabhi khwab thi aj hamare Samne asli rup men hai.

Hindustan ki quismat ne apna rukh badla aur Sjt. Subhas Bose dushman ki aukhon men dhul dal azadi ki khatir Germany men pahunche gaye Ap wahan mauke ki intizar men Hind ki Azadi ke lie kari mehant se kam karte rahe. Isi arse men pichhle sal 15 February ko aj se taqriban derh sal pahle quismat ne purbi Asia ko Anglo-American bandhanon se nijat dila di aur yahan par Indian Independence League aur Azad Hind Fauj ki buniyad par gayi.

Us waqt hamare Netaji Sjt. Subhas Bose Germany men the aur hamari Fauj Malai men. Netaji Germany men Hindustan par charhai karne ki koshish men lage hue the aur hamari Fauj Malai men.

Qismat ne apna rukh phir badla aur Hindustan ke Sachche dost Nippon aur Germany ki badaulat hamare Netaji, hamare sherdil leader Sjt. Subhas Bose aur hamari Fauj Malai men ikatthe ho gaye.

Aj ham kitne khushquismat hain ! Ek taraf hamen rah dikhane ke lie hamare Netaji Sjt. Subhas Chandra Bose hamare sath hain aur dusari taraf dushman ke khun ki piyasi qaumi josh men mastani aur 'Delhi ko" "Delhi ko" ke na're lagate hue age hi age qadam barhane wali Azad Hind Fauj hai !

Kya ajab hai ki jis qismat ne hamen hanare kho hue lal hamare Netaji ko milaya, aur jis ne Azad Hind Fauj ko janam diya, ab phir hamari madad karegi aur hamen samundar ke us par dushmanon ka khatima karte hue azadi ka parcham lahrane ki khushi bakhshegi !

# કિસ્મત કી નઇ રંગિયાં

હમારે નેતા શ્રી. સુભાષચંદ્ર બોઝ ઔર આઝાદ હિંદ ફૌજ જો કભી ખ્વાબ થી આજ હમારે સામને અસલી રૂપમેં હૈ।

હિંદુસ્તાનકી કિસ્મતને અપના રૂખ બદલા ઔર શ્રી. સુભાષબોઝ દુશ્મનકી આંખોમેં ધૂલ ડાલ આઝાદી કી ખાતીર જર્મનીમેં પહુંચ ગયે। આપ વહાં મૌકેકી ઇન્તીઝાર મેં હિંદકી આઝાદી કે લિયે કડી મહેનતસે કામ કરતે રહે। ઇસી અરસેમેં પીછલે સાલ ૧૫ ફેબ્રુઆરી કો આજસે તકરીબાં દેઢસાલ પહલે કિસ્મતને પુર્વ એશિયાકો એન્ગ્લો-અમેરિકન બંધનો સે નિજાત દિલા દી ઔર યહાં પર ઇન્ડિયન ઇન્ડિપેન્ડન્સ લીગ ઔર આઝાદ હિંદ ફૌજ કી બુનિયાદ પડ ગઇ.

ઉસ વખ્ત હમારે નેતાજી શ્રી. સુભાષચંદ્ર બોઝ જર્મની મેં થે ઔર હમારી ફૌજ મલાઇ મેં। નેતાજી જર્મનીમેં હિંદુસ્તાન પર ચઢાઇ કરનેકી કોશિષમે લગે હુએ થેં ઔર હમારી ફોજ મલાઇ મેં।

કિસ્મતને અપના રુખ ફિર બદલા ઔર હિંદુસ્તાન કે સચ્ચે દોસ્ત નિપોન ઔર જર્મની કી બદૌલત હમારે નેતાજી હમારે શેરદિલ લીડર શ્રીયુત સુભાષ બોઝ ઔર હમારી ફૌજ મલાયામેં ઇકઠ્ઠે હો ગયે.

આજ હમ કિતને ખુશ કિસ્મત હૈં। એક તરફ હમને રાહ દિખાને કે લીયે હમારા નેતાજી શ્રીયુત સુભાષચંદ્ર બોઝ હમારે સાથ હૈ ઔર દૂસરી તરફ દુશ્મન કે ખૂન કી પ્યાસી, કૌમી જોશ મે મસ્તાની ઔર "દિલ્હીકો, દિલ્હીકો" કે નારે લગાતે હુએ આજ હી આગે કદમ બઢાને વાલી આઝાદ હિંદ ફૌજ હૈ।

ક્યા અજબ હૈ કિ જિસ કિસ્મતને હમેં હમારે ખોએ હુએ લાલ હમારે નેતાજી કો મિલાયા, ઔર જીસને આઝાદ હિંદ ફૌજ કો જનમ દિયા, અબ ફિર હમારી મદદ કરેગી ઔર હમેં સમુદ્રકે ઉસ પાર દુશ્મનોં કા ખાત્મ કરતે હુએ આઝાદીકા પરચાં લહરનેકી ખુશી બક્ષેગી।

## [ ૬ ]

# જાગૃતિનાં પૂર

પૂર્વ એશિયાની ધરતી સુભાષબાબુના પગલાંથી પુલકિત થતી હોય એમ સર્વત્ર ઉત્સાહનું વાતાવરણ નજરે પડતું હતું ભય અને શંકા નિર્મૂળ થયા હતા. શ્રી રાસબિહારી બોઝને નેતાજીએ ભવ્ય અંજલી આપેલી એટલે એમના વિરોધ અભિપ્રાય પણ બદલાઈ ગયો હતો. એ વૃદ્ધ પુરુષ સુભાષબાબુના સર્વશ્રેષ્ઠ સલાહકાર બન્યા હતા સુભાષબાબુની પાછળ જનતા અને હિંદી સૈનિકો હવે પાગલ બન્યા હતા જ્યાં અને ત્યાં એમનું જાદુ પ્રસરવા માંડ્યું હતું જાપાનીઓ ઉપર પણ એમનો પ્રભાવ પડવા માંડ્યો હતો. એમના ત્યાગ, કાર્યશીલતા, પ્રખર બુદ્ધિ અને યોજનાશક્તિએ સૌને મુગ્ધ બનાવ્યા હતા જાણકારો કહે છે કે સુભાષબાબુ પરમ યોગીની પેઠે ચોવીસ કલાકમા માત્ર ત્રણ ચાર કલાક જ ત્યારે નિદ્રા લેતા હતા આમ છતા એમના મુખનું સ્મિત કદી સુકાતું નહોતું જે એમને જોતા તે 'જયહિંદ' માથે સલામ ભરતા અને નેતાજીના નેત્રનું અમી મેળવીને નવુ બળ મેળવતા

યુવક પ્રવૃત્તિ ઉપર એમનું પહેલુ ધ્યાન ગયુ. કર્નલ ભોંસલે એવી પ્રવૃત્તિઓમા અગ્રણી હતા

એમનો થોડો પરિચય અહીં કરી લઈએ

શિવાજી જેવા નરરત્નને જન્મ દેનાર જાતિમાથી કર્નલ જગન્નાથરાવ ભોંસલે આવ્યા છે મહારાષ્ટ્રની નૈઋત્યે આવેલા સાવંતવાડી નામના એક નાનકડા રાજ્યથી ૧૫ માઈલ દૂર આવેલા તિરોદ નામના ગામમા, ઈ. સ. ૧૯૦૬ માં જગન્નાથરાવ જન્મ્યા હતા. શરૂઆતનું પ્રાથમિક શિક્ષણ એ જ રાજ્યની એક શાળામાં લીધુ લશ્કરી તાલીમ લેવામા મોખરે રહેતા મહારાષ્ટ્રની પ્રથા

પ્રમાણે એમને પણ, ૧૪ વર્ષની ઉંમરે દેહરાદુનની 'પ્રિન્સ ઑફ વેલ્સ લશ્કરી કૉલેજ'માં દાખલ કરવામાં આવ્યા. ત્યાંનો અભ્યાસ પુરો કરી ઉચ્ચ શિક્ષણ માટે ઇંગ્લૅંડની સેન્ડહર્સ્ટ મિલિટરી એકેડેમીમાં જોડાયા. ઉચ્ચ નંબરે પાસ થયા હોવાથી ૧૯૨૬ માં અહીં એમને ભારે માન મળ્યું.

હિંદ આવ્યા પછી ૧૮૨૮માં એમને લેંકેશાયર રેજીમેંટમાં કવેટા મોકલવામાં આવ્યા, પરંતુ ત્યાંથી એક વર્ષના ગાળા પછી પાંચમી લાઈટ મરાઠા ઈન્ફન્ટ્રીમાં ખસેડવામાં આવ્યા. ૧૯૩૦માં એમનો હોદ્દો વધારવામાં આવ્યો અને કાનૂરમાં લેફ્ટેનન્ટ બનાવવામાં આવ્યા. અહીં એક દિવસ એમણે બે બ્રિટિશ અફસરોને સમુદ્રમાંથી ડૂબતા બચાવ્યા. પરિણામે ખુદ સમ્રાટે પણ એમની બહાદુરીનાં વખાણ કર્યાં. પછી તો ૧૯૩૭માં એ કેપ્ટન થયા. અને તે જ વર્ષે સમ્રાટ છઠ્ઠા જ્યોર્જના રાજ્યારોહણ સમારંભમાં હાજરી આપવાનું સરકારી દષ્ટિએ ગણાતું બહુમાન એમને મળ્યુ, એ દષ્ટિએ હિંદી રાજા મહારાજાઓ અને અન્ય માનવંતા મહેમાનો સાથે બકિંગહામ પેલેસમાં બેસવાનું માન નાનુંસૂનું તો ન જ ગણાય. અત્યાર અગાઉ એમના બે સબંધીઓને પણ આવુ બહુમાન મળ્યું હતું. ત્યાંથી પાછા ફરતા વડોદરા નરેશ ઉપરાંત બીજા ઘણા સાથીઓ સાથે એમણે દુનિયાની મુસાફરી કરી. રશિયા, અમેરિકા અને જાપાન જેવા આગળ પડતા સર્વ રાષ્ટ્રોની મુલાકાત લઈ હિંદ પાછા ફર્યા એટલે "જનરલ સ્ટાફ કોર્સ"માં તાલીમ લેવા માટે એમની પસંદગી કરવામાં આવી. આવી તાલીમ માટે અત્યાર અગાઉ આવું માન કોઈ ને મળ્યું નહોતું અહીં તાલીમ મેળવી લીધા પછીથી એમને સિંગાપુર જનરલ સ્ટાફમાં લેફ્ટેનન્ટ કર્નલની પદવી એનાયત કરવામાં આવી. જાપાન સામે યુદ્ધની જાહેરાત થતાં એમને ગુરખા રાઈફલ ઈન્ફન્ટ્રી સાથે સિંગાપુર મોકલવામાં આવ્યા.

સિંગાપુરના પતન પછી તેઓ આઝાદ હિંદ ફોજમાં જોડાઈ ગયા, ત્યાં 'ચીફ ઑફ સ્ટાફ'ની સૌથી ઉચ્ચ પદવી તેઓ ધરાવતા હતા

એમના સંબંધીઓ ગ્વાલિયર રાજ્યની સેનામાં છે. એમને ત્રણ ભાઈ છે. સૌથી મોટા અમૃતરાવ કરીને છે અને તેઓ તિરોડામાં બાપદાદાની મિલકત સંભાળે છે સાવંતવાડીમાં નોકરી કરનાર ભાઈનું નામ લક્ષ્મીરાવ, તેઓ ત્યાંના મહારાજાના એ. ડી. સી. છે. ત્રીજા એક પુનામાં છે. એમનાં પત્ની ચંદ્રિકાબાઈ પણ વડોદરા, કોલ્હાપુર તથા સાવંતવાડીના મહારાજાઓનાં સબંધી છે. પરિવારમાં એમને ત્રણ પુત્રીઓ છે. સૌથી મોટીની ઉંમર ૧૩ વર્ષની છે નાનપણથી જ એમને એમના કાકાએ દત્તક લીધા છે. માતા જીવે છે, એમની

ઉમર લગભગ પંચાશી વર્ષની હશે. ભોંસલેની કુશળતા માટે તેઓ અહર્નિશ આર્યના કર્યા કરે છે.

ભોંસલેના કુટુંબ વિશે ઇતિહાસના જાણકારને કશો યે પરિચય આપવાનો હોય નહિ. જગન્નાથરાવ જાતે એક અચ્છા આદર્શવાદી છે. હિંદની મુખ્ય ભાષાઓનું એમને જ્ઞાન છે. રમતગમતમાં પણ તેઓ એક્કા છે. બીડી કે એવું કોઈ વ્યસન એમને નથી. 'સાદુ અને ઉચ્ચ જીવન'નો આદર્શ પૂરું પાડતું ભોંસલેનું જીવન છે.

એક દિવસ કોલાલમ્પુરના તાલીમ કેન્દ્રના પદવીદાન સમારંભ સમયે નવજુવાનોની સભા બોલાવવામાં આવી હતી. લેફ્. કર્નલ ભોંસલે પ્રમુખસ્થાને હતા.

સેલેંગર કલબમાં યુવકદળની એક સભા તા. ૨૨ મી જુલાઇ ને મંગળવારે સવારે બોલાવવામાં આવી હતી. જ્યારે વ્યાયામ અને કવાયતના પ્રયોગો એ જ દિવસે બપોર પછી પેડાંગની સેલેંગર કલબમાં રાખવામાં આવ્યા હતા. ભારત નવજુવાન તાલીમ કેન્દ્રના સ્વયંસેવકોની પ્રથમ ટુકડીની કવાયત નિહાળવાને વિશાળ જનસમુદાય એકઠો થયો હતો. તેમાં હાજર રહેનારાઓની સંખ્યા આશરે પંદર હજારની હતી.

હિંદી સ્વાતંત્ર્ય સંઘના વડા મથકના લશ્કરી બ્યુરોના ડિરેક્ટર લેફ્-કર્નલ ભોંસલેએ સ્વયંસેવકોની સલામી લીધી હતી તેમજ રમતગમતમાં વિજેતાઓને એમણે ઇનામો વગેરે વહેંચ્યાં હતાં.

એ સમારંભ ભવ્ય હતો. લોકોએ પણ ભારે ઉત્સાહ દેખાડ્યો હતો, જે નવજુવાનોએ તાલીમકેન્દ્રમાં સુંદર તાલીમ લીધી હતી એમને લોકોએ તાળીઓ અને આનંદના પોકારોથી વધાવી લીધા હતા. લોકોએ જુવાનોના અંગવ્યાયામ અને બીજા પ્રયોગો પ્રશંસાપૂર્વક નિહાળ્યા હતા. ચારે તરફ ત્રિરંગી રાષ્ટ્રધ્વજો ફરકાવવામાં આવ્યા હતા. સેલેંગર કલબનો દેખાવ પણ ભવ્ય હતો. મેદાન ધજાપતાકાઓથી શણગારવામાં આવ્યું હતું. હિંદી લશ્કરી બેંડ મધુર અવાજે વાગતું હતું. ચીનાઓ, મલાયાવાસીઓ અને બીજી પ્રજાના લોકોની હાજરી ખાસ ભાત પાડતી હતી.

રેલવે, જાહેર બાંધકામ, જાહેર આરોગ્ય તેમજ બીજા સરકારી ખાતાના અમલદારો અને નોકરીઆતો હાથમાં હિંદી રાષ્ટ્રધ્વજો પકડીને એક એકની કતારમાં ચાલતા ચાલતા મેદાન પર જતા હતા. શાળાએ જતા બાળકો પણ રાષ્ટ્રધ્વજો ફરકાવતા આવ્યા હતા. સમારંભમાં હિંદી સ્ત્રીઓની સંખ્યા

પણ મોટી હતી. ઘણા જાપાની અમલદારોએ પણ હાજરી આપી હતી. મલાયાના જુદા જુદા શહેરોના નવજુવાન સંઘોના સભ્યો પણ આવ્યા હતા. કર્નલ ભોંસલે સાંજે સાડા પાંચ વાગે આવી પહોંચ્યા હતા. કાર્યક્રમની શરૂઆત સામુદાયિક કવાયતથી થઈ હતી. બાળકોએ કેટલાક પ્રયોગો કરી બતાવ્યા હતા. ભારત નવજુવાન તાલીમકેન્દ્રના વિદ્યાર્થીઓએ ત્યારબાદ પોતે લીધેલી તાલીમના તમામ પ્રકારો દેખાડ્યા હતા. પ્રેક્ષકો એ જોઈ આશ્ચર્યચકિત થયા હતા અને ધન્યવાદ ઉચ્ચાર્યા હતા. આઝાદ શાળાના જુવાનોએ પણ આ સભામાં ભાગ લીધો હતો.

ભારત નવજુવાન તાલીમકેન્દ્રના ડિરેક્ટર ડૉ. લક્ષ્મૈયાએ પછી કર્નલ ભોંસલેનું સ્વાગત કરતું ભાષણ વાંચી સંભળાવ્યું હતું. તેમજ નવજુવાન પ્રવૃત્તિ સાથે સંબંધ ધરાવતા અમલદારોએ ભાષણો આપ્યાં હતાં. લશ્કરી બ્યુરોના ડિરેક્ટર કર્નલ ભોંસલેએ સ્વાગતનો યોગ્ય જવાબ આપ્યો હતો. અને વ્યાયામના નવા સ્નાતકોનું નિરીક્ષણ કર્યું હતું.

જેમ યુવકપ્રવૃત્તિ નવું સ્વરૂપ લેતી જતી હતી તેમ જ નારીસંઘ પણ જાગૃત અને સંગઠિત બનતો જતો હતો. ઝાંસીની રાણી રેજીમેન્ટની રચના થતા પહેલાં એ વિષે પુષ્કળ પ્રચાર કાર્ય થયું હતું. સ્ત્રીકાર્યકરો સભાઓ, પત્રિકાઓ, પુસ્તકો અને વર્તમાનપત્રો દ્વારા સ્ત્રી જાગૃતિનું કાર્ય કરતાં હતાં. જાપાનના વડા પ્રધાન ટોજોની પુત્રી પણ આ કાર્યમાં સાથ આપતી હતી. પ્રચારના નમૂનારૂપ બે લેખો અહીં જોઈ લઈએ.

વહાલી બહેનો,

પૂર્વ એશિયામાં આઝાદીની હિલચાલના મૂળ સ્થાપક આપણા માનનીય નેતા શ્રી રાસબિહારી બોઝ—એમના જ શબ્દોમાં કહીએ તો—આપણે માટે ગયા અઠવાડિયે એક ભેટ લાવ્યા છે. એ તો ઇનામને લાયક વસ્તુ છે. હિંદને પોતાના જે સપૂત માટે અભિમાન છે તે શ્રી સુભાષચંદ્ર બોઝને પોતાની સાથે તેઓ તેડતા આવ્યા હતા. એક અઠવાડિયા પહેલાં આપણે ટોકિયોથી શ્રી સુભાષચંદ્ર બોઝનું વાયુપ્રવચન સાંભળ્યું હતું. આજે તેઓ આપણી વચ્ચે છે અને તેઓ પણ પોતાની દેશની વધુ નજીક તેમ જ પોતાના દેશબાંધવોની વચ્ચે આવીને વધુ સુખી બન્યા જણાય છે.

તેમના આગમન બાદ ત્રીજે દિવસે હિંદી પ્રતિનિધિઓની એક પરિષદ મળી હતી. આ પરિષદની બેઠકમાં આપણા પ્રિય નેતા શ્રી રાસબિહારી બોઝે સ્વેચ્છાએ

પોતાના પ્રમુખપદનું રાજીનામું આપ્યું અને શ્રી સુભાષચંદ્ર બોઝની હિંદની આઝાદીની લડતના નેતા તરીકે નિમણૂક કરી.

બહેનો, પૂર્વ એશિયાની આઝાદીની લડતના એ પિતા રાસબિહારી બોઝ કે જેમને વર્ષો પહેલાં માત્ર પોતાના દેશને ચાહવાના "ગુના" બદલ ઘર કુટુંબ અને માતૃભૂમિને ત્યજવાં પડયાં હતાં અને જેમણે ત્યારપછી પણ હંમેશને માટે માતૃભૂમિના ઉદ્ધારને માટે શ્રેષ્ઠ પ્રયાસ ચાલુ રાખ્યા હતા. તેઓ જ્યારે પોતાની વર્ષોની મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિનો સમય આવી પહોંચ્યો, એ વખતે પોતાના એકના એક સર્જનને, રખે પોતાની વૃદ્ધાવસ્થા ઊંઘી ઘડીએ લડતના વિકાસમાં વિઘ્નરૂપ થાય એ ભયને કારણે હિંદના બીજા એક સપૂતને સુપરત કરી દે એ એક ખરેખર હૃદયસ્પર્શી દૃશ્ય હતું.

આવા ઉન્નત સ્થાનનો સ્વેચ્છાએ ત્યાગ કરવાની હિંમત અને ઉદારતા તો આપણા રાસબિહારી બોઝ જેવા વિરલ પુરુષ જ દાખવી શકે.

અને આપણને એમણે સૌને મનપસંદ ભેટ પણ કેવી આપી છે ! આથી વધુ સારી ભેટની કોઈ સ્વપ્નમાં ય આશા રાખી શકે ? નહિ, હજાર વાર નહિ. હિંદના એ સપૂત કે જેમણે પોતાનું સમગ્રજીવન દેશને ખાતર હોમી દીધું છે, તેઓ પોતાને પ્રેમપૂર્વક મળતું માનનીય સ્થાન તે હર્ષપૂર્વક સ્વીકારી લેવા તૈયાર દેખાતા હતા ! શ્રી સુભાષ બોઝે હિંદુસ્તાનીમાં પ્રેરક ભાષણ આપીને પોતાની ભાવિ યોજના બહાર પાડી છે. તેમનો ઈરાદો ઉપલબ્ધ એટલાં તમામ માનવશક્તિ અને સાધન સામગ્રી મળે તેનો તાત્કાલિક ઉપયોગ કરવા માટે આઝાદ હિંદની કામચલાઉ સરકારની સ્થાપના કરવાનો છે.

બહેનો, બનાવો એટલી ઝડપે બનતા જાય છે કે બીજી ક્ષણે શું થશે એ વિષે કશું કહી શકાય નહિ. સ્વપ્નમાં રાચવાના અને ઝાંખી ઝાંખી આશાઓના મીનારા ચણવાના દિવસો હવે પુરા થયા છે. ટૂંક સમયમાં જ આપણે વાસ્તવિક પરિસ્થિતિનો સામનો કરવો પડશે અને આપણા ધ્યેય તરફ કૂચ કરવી પડશે. આ યુદ્ધમાં આપણી સમક્ષ એક જ નિશાન હોવું જોઈએ, અને તે, શ્રી સુભાષ બોઝે જણાવ્યું તેમ, જર્મનો અને જાપાનીઓનું નિશાન જેમ પેરિસ અને સિંગાપોર પહોંચવાનું હતું તેમ આપણું નિશાન છે દિલ્હી પહોંચવાનું.

હિંદી જુવાનોની ધ્યેયમૂર્તિ સુભાષ બોઝે આપણને પૂર્ણ સ્વરાજ્યના ધ્યેય પર પહોંચાડવા માટે દોરવણી, માર્ગદર્શન અને પ્રેરણા આપવા માટે બૃહદ્પૂર્વ એશિયાભરના તમામ હિંદીઓની આગેવાની ઉપાડી લીધી છે. વધુ

ચર્ચાઓ કે ભાષણની જરૂર નથી. આમથી તેમ અથડાવાની, કુટાવાની કે ઝોલાં ખાવાની જરૂર નથી. આપણા હંમેશના દુશ્મન બ્રિટિશ સામેના અંતિમ યુદ્ધ માટેનો તખ્તો નિર્માણ થઈ ચૂકયો છે. શ્રી સુભાષ બોઝે સંપૂર્ણ તૈયારી અને શસ્ત્રસજ્જ રહેવાને હુકમ આપ્યો છે. આ ક્ષણે સૌથી વધુ શાની જરૂર છે? આપણા એક માત્ર ધ્યેય અને એક જ હેતુ માટે આપણાં વ્યક્તિગત અને સામુદાયિક સાધનોનો સંચય કરવાની

હિંદી જુવાનો! તમારા નેતા તમારી વચ્ચે છે. ચાલો કામે ચઢો, વિજયને વરો. આપણી હિંદ માતાની શાશ્વત કીર્તિને ઉજ્જવલ બનાવો. "મારામાં વિશ્વાસ રાખો" શ્રી સુભાષ બોઝે જાહેરમા ઉચ્ચારેલા આ શબ્દો છે. આપણા પ્રિય અને મહાન ક્રાંતિકારી નેતાના શબ્દો મિથ્યા હોઈ શકે જ નહિ: "મારામા વિશ્વાસ રાખો" આ વાકય અર્થઘન છે. આપણે જે માગીએ છીએ તેનુ એમા સૂચન મળી રહે છે. જેઓ પોતાના અનુયાયીઓને સંપૂર્ણ વિજય અને આઝાદીને માર્ગે દોરવા માગે છે. દેશભક્ત નેતાના આ શબ્દોની આપણા હૃદયના ઊંડાણમાં કદી ન ભૂંસાય એવી સ્પષ્ટ છાપ પડી ચૂકી છે.

આવા મહાન સેનાપતિને અનુસરવામા કોઈ પણ નવજુવાન હજી આંચકો ખાતો હશે ખરો? આપણે તો એમની હાજરીની આતુરતાપૂર્વક રાહ જોતા હતા.

હિંદી જુવાનો! સમય અને નેતા બન્ને એક સાથે આવી પહોચ્યા છે. હવે તો લોઢું ધગી ઉઠયું છે. ચલો, જલદી જ ઘણ લગાવો!

(૨)

વહાલી બહેનો,

મહાત્મા ગાંધીજી તા. ૮મી ઓગસ્ટ ૨૬૦૨ના દિને બ્રિટિશ સામ્રાજ્ય સામે ખુલ્લો બળવો પોકાર્યો અને "કરેગે યા મરેગે"નો પ્રજાને આદેશ આપ્યો. ત્યારપછી આપણે જોતા આવ્યા છીએ કે આપણા રાષ્ટ્રવાદીઓએ બ્રિટિશરોને, હિંદમા રહેવાનું અશકય બનાવી મૂકયુ છે.

પ્રજાને દાબી દેવા માટે બ્રિટિશરોએ નિર્દય દમન શરૂ કર્યું હતું પણ, આપણા પૂજ્ય નેતાએ જે જુસ્સો જાગૃત કર્યો છે તેનો બ્રિટિશરોની ક્રૂર દમનનીતિથી ,નાશ થઇ શકયો નથી. આપણા રાષ્ટ્રીય વીરો પર બ્રિટિશરોએ બોમમારો ચલાવ્યો છે, તેમને જેલમા પુર્યા છે, કેટલાક કિસ્સામાં તો હડ઼ લેજે એમનાં ખૂન કરવામાં આવ્યાં છે. પણ એની કંઈ અસર થઈ નહિ.

આ મહાભારત લડત દરમિયાન આપણી સ્ત્રીઓએ પણ ઘણો અગત્યનો ભાગ ભજવ્યો હોવાનું આપણે જાણીએ છીએ. તેઓએ પોતાના બંધુ રાષ્ટ્રીય લડવૈયાઓ સાથે ખભેખભા મિલાવીને લડત ચલાવી છે અને તેમની માતનાઓ અને દુઃખોમાં સમાન હિસ્સો પડાવ્યો છે.

સ્ત્રીઓએ રસોડામાંથી બહાર નીકળી જેલની દિવાલોને ભેટતાં કદી પાછી પાની કરી નથી. કેટલીક સ્ત્રીઓએ તો જેલમાં પોતાના જીવનનાં બલિદાન પણ આપ્યાં છે. પોતાના શરીર પર લાઠીના ઘાવ ઝીલ્યા છે, તેમ જ બ્રિટિશરોનાં પાશવી કૃત્યો સહન કર્યાં છે. આપણી પાસે છેલ્લા સમાચાર શ્રીમતી વિજ્યાલક્ષ્મી પંડિતના-પંડિત જવાહરનાં બહેનની-મુક્તિના આવ્યા છે પણ જેલમાં એમનું શરીર છેક લથડી પડયું હતું.

બ્રિટિશરો પંડિત જવાહરલાલ નહેરૂનાં કુટુંબના દરેક દરેક સભ્યને એક પછી એક કચડી નાખવા માગે છે, જવાહરલાલનાં માતા અને પિતાનાં મૃત્યુ બ્રિટિશરોને હાથે નીપજ્યાં હતાં. અને એ કુટુંબના બાકી રહેલા સભ્યો આજે જેલોમાં સબડી રહ્યાં છે. આપણી માતૃભૂમિની મુક્તિને કાજે આ પ્રમાણે કેટલાં બધાં ભાઇ બહેનો પોતાનાં જીવનના બલિદાન આપી રહ્યાં છે!

તો શું આપણે માટે હજી પણ કંઇ કરવાનો સમય આવ્યો નથી? આપણે પ્રેક્ષક તરીકે ક્યાંસુધી આ બધું જોયાં કરીશું?

ના, બહેનો, બ્રિટિશરો આપમેળે આપણી માતૃભૂમિને મુક્તિ આપશે નહિ. આપણે એમને ચાબુકો મારી હાંકી કાઢવા પડશે. ડૂબવા બેઠેલા બ્રિટિશરોની હિંદ એ છેલ્લી જ આશા છે. એને તેઓ મરણીયા બની વળગી રહેશે. આપણે જો સ્વતંત્ર થવા માગતા હોઈએ તો આપણે તેમને હાંકી કાઢવા જોઇશે.

બ્રિટિશરોને હાંકી કાઢવા માટે હિંદના આઝાદીના લડવૈયાઓને મદદ કરવા માટે પૂર્વ એશિયામાં આપણા ભાઈઓએ હિલચાલ ઉપાડી છે. આપણા એશિયાઇ બંધુઓ-જાપાન, જાપાનીઓનું આપણને પીઠબળ છે. આપણી લડતમાં એમણે અંતઃકરણપૂર્વક ટેકો આપવાનું વચન આપ્યું છે. આપણા દુશ્મનને કચડી નાખવા માટે ભાગ્યે જ આવી તક આપણે મેળવી શકીએ એમ છીએ; માટે બહેનો, આપણા બંધુઓ સાથે ખડાં થઈ જાઓ અને મને મદદરૂપ થવા કંઈક પણ કાર્ય કરી છૂટો.

તમે જાણો છો કે સ્વાતંત્ર્ય સંઘના સ્ત્રી વિભાગની મલાયાભરમાં સ્થાપના થઈ ચૂકી છે.

હું તમને વિજ્ઞપ્તિ કરું છું, તમારી પાસે ભિક્ષા માગું છું, બહાર પડો. આપણી માતૃભૂમિના આઝાદીના ધ્યેયમાં સક્રિય સહાય આપવા માટેની આ તકને વધાવી લ્યો.

આવા સક્રિય કાર્ય માટે સમય કાઢવા આપણને પડતી ઘણી મુશ્કેલીઓ નડે છે તે હું જાણું છું. આવી ચિંતાઓ હંમેશની છે અને રહેશે એથ' એવાં બહાનાં ચાલશે નહિ. જ્યાં સુધી આપણે ગુલામ પ્રજા રહીશું ત્યાં સુધી આવી મુશ્કેલીઓમાં વધારો થયા જ કરશે.

હિંદમાંની આપણી બહેનો સમક્ષ પણ આવી જ મુશ્કેલીઓ છે પણ તેઓ પોતાની જવાબદારી અદા કરવામાં જરા પણ પાછી હઠતી નથી. આપણામાં પણ એવું જ ખમીર છે એ બતાવી આપો.

અત્યારે આપણે મોડા તો પડી ચૂક્યાં છીએ પણ એ કારણે આપણે કદી ફરજ ન બજાવીએ એ કરતાં મોડાં મોડાં જાગીએ અને કામે લાગીએ તેટ પણ વધુ સારુ છે.

[૭]

## સ્ત્રીશક્તિ જાગે છે

હિંદી આઝાદ ફોજની "ઝાંસીની રાણી" સેના હવે તૈયાર થઈ રહી છે. આ નવી સ્ત્રીસેનામાં અત્યાર સુધીમાં સેંકડો સ્ત્રીઓએ પોતાનાં નામ પણ નોંધાવી દીધાં છે. ગયા સોમવારે હિંદી સ્વતંત્ર્ય સંઘના સ્ત્રી વિભાગના ઝંડા નીચે સ્યોનાનમાં ભરાયેલી સ્ત્રીઓની વિશાળ સભામાં "ઝાંસીની રાણી" સેનાની રચના કરવામાં આવી.

આ સભા હિંદી સ્વાતંત્ર્ય સંઘના પ્રમુખ અને આઝાદ હિંદી ફોજના સર સેનાધિપતિ શ્રી સુભાષચંદ્ર બોઝના માનમાં ભરવામાં આવી હતી. હિંદી સ્ત્રીઓ સમક્ષનું એમનું એ સમયનું ભાષણ હલમલાવી નાખનારું હતું.

એમણે સ્ત્રીઓને ૧૮૫૭ના પ્રથમ હિંદી સ્વાતંત્ર્ય યુદ્ધમાં ઝાંસીની રાણીએ જે ઐતિહાસિક ભાગ ભજવ્યો તેનું સ્મરણ કરાવ્યું હતું અને સ્વાતંત્ર્યના આ યુદ્ધમાં "એક ઝાંસીની રાણી નહિ પણ હજારો અને લાખો ઝાંસીની રાણીઓ જોઈએ છે." એવો અનુરોધ નેતાજીએ કર્યો. સ્ત્રીઓએ પડકાર ઝીલી લીધો. એ સભામાં એકત્ર મળેલી બે હજાર સ્ત્રીઓએ ઝાંસીની રાણી સેનામાં જોડાઈ જવાનો એક અવાજે પોતાનો નિરધાર જાહેર કર્યો.

શ્રી સુભાષચંદ્ર બોઝના એ વખતના જુસ્સાદાર અને સ્ત્રીઓના દિલને હલમલાવી નાખનારા ભાષણના મહત્ત્વના મુદ્દા આ રહ્યાઃ

"પ્રથમ તો તમે આજે બપોર પછી મારું જે ભવ્ય સ્વાગત કર્યું તે માટે મારે અંતઃકરણપૂર્વક તમારો આભાર માનવો રહ્યો. આને હું એક ખરેખર

ભવ્ય સત્કાર કરું છું, કારણ કે આથી વધુ ભવ્ય સત્કારની કોઈ કલ્પના હું કરી શકતો નથી.

આ આભારની સાથેસાથ ગઇ કાલે પેડાંગમાં સુપ્રીમ કોર્ટની કચેરી આગળ સમારંભ વખતે તમે જે ભારે ઉત્સાહ દાખવ્યો તે માટે પણ મારે બીજી વખત આભાર માની લેવો જોઇએ, એ પ્રસંગે બહાદુરીપૂર્વક તમે વરસાદ અને વાવાઝોડાની જે ઝડીઓ સહન કરીને તમે તમારા સ્થાન પરથી છેલ્લી ક્ષણ સુધી જરાય ચસક્યાં નહિ એથી માત્ર મને જ નહિ પણ મારી સાથે જે વ્યક્તિઓ મંચ પર ઉભી હતી તેમના પર પણ અત્યંત સુંદર છાપ પડી હતી. તમારામાંની કેટલીક બહેનો પાસે એ વખતે નાનાં બાળકો પણ હતાં એની પણ મને ખબર છે. તમારા એ બહાદુરીભર્યા વર્તાવ અને દેખાવની અમારા સૌ ઉપર ભારે અસર થઇ હતી. આવી શુભ અને ભવ્ય શરૂઆત પછી તમારું કાર્ય દિવસે દિવસે ઝડપભેર આગળ પ્રગતિ કર્યે જશે એ વિષે હવે મને જરા પણ શંકા રહી નથી.

આપણા દેશમાં સ્વાતંત્ર્ય યુદ્ધમાં ખાસ કરીને છેલ્લાં વીસ વર્ષમાં સ્ત્રીઓએ જે ભાગ ભજવ્યો છે તે વિષે મારી જેમ તમે પણ સુપરિચિત છો. હિંદની વર્તમાન જાગૃતિની શરૂઆતથી જ આપણી સ્ત્રીઓ જાહેર જીવનના દરેક ક્ષેત્રમાં અગ્રગણ્ય ભાગ ભજવતી આવી છે અને તેમાં પણ મહાત્મા ગાંધીજીના નેતૃત્વ હેઠળ કોંગ્રેસે નવો જન્મ લીધો ત્યારથી જાહેરજીવનમાં સ્ત્રીઓએ લીધેલો ભાગ ખાસ ધ્યાન ખેંચનારો છે. એ ભાગ માત્ર સ્ત્રીઓએ કોંગ્રેસના આંદોલનમાં અને સત્યાગ્રહની લડતમાં જ ભજવ્યો નથી..છૂપી ક્રાંતિકારી લડતમાં પણ ભજવ્યો છે અને એ પણ એવી જ ભવ્ય રીતે.

એટલે હકીકતમાં જાહેર જીવનનો એવો કોઇ પ્રદેશ કે રાષ્ટ્રિય જીવનનો એવો કોઈ પણ ભાગ બાકી નથી રહ્યો કે જેમાં સ્ત્રીઓએ પણ અગ્રગણ્ય ભાગ ભજવ્યો ન હોય. તેમજ એવાં કોઇ દુઃખો અને યાતનાઓની પણ કમીના નથી કે જે સ્ત્રીઓએ પણ રાષ્ટ્રિય લડતોમાં પુરુષોની જોડાજોડ બહાદુરી અને હર્ષપૂર્વક ભોગવ્યાં નહિ હોય—પછી ભલે એ દુઃખો ભૂખ્યા તરસ્યા ગામડે ગામડે ભટકવાનાં હોય, ઉપરા ઉપર સભાઓમાં ભાષણો આપવાં હોય, ઘેર ઘેર યુદ્ધનો સ્વાતંત્ર્ય સંદેશ પહોંચાડવાનો હોય, ચૂંટણી-જંગો ખેલવાના હોય કે સરકારી મનાઇ હુકમોનો ભંગ કરીને લેડીઓનાં સરઘસોની આગેવાની લેવાની હોય, પાશવી બ્રિટિશ પોલિસોના લાઠીના ઘાવ ઝીલવાના હોય કે

જેલો અને જુલમોની બરદાસ કરવાની હોય, દરેક પ્રકારના અપમાનો કે સ્વમાનભંગ સહેવાના હોય પણ આપણી સ્ત્રીઓ કોઈ સ્થળે અને કોઈ પ્રસંગે પાછી પડી નથી. હું એક પણ મહત્ત્વની એક વધુ વાત કહી દઉં કે, છૂપી ક્રાંતિકારી હિલચાલોમાં ભાગ લેવામાં પણ આપણી સ્ત્રીઓએ પાછી પાની કરી નથી અને તેમાં પણ એમણે આગેવાનીભર્યો ભાગ લીધો છે.

હિંદી સ્ત્રીઓએ આમ બતાવી આપ્યું કે જ્યારે દેશને ભીડ પડી છે ત્યારે સ્ત્રીઓએ પણ પોતાના બાંધવોની જેમ નિશાન તાકયાં છે. રાષ્ટ્રના માટે લડવાની અને દુઃખો સહન કરવાની તમારી શક્તિમાં મારી જે શ્રદ્ધા અહીં હું પ્રગટ કરી રહ્યો છું તે મિથ્યા બકવાદ નથી હું તો માત્ર તમારો ઉત્સાહ પુનર્જાગૃત કરી રહ્યો છું. કારણ કે તમારામાં મને પૂર્ણ શ્રદ્ધા છે. મારો તો અનુભવ એ છે અને સ્ત્રીઓની શક્તિઓનો મને સંપૂર્ણ ખ્યાલ છે એટલે જ હું કહું છું કે એવો કોઈ આત્મભોગ નથી, કોઈ એવી યાતના નથી, કોઈ એવું કાર્ય નથી કે જેમાંથી આપણી બહેનો પાછી પાની કરે.

આપણી માતૃભૂમિની આઝાદી હાંસલ કરવાની આ છેલ્લી અને અંતિમ ઘડી છે. કોઈ પણ પ્રજાના જીવનમાં આવી તક ભાગ્યે જ આવતી હોય છે. ફરી કદાચ આવતા સો વર્ષમાં પણ આવી ઘડી આવશે નહિ. આવી તક આપણી સમક્ષ આવીને ઊભી થઈ એ કેવળ ઈશ્વરની જ કૃપા કહેવાય. આપણે જો આ તકનો પૂરો લાભ ઉઠાવીએ અને દરેક પ્રકારનો આત્મભોગ આપવા તૈયાર થઈએ તો આપણા દેશને માટે કાયમી આઝાદી પ્રાપ્ત કરી શકાય, સમગ્ર રાષ્ટ્રનો ઉદ્ધાર કરીશું.

બહેનો, આપણા ઉદ્ધાર માટે અંતિમ અને મહાભગીરથ પ્રયાસ કરવાની છેલ્લી ઘડી આવી પહોંચ્યા વિષે મારી જેમ તમારામાંની દરેક દરેકને શ્રદ્ધા હશે. બ્રિટન-અમેરિકાના શાહીવાદનો પરાજય એ જ આ યુદ્ધનો અંતિમ અંજામ આવવાનો છે એ વિષે મારી જેમ તમને સૌને શ્રદ્ધા હશે અને ખાતરી રાખજો કે બ્રિટન અમેરિકાના શાહીવાદના પરાજયમાંથી હિંદની આઝાદીની સિદ્ધિની આપણે આશા રાખી શકીએ એમ છીએ.

એટના માટે હું હમેશા કહી રહ્યો છું કે ધરી સત્તાઓના અંતિમ વિજયની સાથે હિંદની આઝાદીનો પ્રશ્ન સંકળાયેલો છે. હિંદ અને ધરીસત્તાઓ—આ બન્ને પક્ષોનો સામાન્ય દુશ્મન એક જ છે, એટલે આપણું બન્નેનું ધ્યેય પણ એક જ છે, આપણે એ સામાન્ય દુશ્મન સામે લડવાનું છે.

ભવ્ય સત્કાર કરું છું, કારણ કે આથી વધુ ભવ્ય સત્કારની કોઈ કલ્પના હું કરી શકતો નથી.

આ આભારની સાથોસાથ ગઈ કાલે પેડાંગમાં સુધરાઈની કચેરી આગળ સમારંભ વખતે તમે જે ભારે ઉત્સાહ દાખવ્યો તે માટે પણ મારે બીજી વખત આભાર માની લેવો જોઈએ, એ પ્રસંગે બહાદુરીપૂર્વક તમે વરસાદ અને વાવાઝોડાની જે ઝડીઓ સહન કરીને તમે તમારા સ્થાન પરથી છેલ્લી ક્ષણ સુધી જરાય ચસક્યાં નહિ એથી માત્ર મને જ નહિ પણ મારી સાથે જે વ્યક્તિઓ મંચ પર ઉભી હતી તેમના પર પણ અત્યંત સુંદર છાપ પડી હતી. તમારામાંની કેટલીક બહેનો પાસે એ વખતે નાનાં બાળકો પણ હતાં એની પણ મને ખબર છે. તમારા એ બહાદુરીભર્યા વર્તન અને દેખાવની અમારા સૌ ઉપર ભારે અસર થઈ હતી. આવી શુભ અને ભવ્ય શરૂઆત પછી તમારું કાર્ય દિવસે દિવસે ઝડપભેર આગળ પ્રગતિ કર્યે જશે એ વિષે હવે મને જરા પણ શંકા રહી નથી.

આપણા દેશમાં સ્વાતંત્ર્ય યુદ્ધમાં ખાસ કરીને છેલ્લાં વીસ વર્ષમાં સ્ત્રીઓએ જે ભાગ ભજવ્યો છે તે વિષે મારી જેમ તમે પણ સુપરિચિત છો. હિંદની વર્તમાન જાગૃતિની શરૂઆતથી જ આપણી સ્ત્રીઓ જાહેર જીવનના દરેક ક્ષેત્રમાં અગ્રગણ્ય ભાગ ભજવતી આવી છે અને તેમાં પણ મહાત્મા ગાંધીજીના નેતૃત્વ હેઠળ કોંગ્રેસે નવો જન્મ લીધો ત્યારથી જાહેરજીવનમાં સ્ત્રીઓએ લીધેલો ભાગ ખાસ ધ્યાન ખેંચનારો છે. એ ભાગ માત્ર સ્ત્રીઓએ કોંગ્રેસના આંદોલનમાં અને સત્યાગ્રહની લડતમાં જ ભજવ્યો નથી. છૂપી ક્રાંતિકારી લડતમાં પણ ભજવ્યો છે અને એ પણ એવી જ ભવ્ય રીતે.

એટલે હકીકતમાં જાહેર જીવનનો એવો કોઈ પ્રદેશ કે રાષ્ટ્રિય જીવનનો એવો કોઈ પણ ભાગ બાકી નથી રહ્યો કે જેમાં સ્ત્રીઓએ પણ અગ્રગણ્ય ભાગ ભજવ્યો ન હોય. તેમજ એવાં કોઈ દુઃખો અને યાતનાઓની પણ કમીના નથી કે જે સ્ત્રીઓએ પણ રાષ્ટ્રિય લડતોમાં પુરુષોની જોડાજોડ બહાદુરી અને ધૈર્યપૂર્વક ભોગવ્યાં નહિ હોય—પછી ભલે એ દુઃખો ભૂખ્યા તરસ્યા ગામડે ગામડે ભટકવાનાં હોય, ઉપરા ઉપર સભાઓમાં ભાષણો આપવાં હોય, ઘેર ઘેર યુદ્ધનો સ્વાતંત્ર્ય સંદેશ પહોંચાડવાનો હોય, ચૂંટણી–જંગો ખેલવાના હોય કે સરકારી મનાઈ હુકમોનો ભંગ કરીને લોકોનાં સરઘસોની આગેવાની લેવાની હોય, પાશવી બ્રિટિશ પોલિસોના લાઠીના ઘાવ ઝીલવાના હોય કે

જેલો અને જુલમોની બરદાસ કરવાની હોય, દરેક પ્રકારના અપમાનો કે સ્વમાનભંગ સહેવાના હોય પણ આપણી સ્ત્રીઓ કોઈ સ્થળે અને કોઈ પ્રસંગે પાછી પડી નથી. છેલ્લી પણ મહત્ત્વની એક વધુ વાત કહી દઉં કે, છૂપી ક્રાંતિકારી હિલચાલોમાં ભાગ લેવામાં પણ આપણી સ્ત્રીઓએ પાછી પાની કરી નથી અને તેમાં પણ એમણે આગેવાનીભર્યો ભાગ લીધો છે.

હિંદી સ્ત્રીઓએ આમ બતાવી આપ્યું કે જ્યારે દેશને ભીડ પડી છે ત્યારે સ્ત્રીઓએ પણ પોતાના બાંધવોની જેમ નિશાન તાકર્યા છે. રાષ્ટ્રના માટે લડવાની અને દુઃખો સહન કરવાની તમારી શક્તિમાં મારી જે શ્રદ્ધા અહીં હું પ્રગટ કરી રહ્યો છું તે મિથ્યા બકવાદ નથી. હું તો માત્ર તમારો ઉત્સાહ પુનઃજાગૃત કરી રહ્યો છું, કારણ કે તમારામાં મને પૂર્ણ શ્રદ્ધા છે. મારો તો અનુભવ એ છે અને સ્ત્રીઓની શક્તિઓનો મને સંપૂર્ણ ખ્યાલ છે એટલે જ હું કહું છું કે એવો કોઈ આત્મભોગ નથી, કોઈ એવી યાતના નથી, કોઈ એવું કાર્ય નથી કે જેમાંથી આપણી બહેનો પાછી પાની કરે.

આપણી માતૃભૂમિની આઝાદી હાંસલ કરવાની આ છેલ્લી અને અંતિમ ઘડી છે. કોઈ પણ પ્રજાના જીવનમાં આવી તક ભાગ્યે જ આવતી હોય છે. ફરી કદાચ આવતા સો વર્ષમાં પણ આવી ઘડી આવશે નહિ. આવી તક આપણી સમક્ષ આવીને એકાએક ઊભી થઈ એ કેવળ ઈશ્વરની જ કૃપા કહેવાય. આપણે જો આ તકનો પૂરો લાભ ઉઠાવીએ અને દરેક પ્રકારનો આત્મભોગ આપવા તૈયાર થઈએ તો આપણા દેશને માટે કાયમી આઝાદી પ્રાપ્ત કરી શકીશું, સમગ્ર રાષ્ટ્રનો ઉદ્ધાર કરીશું.

બહેનો, આપણા ઉદ્ધાર માટે અંતિમ અને મહાભારત પ્રયાસ કરવાની છેલ્લી ઘડી આવી પહોંચ્યા વિષે મારી જેમ તમારામાંની દરેક દરેકને શ્રદ્ધા હશે. બ્રિટન-અમેરિકાના શાહીવાદનો પરાજય એ જ આ યુદ્ધનો અંતિમ અંજામ આવવાનો છે એ વિષે મારી જેમ તમને સૌને શ્રદ્ધા હશે. અને ખાતરી રાખજો કે બ્રિટન-અમેરિકાના શાહીવાદના પરાજયમાંથી હિંદની આઝાદીની સિદ્ધિની આપણે આશા રાખી શકીએ એમ છીએ.

એટલા માટે હું હંમેશા કહી રહ્યો છું કે ધરી સત્તાઓના અંતિમ વિજયની સાથે હિંદની આઝાદીનો પ્રશ્ન સંકળાયેલો છે. હિંદ અને ધરીસત્તાઓ—આ બન્ને પક્ષોનો સામાન્ય દુશ્મન એક જ છે, એટલે આપણું બન્નેનું ધ્યેય પણ એક જ છે. આપણે એ સામાન્ય દુશ્મન સામે લડવાનું છે

પછી ભલે ગમે તેટલાં બલિદાનો આપવાં પડે. સંયુક્ત આત્મભોગો આપીને અને યાતનાઓ ભોગવીને આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકીશું.

હું માનું છું કે દુઃખ યાતના, બલિદાન અને યુદ્ધ સિવાય આપણને આપણી આઝાદી પ્રાપ્ત થતી હોય તો પણ તેની કિંમત કોડીની નથી. આપણે સ્વતંત્ર થશું તો પણ આત્મભોગ અને યુદ્ધ વગર મેળવેલી આઝાદી આપણને સાચવી રાખવી મુશ્કેલ પડશે. એટલે જો તમે બ્રિટનની ધૂંસરી ફગાવી દેવા માગતા હો, સ્વતંત્રતા જાળવી રાખવા માગતા હો, હાંસલ કરેલી આઝાદી ભવિષ્યના ઇતિહાસમાં આપણે કદી પણ ગુમાવવા માગતા ન હોઈએ, તો આપણે આઝાદીના યુદ્ધ દરમિયાન એવી શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ કે આપણે આ યુદ્ધમાં વિજય પણ મેળવી શકીએ અને પછી સદાને માટે આપણે એ આઝાદી જાળવી પણ શકીએ.

આપણે એ આઝાદીની કિંમત આપવી જોઈએ. એ કિંમત એટલે યુદ્ધ, બલિદાન અને યાતનાઓ. આપણે બરાબર લડત આપી શકીશું, આત્મભોગો આપી શકીશું અને આનંદપૂર્વક યાતના સહી લઈશું અને પરિણામે બ્રિટનના પંજામાંથી મુક્ત થઈશું એટલું જ નહિ પણ સદૈવ આઝાદીનું રક્ષણ કરી શકીશું એ વિષે મને જરા પણ શંકા નથી.

બહેનો, હવે આપણા એ અંતિમ યુદ્ધ માટે છેલ્લી તૈયારીઓ કરવાનો સમય આવી પહોંચ્યો છે. એક ક્ષણ પણ હવે ગુમાવી શકાય એમ નથી. કૂચ કરવાનો સમય ક્યારે આવી પહોંચશે અને ક્યારે એ માટે હાકલ કરવામાં આવશે એ કહી શકાય નહિ. એ હાકલ માટે હમેશાં તૈયાર અને સાવધાન રહેજો, કોઈ પણ ઘડીએ કૂચ કરવા માટે ખડે પગે તત્પર રહેજો. આપણા દિલમાં એક જ વિચાર ઘુંટાતો રહેવો જોઈએ. આપણાં મ્હોમાંથી આકાશને ફાડી નાખે એવો બુલંદ એક જ યુદ્ધનાદ નીકળવો જોઈએઃ 'દિલ્હી ચલો ! આગે બઢો ! દિલ્હી ચલો ! આગે બઢો !'

બ્રિટિશ સામ્રાજ્યની ઘોરસમા બનેલા શ્યોનાનમાંથી આપણા યુદ્ધની શરૂઆત થઈ છે. અને હિંદમાંથી અંગ્રેજોને હાંકી કાઢીશું અને રાજધાની દિલ્હીનો કબજો લઈશું ત્યારે જ એ પુરું થશે અને છેવટે આપણે દિલ્હીના પ્રખ્યાત લાલ કિલ્લા આગળ કવાયત અને કૂચકદમ કરીશું.

બહેનો, એક સમયે આપણી વચ્ચે પુરાણા વિચારના અને રૂઢિગ્રસ્ત પુરુષો પણ વસતા હતા. તેઓ તો એમ જ માનતા હતા કે સ્ત્રીઓને રાષ્ટ્રીય લડત

સાથે કશી નિસ્બત નથી, એ સમગ્ર કાર્ય પુરુષોના જ પ્રદેશનું છે. આજે તો આવી માન્યતા ધરાવનારો કોઈ પણ પુરુષ આપણામાં હોવાનો સંભવ નથી. ઊલટું હું તો એમ જ માનું છું કે રાષ્ટ્રિય લડતમાં સ્ત્રીઓ પોતાનો યોગ્ય ફાળો આપશે, નહિ તો હિંદને સ્વતંત્ર થવાની કોઈ આશા છે જ નહિ. આપણી ઝડપી મુક્તિ માટે જો હું આટલો બધો આશાવાદી હોઉં તો એટલા જ કારણે કે આગામી યુદ્ધમાં સ્ત્રીઓ પોતાનો ભાગ ભજવશે એ વિષે મને પૂરી શ્રદ્ધા છે.

રાઈફલો પકડવી એ સ્ત્રીઓ માટે શોભાસ્પદ નથી એવું માનનારા અહીં કે અન્ય સ્થળે નીકળશે તો હું તેમને કહી સંભળાવીશ કે "ઇતિહાસના પાના ફરી ઉથલાવી જુઓ, ભૂતકાળમાં આપણી બહાદુર સ્ત્રીઓએ શું કર્યું છે? ૧૮૫૭ની મહાન ક્રાંતિના દિવસોમાં બહાદુર રાણીએ શું કર્યું છે એ જુઓ." ૧૮૫૭નું યુદ્ધ તો આપણું પ્રથમ સ્વાતંત્ર્ય-યુદ્ધ હતું. એ યુદ્ધમાં ઝાંસીની રાણીએ ઘોડેસ્વાર થઈ હાથમાં તલવાર પકડી પુરુષોને યુદ્ધમાં દોર્યા હતા. આપણા કમનસીબે એ રણમોરચા પર સૂતી એ નિષ્ફળ ગઈ, સાથોસાથ હિંદ પણ નિષ્ફળ ગયું. પણ ૧૮૫૭માં ઝાંસીની રાણીએ ઉપાડેલું કાર્ય આપણે ઉપાડી લેવાનું છે અને પાર પાડવાનું છે એટલા કારણે આ અંતિમ યુદ્ધમાં આપણને ઝાંસીની એક રાણીની જરૂર નહિ પણ હજારો અને લાખો ઝાંસીની રાણીઓની જરૂર છે. તમે હાથમાં કેટલી રાઈફલ પકડી શકો છો કે કેટલા ગોળીબાર કરી શકો છો એ પણ એક મહત્ત્વની વસ્તુ છે ખરી, પણ તમારા બહાદુરીભર્યા નૈતિક દૃષ્ટાંતની જે અસર પડે છે તે પણ એટલું જ મહત્ત્વનું છે

જ્યારે તમે સરહદને પેલે પાર જશો અને આપણા દેશબાંધવો તમને હાથમાં બંદુકો લઈને કૂચકદમ કરતી જોશે ત્યારે તમારા હાથમાંની બંદુકો આંચકી લઈને તમે શરૂ કરેલું યુદ્ધ તેઓ પુરું કરશે, પછી ભલે તેઓ બ્રિટિશ હિંદી લશ્કરના માણસો હોય કે સામાન્ય નાગરિકો હોય.

હવે જે પોતાને હિંદી કહેવરાવતાં હોય તે દરેક સ્ત્રી, પુરુષ, યુવક કે યુવતી બહાર પડે અને હિંદની આઝાદીની તાત્કાલિક પ્રાપ્તિ માટે બલિદાન આપી ચૂકે. એ કરવાનો સમય હવે પાકી ચૂક્યો છે એની મને ખાતરી થઈ ગઈ છે.

બહેનો, તમારી સુંદર શરૂઆત જોઈ મને ઘણો આનંદ થયો છે મારામાં શ્રદ્ધાની લાગણી ઉભી રહી છે. તમારો ઉત્સાહ માત્ર સ્પેનાનને નહિ, સમગ્ર

મલાયાને નહિ, માત્ર પૂર્વ એશિયાને નહિ, પણ હિંદની અંદર પણ પ્રેરણારૂપ નીવડશે. જ્યારે આડત્રીસ કરોડ હિંદીઓના કાન પર અંતિમ સ્વાતંત્ર્ય યુદ્ધ માટેની તમારી પ્રવૃત્તિઓના પડઘા અથડાશે ત્યારે તેઓ પણ તમારી પ્રેરણાથી, જાગૃત બનશે એમાં મને મુદ્દલ શંકા નથી. તમે જે કાર્ય શરૂ કર્યું છે તેમાં હું તમને ફતેહ ઇચ્છું છું. આ કાર્ય જેવું તમારું છે તેવું જ અમારુ પણ છે.

આ સમાન કાર્યમાં, સમાન યાતનામાં, સમાન બલિદાનમાં, અને સમાન યુદ્ધ આપણે સૌ સ્ત્રી અને પુરુષ, યુવક અને યુવતી, વૃદ્ધ અને જુવાન, ગરીબ અને તવંગર ખભે ખભા મિલાવીને ચલો કૂચકદમ કરી અને આપણા અંતિમ યુદ્ધની શરૂઆત કરી દઇએ, હિંદની આઝાદી જલદીથી હાંસલ કરીએ.

કાર્ય-ઘણું અગત્યનું કાર્ય શરૂ કરવાનો સમય આવી પહોંચ્યો છે. મેં તમને આગળ જણાવ્યું હતું તેમ એ કાર્ય સ્વાતંત્ર્ય યુદ્ધ માટે તૈયારી કરવાનું છે. મેં સમગ્ર દુનિયા સમક્ષ જાહેર કરી દીધું છે કે આઝાદ હિંદ ફોજનો જન્મ થઈ ચૂકયો છે અને યુદ્ધની તૈયારી કરી રહેલ છે. મને ખાતરી છે કે એક સમય એવો પણ આવશે જ્યારે જગત સમક્ષ જાહેર કરીશ કે "ઝાંસીની રાણી" સેના પણ યુદ્ધ માટે તૈયારી કરી રહેલ છે. આ કાર્યની શરૂઆત તાબડતોબ થવી જોઇએ. હુ તો ઇચ્છું છું કે "ઝાંસીની રાણી" ટુકડીમાં તમારામાં જે જે તૈયાર હોય તે સૌ અત્યારે જ બહાર પડો ને નામ નોંધાવો જેથી "ઝાંસીની રાણી" સેના માટે સ્વયંસેવકોની ભરતી કરવામાં નકામો સમય જાય નહિં.

ઇન્કિલાબ ઝિંદાબાદ!
આઝાદ હિંદ ઝિંદાબાદ!

## 'जय हिंद' बुलादो

उठो, सोये भारतके नसीबोंको जगा दो,
आजादी यों लेते हैं, जरा लेके दिखा दो।
खूँ-ख्वार बनो शेर मेरे हिन्द सिपाही,
दुश्मनकी सफें तोड़ दो, इक तहलका मचा दो ॥ १

ऐ, हिन्दके बच्चोंमें, मद्द चीज़ भी क्या है,
रास्तेमें हो तो भाई उसे मार गिरा दो।
कर याद शहीदोंकी तूँ इस देशकी खातिर,
हो एक टोली भी, हजारों दुश्मनसे लड़ा दो ॥ २

दो भूख, या तकलीफ, रुकावट, हो थकावट,
या जख्ममें गिरें हमको भी हँस करके दिखा दो
क्यों लाल किला अब रहे, दुश्मनके हवाले,
अब लश्करे हिन्दकी वहाँ धूम मचा दो ॥ ३ ॥

मीनारे कुतुब देखता है राह तुम्हारी,
चल उसकी बलन्दीको तिरंगेसे सजा दो।
कुछ और तमन्ना है न ख्वाहिश मेरे दिलमें,
आजाद हिंद-वतनमें 'जय हिन्द' बुला दो ॥ ४ ॥

[૧]

## ફોજની નવરચના

એમ લાગે છે કે સુભાષબાબુએ જાપાન અને હિંદી આઝાદ સંઘ વચ્ચેની અથડામણનો ઇતિહાસ ટોકિયોમાં જ જાણી લીધો હતો. શ્રી રાસબિહારી બોઝ અને જાપાની વડા વચ્ચેના કરારોની એમને માહિતી મળી હતી. આઝાદ સંઘનું પ્રમુખસ્થાન સ્વીકારવાની સાથે જ એમણે અગાઉથી જ નક્કી રાખી હોય તે યોજના અનુસાર એક પછી એક પગલાં એમણે ભરવા માંડ્યાં. સૌથી પહેલાં એમણે 'આઝાદ હિંદ ફોજ'નું સેનાપતિપદ સ્વીકાર્યું અને આ ફોજની સ્થાપનાની સમસ્ત વિશ્વમાં જાહેરાત કરી. અગાઉના પ્રકરણોમાં આપણે જોયું છે કે જાપાની વડો કોઈ ને કોઈ પ્રકારે આ જાહેરાતનો વિરોધ કરી રહ્યો હતો.

આવી જાહેરાતની ભરતીનો કાર્યક્રમ વેગવાન બન્યો. તાલીમકેન્દ્રની સંખ્યા વધવા લાગી. અંદરની એકતા મજબૂત બની. આઝાદ સંઘનાં જે ત્રણ સૂત્રો હતાં–એકતા, શ્રદ્ધા અને કુરબાની–તેની નીચે પ્રમાણે વ્યાખ્યા થઈ.

એકતા : માત્ર આપણે એકઠા મળીએ અને આપણે એકતા પ્રાપ્ત કરી છે એમ માનીએ એટલું બસ નથી, માત્ર ભેગા મળવું એમાં ખરેખરું ઐક્ય નથી પણ વિચાર, વાણી અને વર્તનમાં ઐક્ય હોય. તે જ સાચું ઐક્ય કહેવાય. ઐક્ય પ્રાપ્ત કરવાને માટે આપણી સમક્ષ એક જ ધ્યેય, એક જ વિચાર, એક જ નિર્ધાર અને એક જ કાર્ય હોવાં જોઈએ.

પ્રથમ તો જે નેતાને હૈયે કોઈ પણ જાતના રાગદ્વેષ વગરનું માતૃભૂમિનું હિત હોય, દુઃખો અને મુશ્કેલીઓથી જે આપણને દોરવણી

આપવાની શક્તિ ધરાવતા હોય એવા નેતાને અનુસરવાની આપણામાં શક્તિ હોવી જોઈએ. આપણામાં જ્યાંસુધી ગેરસમજ અને ભ્રમ પ્રવર્તતાં હશે ત્યાંસુધી ઐક્ય નહિ સ્થપાય. હિંદના સુપુત્રો અને સુપુત્રીઓ તરીકે આપણામાં ફરજ બજાવતી વખતે કોઈપણ જાતના ગગદૅાવ વચ્ચે આવવા જોઈએ નહિ.

જુદા જુદા માણસો જુદા જુદા વિચારો ધરાવતા હોય છે. જ્યાંસુધી તેઓ પોતાના વિચિત્ર અને અલગ વિચારો મનમાંથી દૂર કરી શકે નહિ ત્યાંસુધી આપણે હંમેશા એકબીજાથી અલગ જ રહીશું. આપણી વચ્ચે જાતિ, ઉમર, કોમ કે ધર્મના ભેદભાવ વગર સતત વિશ્વાસ ચાલુ રહેવો જોઈએ. આપણે જો આજની સોનેરી તકોનો લાભ ઉઠાવી શકીશું નહિ તો એને માટે દોષપાત્ર આપણે પોતે જ ઠરશું.

શ્રદ્ધા : દરેક માણસને પોતાનામાં શ્રદ્ધા હોવી જોઈએ, તેમ જ પોતે જે કામ ઉપાડ્યું છે તે પૂરું થશે જ એવો એને આત્મવિશ્વાસ હોવો જોઈએ. કદી દસ્તુપત્તુ બનશો નહિ કે પાછા હઠશો નહિ. હંમેશા એમ જ અને એવી જ કલ્પના કરો કે બીજું કોઈ જો કાર્ય પાર પડી શકતું હોય તો તમે પણ એ કાર્ય પાર પાડી જ શકશો. મનમાં જો એક વખત શંકાએ ઘર કર્યું તો આપણને પરાજય મળવાનો જ છે. શંકા એ આપણો દુશ્મન છે. જેને પોતાનામાં કે પોતાનાં કાર્યમાં શ્રદ્ધા નહિ હોય એનું કાર્ય આખરે નુકસાનકારક જ નીવડવાનું છે. સંપૂર્ણ શ્રદ્ધાથી જે કાર્ય શરૂ કરવામાં આવશે તેમાં અવશ્ય ફત્તેહ મળશે. તમે ઝડપભેર તમારું ધ્યેય સિદ્ધ કરી શકશો. એક વ્યક્તિમાં કાર્ય કરવાની હોશિયારી હોય પણ તેને પોતાનામાં આત્મવિશ્વાસ નહિ હોય તો એ સુસ્ત પડ્યો રહેશે અને એ કદી પણ કાર્ય કરવા પ્રવૃત્ત નહિ થાય. માટે તમે તમારામાં અને તમે જે કાર્ય કરો તેમાં પૂરી શ્રદ્ધા રાખો. તમારી સુષુપ્ત બુદ્ધિનો ઉપયોગ કરવાથી તમે એ કરી શકશો એમ ચોક્કસ માનજો. કદી કોઈને વશ ન બનો અને તમે હંમેશા ફત્તેહ પામશો.

કુરબાની : જ્યાંસુધી પરદેશી પ્રજા આપણને આપણા જ દેશમાં ગુલામીમાં રાખતી હોય ત્યાં સુધી આપણે સુસ્ત બની દૂર કેમ રહી શકીએ? હિંદમાંના આપણા લાખો કરોડો બંધુઓની દરિદ્રતાનો ખ્યાલ કરો. આપણા દેશમાં આપણા પુરુષો, સ્ત્રીઓ અને બાળકો દુઃખો ભોગવતા હોય ત્યારે આપણે બેદરકાર કેમ રહી શકીએ? એમના દુઃખો જોઈ આપણામાં અનુકંપા જાગવી જોઈએ. આપણી માતૃભૂમિની આઝાદી માટે આપણી જાતનો ભોગ

આપવાની ફરજનું ભાન થવું જોઈએ. હિંદ આઝાદ થાય એ માટે આપણે આપણા સર્વસ્વનો ભોગ આપવો જોઈએ.

આપણા દેશમાં લોકો જે યાતનાઓ ભોગવી રહ્યા છે તેની સરખામણીમાં આપણે સર્વસ્વનો ભોગ આપીશું તો પણ એ મામુલી જ ગણાશે.

બ્રિટન કહે છે કે એ "આઝાદી માટે લડે છે." પણ એને એટલું ભાન થતું નથી કે હિંદ એ જ વસ્તુ કરી રહ્યું છે, એ માટે એનો દાવો વધુ સદ્ધર છે. હિંદ પ્રત્યેનો બ્રિટનનો વર્તાવ પેલા આરબ અને ઊંટની વાર્તા જેવો છે. જો આપણે હતાશ બનશું અને સર્વસ્વનો ભોગ આપવામાં નિષ્ફળ જઇશું તો આપણે બીજી પ્રજાઓની ધૂંસરી નીચે હંમેશાં ગુલામ પ્રજા તરીકે જ રહીશું. આળસ તંદ્રામાંથી હવે જાગો અને કુરબાની કરો!

## પ્રતિજ્ઞા પત્ર

સૈનિકો માટે નીચે પ્રમાણેનું પ્રતિજ્ઞાપત્ર તૈયાર થયું અને હજારોના દસ્તખત એ ઉપર પડી ચૂક્યા.

"સર્વવ્યાપક અને સર્વજ્ઞ એવા પરમાત્માને મારી સમક્ષ રાખીને હું એ મારું ગંભીર અને પવિત્ર કર્તવ્ય માનું છું કેઃ—

૧. લશ્કરી અને તમામ માર્ગો દ્વારા સર્વ પ્રકારના વિદેશી આધિપત્યમાંથી મુક્ત કરી સંપૂર્ણ આઝાદીની સ્થાપના કરીશ.

૨. હિંદના ભિન્ન ભિન્ન ધર્મો અને વિવિધ કોમોના અનુયાયીઓમાં એનો પ્રચાર કરીશ.

૩. હિંદના સ્વાતંત્ર્ય યુદ્ધની વેદી પર મારા રાષ્ટ્રના સ્વમાન અને હિતના રક્ષણાર્થે મારા સર્વસ્વનું હું બલિદાન આપીશ.

૪ હિંદી આઝાદી સંઘ સાથેના મારા સંબંધ દરમિયાન મારી ઉપર જે દુઃખો અને યાતનાઓ આવી પડશે તે તમામ હું હસતે મોંએ સહન કરીશ અને એ માટે સગાંવહાલાંઓ, આશ્રિતો કે મારા પોતાના માટે કોઈ પણ પ્રકારના બદલાની આશા રાખીશ નહિ."

૫. 'હિંદી આઝાદ ફોજ' અને તેના સમયે જે અફસરો અને નેતાઓ નીમાય તેમની આજ્ઞાઓ, સૂચનાઓ અને સલાહને કોઇ પણ પ્રકારની ફરિયાદ વિના હું તાબે થઇશ.

૬. 'હિંદી આઝાદી સંઘ'માં કાંઈ પણ ખાસ હોદ્દા કે સ્થાન પ્રાપ્ત કરવા માટે હું આગ્રહ રાખીશ નહિ અને મને જે કાર્ય સોંપવામાં આવશે તે હું અંતઃકરણપૂર્વક વફાદારીથી બજાવીશ.

૭. 'હિંદી રાષ્ટ્રિય કોંગ્રેસ'ને હિંદના ભાવિ બંધારણનો આખરી નિર્ણય કરનાર એક માત્ર શક્તિમાન રાજકીય સંસ્થા તરીકે હું માન્ય રાખીશ."

### બીજું પત્રક

મૂળ તો જાપાનના યુદ્ધ-કેદી તરીકે અને એ પછી મુક્ત રીતે જે સૈનિકો ત્યાં હતા તેઓ ઉપરના પ્રતિજ્ઞાપત્ર ઉપરાંત નીચેનું અરજીપત્રક પણ ભરતા હતા.

"હું આથી હિંદી સ્વાતંત્ર્ય સંઘની આઝાદ હિંદ ફોજમાં જોડાઉં છું અને મારું નામ નોંધાવું છું.

અને કોઇ પણ પ્રકારના પરદેશી આધિપત્ય, અંકુશ અને લાગવગથી મુક્ત એવા હિંદની સંપુર્ણ આઝાદીની પ્રાપ્તિ અર્થે જરૂર પડે હરકોઇ આત્મભોગ આપવાની આથી પ્રતિજ્ઞા લઉં છું.

અને આથી હું પ્રતિજ્ઞા લઉં છું કે સેવા અર્થે વખતોવખત જ્યાં અને જે ઉપરી અધિકારીઓ નીચે મને મૂકવામાં આવે એમના વાજબી અને કાયદેસરના તમામ હુકમોને મારા જીવના જોખમે પણ વફાદારી અને પ્રમાણિકપણે, સામો પ્રશ્ન કર્યા વગર તાબે થઇશ, અને એ અમલમાં મૂકીશ.

અને હું ગંભીરતા, અને અંતઃકરણપૂર્વક મારી જાતને હિંદને સમર્પણ કરું છું અને જાહેર કરું છું કે હિંદી સ્વાતંત્ર્ય સંઘને નિષ્ઠાપૂર્વક વળગી રહીશ અને તેને વફાદાર રહીશ.

નામ...... ટપાલ ઓફિસ......

હોદ્દો...... તહસીલ......

ટુકડી...... જિલ્લો......

ગામ......

નીચે પ્રમાણેના હોદ્દાઓ અને દરજ્જાઓ નક્કી કરવામાં આવ્યા હતા.

| હોદ્દો | દરજ્જો |
|---|---|
| જનરલ ઓફિસર | જનરલ |
| ફિલ્ડ ઓફિસર | કર્નલ<br>લેફ. કર્નલ<br>મેજર |
| સબાલ્ટર્ન ઓફિસર | કેપ્ટન<br>લેફટેનંટ<br>૨/લેફ. |
| સબ ઓફિસર | સબ ઓફિસર |
| નોનકમિશન્ડ<br>ઓફિસર | હવાલદાર<br>નાયક<br>લે/નાયક |
| સૈનિક | સૈનિક |

જુદા જુદા કેંદ્રોમાં ફેલી ફોજના કાર્યની ગોઠવણ નીચે પ્રમાણે કરવામાં આવતી હતી.




સામાન્ય કચેરીઓ . શાખાઓનો પત્રવ્યવહાર, મંસ્થાઓ, સ્ટોર, આઝાદ હિંદ ફોજના માણસોની નિમણૂક વગેરે—

નાણાંખાતું : અંદાજ પત્ર તૈયાર કરવું, ફાળો ઉઘરાવવાની યોજના ઘડવી, હિસાબો રાખવા અને તપાસવા.

જાસુસી : સામાન્ય, ખાસ.

પ્રચાર અને માહિતી : વાયુપ્રવચન, અખબાર, પ્રકાશનો, સંશોધન, પ્રચાર અને યોજનાઓ.

નવજુવાન પ્રવૃત્તિ : જુવાનો, સ્ત્રીઓ અને બાળકોના વિભાગો માટે ક્રાંતિકારી તાલીમની નીતિની યોજના ટર્ગ નવજુવાન તાલીમકેન્દ્રોનું નિરીક્ષણ.

રાહત : પૂર્વ એશિયાના હિંદીઓ માટે રાહત, વૈદ્યકીય મદદ અને સામાન્ય સુખસગવડ માટે વ્યવસ્થા કરવી

## [૨]

## 'ઝાંસીની રાણી' સેના

નેતાજીએ ઇચ્છયું હતું તે રીતે સ્ત્રીઓ માટે તાલીમકેંદ્રો ખોલવાનો સમય હવે આવી ગયો હતો. શ્યોનાનમાં શરૂ કરવામાં આવેલા પહેલા તાલીમકેંદ્રમાં માત્ર ૧૫૬ બહેનો જ આવી હતી. એની ઉદ્ઘાટન ક્રિયા વખતે સુભાષબાબુએ એમની સમક્ષ નીચે પ્રમાણે પ્રવચન કર્યું હતું.

બહેનો અને ભાઇઓ,

ઝાંસીની રાણી રેજીમેન્ટ માટેના આ તાલિમકેંદ્રની સ્થાપના એક અગત્યનું અને સૂચક પગલું છે. પૂર્વ એશિયામાંનાં આપણાં આંદોલનની પ્રગતિ એ એક મહત્વનું સીમાચિહ્ન છે.

એની અગત્ય પિછાનવા માટે તમારે એ ખ્યાલમાં રાખવાનું છે કે આપણું આન્દોલન એ કેવળ રાજદ્વારી આન્દોલન નથી. આપણે તો, ઉલટું, આપણા હિંદી રાષ્ટ્રના પુનરૂત્થાનના મહત્કાર્યમાં ઝંપલાવવું છે. આપણે, વાસ્તવિક રીતે, હિંદી રાષ્ટ્રમાં નવો પ્રાણ પૂરી રહ્યા છીએ, અને આ નવા પ્રાણનું, આ નવા જીવનનું ઘડતર સંગીન પાયા પર થાય એ જોવું આપણે માટે અગત્યનું છે. યાદ રાખજો કે આપણે આ પ્રચાર માટેનો એક તુક્કો નથી ઊભો કર્યો. આપણે આપણી નજર સમક્ષ, હિંદનો પૂનર્જન્મ થતો નિરખી રહ્યા છીએ. આપણી ભગિનીઓમાં પણ એ નૂતન પ્રાણનો સંચાર આપણને આજે દૃષ્ટિગોચર થઇ રહ્યો છે.

આપણે મહાન અને ભવ્ય ભૂતકાળના વારસદારો છીએ. હિન્દ જો ભવ્ય પ્રણાલિકાઓની ભૂમિ ન હોત તો આમાં ઝાંસીની રાણી જેવી વિરાંગના કદી

પાકત જ નહિ. હિંદની મહાન નારીઓનો ઇતિહાસ તો વેદના જેટલો પુરાતન છે. હિન્દમાં જ્યારે સંસ્કૃત સભ્યતાનાં ઋગી પીને એક ગૌરવશાળી સમાજ ઊભો થયો હતો ત્યારથી જ હિન્દી સ્રીત્વની મહત્તાનાં મૂળ નખાઇ ચૂક્યાં હતાં. ભૂતકાળમાં મહાન નારીઓને જન્મ આપનાર હિન્દના ઇતિહાસમાં જ્યારે યોગ્ય ઘડી આવી ત્યારે એ જ હિંદુસ્તાને, ઝસીની રાણીનો જન્મ આપ્યો. આજે પણ આપણા ઇતિહાસમાં એક ગંભીર ઘડી આપણી સામે આવી ઊભી છે અને મને શ્રદ્ધા છે કે હિન્દની સ્રીશક્તિ એનો મુકાબલો કરવામાં પાછી પાની નહિ કરે. આઝાદીના સંગ્રામ માટે હિન્દ એક ઝસીની લક્ષ્મીબાઈ પેદા કરી શક્યું તો આજે જ્યારે સમગ્ર હિન્દના ૩૮ કરોડ હિન્દીજનોની આઝાદીનો સંગ્રામ ખેલાઇ રહ્યો છે ત્યારે હિંદુસ્તાને એક નહિ પણ હજારો લક્ષ્મીબાઇઓ પેદા કરવાની રહે છે—અને હિન્દ એ પેદા કરશે જ એમાં મને શક નથી.

હિન્દના પુરાતન કાળના ઇતિહાસમાં મૈત્રિયી, ગાર્ગી વગેરે જ્વલન્ત વ્યક્તિઓની પ્રતિભા આજે પણ આપણી આંખને આંજી રહી છે. તેમ જ અર્વાચીન કાળના ઇતિહાસમા પણ મહારાષ્ટ્રની અહલ્યાબાઇ, બંગાળની રાણી ભવાની, રઝીઆબેગમ અને નુરજહાનની પ્રતિભા આપણું લક્ષ્ય રોકી રહી છે. હિન્દમાં બ્રિટનનું શાસન સ્થપાયું તે પહેલાંના જ કાળમાં આ બધાં પોતાની તંત્રસંચાલનની પરોપકારી શક્તિનો પરિચય પ્રજાને આપી ગયાં હતાં. હિન્દની ભૂમિમાં અનેક રત્ન પાકે છે અને પાકશે એની મને ખાતરી છે. હિંદનાં સ્રી જગતનાં ઉદ્યાનમાં અદ્ભુત પુષ્પો ખીલવાનાં છે એની મને શંકા નથી.

જ્યારે ૧૯૨૧માં હિન્દમાં એક નવો રાજદ્વારી યુગ શરૂ થયો ત્યારે આપણી હજારો અને લાખો બહેનોએ, એ વખતે શરૂ થયેલાં આંદોલનમાં ઝૂકાવ્યું, અને અપ્રતિમ ભોગો આપ્યા. એ વખતે તો જેલ જવું એ એક ઘણી મોટી બાબત હતી. કારાવાસની અગ્નિપરીક્ષામાંથી પસાર થવા માટે આપણા હિન્દી ભાઇબહેનો પ્રવૃત્ત બન્યાં અને ૧૯૨૧માં, કલકત્તાની બે જેલો કેવી ઊભરાઇ ગઇ હતી તેનું હજી મને બરાબર સ્મરણ છે, બ્રિટિશરોએ બે વધુ જેલો બાંધી પણ એ વધારાની જેલો પણ થોડા જ વખતમાં ખીચોખીચ ભરાઈ ગઈ.

બ્રિટિશરોને જ્યારે માલમ પડયું કે હિન્દીઓને હવે કારાવાસનો ભય રહ્યો નથી ત્યારે એમણે પોતાની ચાલબાજી બદલી. તેમણે નેતાઓને જેલમાં નાંખીને, એમણે આમસમુદાય સામે લાઠીઓ અને ગોળાઓનો ઉપયોગ કરવાનું શરૂ કર્યું. એ વખતે સવિનય કાનુન ભંગની ચળવળમાં ભાગ લેવો એટલે લાઠી અને ગોળી ખાવા સુધીની તૈયારી રાખવી એવું મનાતું અને એમ છતાં પણ માત્ર પુરુષો જ નહિ પણ

સ્ત્રીઓ સુદ્ધાં હજારોની સંખ્યામાં એ લાઠી અને ગોળી પોતાના પર ઝીલવા માટે મેદાને પડી. કલકત્તામાં એક વખત જ્યારે અમે સરકારના હુકમનો અનાદર કરીને સરઘસ કાઢયું હતું ત્યારે પોલિસોએ આ સરઘસ વીખેરવા માટે જબરો લાઠીચાર્જ કર્યો હતો. એ વખતે અમારી અને પોલિસની વચ્ચે અમારી હિન્દી બહેનોએ એક અભેદ્ય દિવાલ રચી દીધી હતી અને એક તસુ પણ ખસ્યા સિવાય લાઠીઓની ઝડી પોતાનાં શરીર પર ઝીલી હતી. એ દૃશ્ય આજે મારી આંખ સામેથી દૂર નથી. હિંદની સ્ત્રી–શક્તિ ઉત્તરોત્તર કેવી પ્રગતિ કરતી હતી તેની મને ત્યારે પ્રતીતિ થઇ હતી.

માત્ર સવિનય કાનુનભંગની ચળવળના ઇતિહાસમાં જ નહિ પણ ક્રાંતિકારી પક્ષની ચળવળના ઇતિહાસમાં પણ આપણને આપણી હિન્દી વિરાંગનાઓનાં અદ્ભુત કૃત્યોનાં ઉદાહરણો જોવા મળે છે. કેટલીએ સાહસિક ક્રાંતિવાદી બહેનો મારી મિત્રો છે. સવિનય કાનુનભંગ માટે એક પ્રકારની દ્દઢી તાકાતની જરૂર પડે છે; ક્રાંતિકારી ને—એક બીજા પ્રકારની, વધુ સક્રિય ગણાય એવી તાકાતની જરૂર પડે છે. આવા પ્રકારની તાકાતની પણ આપણી બહેનોમાં કોઈ ઉણપ નહોતી. ૧૯૩૧માં અંગ્રેજ મેજીસ્ટ્રેટ ઉપર બે બાળાઓએ ગોળી ચલાવી હતી. એ બાળાઓમાંથી એકની ઉમ્મર ૧૬ વર્ષની અને બીજીની માત્ર ઉમ્મર ૧૭ વર્ષની હતી. હિન્દમાં તે વખતે સામાન્ય માણસો મેજીસ્ટ્રેટ સમક્ષ ઊભા રહેતાં થરથરતાં, પણ આ બે બહેનો તો સીધી મેજીસ્ટ્રેટને ઘેર ગઈ અને એને ગોળીએ દીધો. આ બહેનોની હિમ્મત કેવી અદ્ભુત હશે તેની કલ્પના તમે જ કરી લેજો. આવી હિંમત કંઇ આકાશમાંથી ટપકી પડતી નથી. એ તો હિન્દની ધરતીનું સ્વયંભૂ તત્વ છે. હિન્દની ભવ્ય પ્રણાલિકામાં એનાં મૂળ રહેલાં છે.

૧૯૨૮થી હિન્દની સ્ત્રી–સંસ્થાઓમાં હું રસ લેતો આવ્યો છું અને મને માલમ પડયું છે કે મારી બહેનોને જો યોગ્ય તક મળે તો તેઓ ગમે ત્યારે પણ વિકટ પ્રસંગને પહોંચી વળી શકે એમ છે. બંગાળમાં એક રાષ્ટ્ર મહિલા સંઘ હતો. એણે ભારે સુંદર કામગીરી બજાવી હતી. ૧૯૨૮માં ૫૦૦ સ્ત્રીઓનું એક સેવિકાદળ ઊભું કરવામાં આવ્યું હતું. આ દળની પરેડ સુંદર રીતે થતી અને તેઓ શિસ્ત પણ એવી સુંદર રીતે સાચવતાં કે તેમની જેટલી પ્રશંસા કરીએ એટલી ઓછી છે. હિન્દી મહિલાઓને જો વેગ, પ્રેરણા અને કામ કરવાની તક આપવામાં આવે તો તેઓ કોઇ પણ કામ સફળતાથી પાર પાડી શકે એની મને ત્યારે ખાતરી થઇ હતી. એક ગુલામ દેશમાં, જે અને

જેવાં હથિયારો મળી શકે તે અને તેવાં હથિયારો વડે, બહેનોને તાલીમ આપતી મહિલા સંસ્થાઓ મેં હિંદમાં જોઈ છે. લાઠીઓ અને ખંજર વડે તાલીમ લેતી બહેનો મેં જોઈ છે. તેમની પ્રગતિ હંમેશા મારાં સાનંદાશ્ચર્યનો વિષય બની રહી છે.

આથી જ્યારે મેં, હિન્દી સ્વાતંત્ર્ય આંદોલનનું સૂત્ર-સંચાલન હાથમાં લીધું ત્યારે આપણી બહેનોને પણ, હાલની ગંભીર ઘડીએ, બહેનોની સેવા કરવાની તક આપવી જોઈએ એવું મને લાગવા માંડયું. મેં આ અંગે ઘણાની સલાહ લીધી અને ઘણાઓએ મને કહ્યું કે, મહિલાઓની ટુકડી હિંદમાં ઊભી કરવાનું ભલે સહેલું હશે પણ પૂર્વ એશિયામાં તો એવી ટુકડી ઊભી કરવી લગભગ અસંભવિત છે. પણ એ લોકોનું આ મંતવ્ય મારી શ્રદ્ધા ચલાયમાન કરવામાં શક્તિમાન નિવડયું નહિ...અને આજે, આપણી બહેનોએ પ્રાપ્ત કરેલી સિદ્ધિનું તાદૃશ્ય દૃષ્ટાન્ત તમે તમારી નજરો નજર જોઈ શકો છો. એમનું કામ તો જુલાઈથી શરૂ થયું હતું અને તેમને માટેનું તાલીમ કેન્દ્ર ખોલવામાં અત્યાર સુધીનો જે વિલંબ થયો છે તેમાં એમનો કંઈ વાંક નથી. એ કેન્દ્ર માટેની જરૂરી વ્યવસ્થા કરવામાં અને જરૂરી સ્થાન શોધવામાં અમને જે મુશ્કેલીઓ નડી હતી તેથી જ આ વિલંબ થયો છે. એ દરમિયાનમાં આપણી બહેનોની ધીરજ ખૂટી ગઈ હતી તેની પણ મને ખબર છે તેઓ તો એક પ્રતિનિધિમંડળ દ્વારા મને પૂછાવવા માગતા હતા કે હું તેમને ભૂલી ગયો હતો કે શું? આજે આ તાલીમછાવણી તૈયાર થઈ ગઈ છે અને ઝાંસીની રાણીના જન્મદિને જ એની ઉદ્‌ઘાટન ક્રિયા થાય છે એ જોઈને મને ઘણો સંતોષ અને આનંદ થયો છે.

આજે મારે ઝાંસીની રાણી વિષે બે શબ્દો કહેવા છે. ઝાંસીની રાણીએ જ્યારે જંગમાં ઝૂકાવ્યું ત્યારે એની ઉમ્મર માત્ર વીસ વર્ષની હતી. વીસ વર્ષની એ યુવતી, ઘોડો પલાણીને, તલવાર વીંઝતી જ્યારે રણમેદાને પડી હશે ત્યારે એના ચિત્તમાં શા શા વિચારો ઝબકી ગયા હશે તેની કલ્પના તો તમે જ કરી લેજો. સાથોસાથ એની હિમ્મત અને એના જુસ્સાની કલ્પના પણ તમે કરી લેજો. એની સામે લડનારા અંગ્રેજ સેનાપતિએ જણાવ્યું હતું કે "બળવાખોરોમાં સૌથી ઉત્તમ અને સૌથી બહાદુર એ હતી" એને આ વસ્તુ કબૂલ રાખવી પડી હતી. કારણકે ઝાંસીની રાણીની વીરતા, વાદળથી છાયો સૂર્ય છૂપી શકે નહિ એમ કોઈથી છુપાવી છુપાવાય એમ નહોતું. પહેલાં

તો એ ઝાંસીના કિલ્લામાં રહીને લડી અને જ્યારે એ કિલ્લાને ઘેરો નાખવામાં આવ્યો ત્યારે એ ત્યાંથી છટકીને કાલ્પી પહોંચી. ત્યાં આગળ રહીને પણ એણે પોતાનું યુદ્ધ જારી રાખ્યું. આ રણ–મોખરા ઉપરથી પણ જ્યારે એને પાછો હઠવાનો વખત આવ્યો ત્યારે એણે તાત્યા ટોપી સાથે સંધિ કરીને, ગ્વાલિયરનો કિલ્લો કબજે કર્યો અને એ કિલ્લાને એક મથક બનાવીને અંગ્રેજો સામેનું યુદ્ધ જારી રાખ્યું. આ છેલ્લી અને મહાન લડાઈમાં લડતાં લડતાં એ મૃત્યુ પામી.

એક કરતાં વધુ પરાજયો પચાવી જઈને પણ લડાઈ જારી રાખવામાં કેટલી હિમ્મત જોઈએ છે એનો ખ્યાલ સહેલાઈથી નહિ આવી શકે. આ વીસ વર્ષની રાણીએ જે ધીરતા અને જે વીરતા બતાવી છે તે તો આપણે માટે ચિરંજીવી પ્રેરણા સમાન બની રહેશે.

કમનસીબે ઝાંસીની રાણીનો પરાજય થયો. પણ એ કાંઇ એનો વ્યક્તિગત પરાજય નહોતો. એ તો સમગ્ર હિંદનો પરાજય હતો. એનું શરીર આજે ભલે જીવતુ ન હોય પણ એનો આત્મા–એનો જુસ્સો તો કદી મરવાનો નથી. હિન્દ બીજી ઝાંસીની રાણીઓ પેદા કરશે અને વિજય માર્ગે પ્રસ્થાન કરશે.

આજે જે તાલીમ છાવણી ઉઘડી રહી છે એમાં આપણી ૧૫૬ બહેનો તાલીમ લેવાની છે. પણ હું તો આશા રાખું છું કે સ્યોનાનમાં આ ૧૫૬ નો આંકડો વધીને ૧૦૦૦નો આંકડો થોડા જ વખતમાં થઈ જશે. થાઇલેન્ડ અને બર્મામાં પણ બહેનો માટેની તાલીમ છાવણીઓ ખોલવામાં આવી છે પણ સ્યોનાનમાંની છાવણી એ મધ્યસ્થ વડી છાવણી છે અને આવી મધ્યસ્થ છાવણીમાં તો હજાર જેટલી ભવિષ્યની લક્ષ્મીબાઈઓ હોવી જ જોઈએ એવું મારૂં માનવું છે.

સ્યોનાન ખાતેની ઝાંસીની રાણી ટુકડીના સરદારે તમારી સમક્ષ હમણાં જ પ્રવચન કર્યું. એમણે, રાત દિવસની અવિશ્રાન્ત તૈયારી કરીને પણ દિલ્હી તરફની કૂચ માટે કટિબદ્ધ થવાનો, એ ટુકડીનો અડગ નિર્ણય પણ તમને વર્ણવી બતાવ્યો. આજે "ચલો દિલ્હી"ની ઘોષણા જ્યારે મારી બહેનોના મુખમાંથી હું સાંભળું છું ત્યારે મારૂં હૃદય આનંદથી ઊભરાઈ જાય છે. મારા ભાઈઓએ ગજવેલા આ નાદ સાથે હવે મારી બહેનો પણ સામેલ બની છે.

હવે મારે ઝાઝું રહેવાનું નથી. અત્રે હાજર રહેલા પ્રતિનિધિઓ મારા સંદેશાનો પોતપોતાનાં ક્ષેત્રમાં પ્રચાર કરે અને તમારી સમક્ષ મેં રજૂ કરેલો કાર્યક્રમ પૂરો કરવા પ્રવૃત્ત બને એટલો જ આગ્રહ મારે કરવાનો છે."

સ્ત્રીઓના સહકારની સુભાષબાબુએ જે આશા રાખી હતી તે આ તાલીમ કેંદ્ર પછી પૂર્ણ રૂપમાં ફળવા લાગી. 'ઝાંસીની રાણી' રેજીમેન્ટની રચના થતાં જ એમાં સ્ત્રીઓ જોડાવા લાગી. એક અદ્ભુત વ્યક્તિત્વ ધરાવતી બહાદુર નારીનું નેતૃત્વ આ વિભાગને મળી ગયું. સુભાષ બાબુ પછી કોઈના નામનું વધુમાં વધુ જાદુ પથરાયુ હોય તો તે ભારત વર્ષની બહાદુર કન્યા લક્ષ્મીનું. એના નેતૃત્વ નીચે સ્ત્રી-પ્રવૃત્તિનો વિકાસ થતો જ ગયો.

આપણે એમ કહી શકીએ કે મૈત્રેયી ઝાંસીની રાણી, અહલ્યાબાઈ, ચાંદબીબી, રઝિયા બેગમ અને ભવાની વગેરે હિંદના ઇતિહાસની તવારીખ સર્જનાર ભારત પુત્રીઓમાં એક વધુ ઉજ્જ્વળ નામ ઉમેરાયું છે, અને તે છે કર્નલ લક્ષ્મીનું. આઝાદ હિંદ ફોજ કે નેતાજીના નામોચ્ચારણ સાથે જ કેપ્ટન લક્ષ્મીનું નામ હોઠે આવે છે.

સંસ્કૃતમાં સુભાષિત છે. યુવાની, રૂપ, ધન કે બુદ્ધિમાંથી ગમે તે એક હોય તો માણસને તેનો મદ ચડ્યા વિના રહેતો નથી. પરંતુ જ્યાં ચારે વસ્તુ ભેગી થઈ હોય ત્યાં શું? આ સુભાષિત કેપ્ટન લક્ષ્મી ખોટું પાડે છે. બત્રીસ વસંતો એમણે વટાવી છે. 'ચલો દિલ્હી' કે 'જય હિંદ'નો એ પોકાર કરે છે ત્યારે આ નારીની પ્રત્યેક રેખામાંથી વતનની આઝાદીની તમન્ના જાણે કે મૂર્તરૂપ ધારણ કરે છે. કોઈ વિખ્યાત ચિત્રકારે સર્જેલી કોઈ સૌંદર્યમૂર્તિના મુખચંદ્રને મળતો સુરેખ એમનો ચહેરો છે. એ બોલે છે ત્યારે જાણે ફૂલ વેરાય છે, હસે છે ત્યારે નિખાલસતા ટપકે છે. કોઈ કવિની કલ્પનાએ જાણે કર્નલ લક્ષ્મી બની અવતાર ધાર્યો હોય! એમનું કુટુંબ શ્રીમંત છે. કુટુંબીઓમાં એમની માતા મદ્રાસ કોંગ્રેસના સુપ્રસિદ્ધ આગેવાન શ્રીમતી અમ્મૂ સ્વામીનાથન્, બે ભાઈ અને એક બહેન છે. એમના પિતા મદ્રાસના જાણીતા બેરીસ્ટર ગણાતા હતા. કે. લક્ષ્મીના શૈશવમાં જ પુત્રીએ પિતાની મીઠી છાંય ગુમાવી હતી.

તત્ત્વજ્ઞાન, નૃત્ય ઉપરાંત રમતગમતના-ખાસ કરીને ક્રિકેટ અને ટેનિસના-પણ એ ભારે શોખીન હતા. સિનેમાનું પણ જબરું આકર્ષણ હતું. આમ છાત્રજીવન ખૂબ એશઆરામમાં વીત્યું. એમના કુટુંબીજનો ભર્તૃહરિએ ગણાવેલા

સાહિત્ય, સંગીત અને કલાના ભારે શોખીન છે. મોટરમાર્ગે પ્રવાસ ખેડવાનો ઘણો લહાવો લક્ષ્મીએ લીધો છે. પૂરઝડપે એમની ચોકલેટ રંગની મોટર દોડી જતી હતી ને પોલિસે અટકાવવાના પ્રયત્ન કર્યો. છેવટે માર્ગપર મોટર થંભી. ક્ષોભ પામતા પોલિસે રહ્યું :

"કેટલા વેગથી મોટર હંકારવી તે ખબર નથી આપને ?"

"વેગને બંધનો કેવાં" એને પેલો પોલિસ વધુ કંઇ કહેવા પ્રયત્ન કરે છે; શબ્દો એના મોંમાં જ રહી જાય છે ને લક્ષ્મી પૂરપાટ મોટર હંકારી જાય છે.

એમને વિષે એવો જ એક બીજો પ્રસંગ ખૂબ જાણીતો છે.

માતાપુત્રી એક વાર ગાડીમાં પ્રવાસ કરતા હતાં. એ જ ટ્રેનમાં શ્રી. જે. કૃષ્ણમૂર્તિ પણ પહેલા વર્ગમાં હતા. એમની ઓળખાણ આપીને માતા જતી રહી. પછી લક્ષ્મીએ પહેલા વર્ગના આ ધર્મપ્રચારક પાસે જઇ સીધો જ પ્રશ્ન કર્યો: 'શા માટે તમે પહેલા વર્ગમાં પ્રવાસ કરો છો? જનતાના સંપર્ક માટે તમારા જેવાએ તો લોકોની સાથે જ રહેવું ઘટે." કદી પણ આવી આશા નહિ રાખનાર ધર્મપ્રચારક જરાક મૂંઝાયા ને પછી સસ્મિત કહ્યું "બેન, મારી જગ્યાએ તમે આવી જાઓ. તમારા ડબ્બામાં હું બેસીશ."

નાનકડો લાગતો આ પ્રસંગ લક્ષ્મીની નિર્ભયતાના દર્શન કરાવી જાય છે. એક વખત તો આખી યે મોટર ઊંધી વળી ગઇ હતી તથાપિ મન પર કાબૂ આણી જાણે કશું જ ન બન્યું હોય એમ, સ્વસ્થ ચિત્તે, હાથમાં રેકેટ લઈ, ટેનિસ રમવા એ ઉપડી ગયેલાં.

આમ છતાં આઝાદીની પ્યાસ તો એમના હૈયામાં સતત હતી. ઇન્ટરની પરીક્ષામાં પાસ થયા પછી એમની સાથે લગ્નગ્રંથીથી જોડાવા અનેક યુવકો તત્પર થયા હતા. પરંતુ એમને તો પીડિતો ને ઘાયલોની શુશ્રૂષા કરવી હતી. આથી એ મદ્રાસની મેડિકલ કોલેજમાં દાખલ થયા. ને અહીં બેંગ્લોરના બી. કે. નામ જુંડારાવ નામના એક બ્રાહ્મણ યુવાન સાથે એમને સંબંધ બંધાયો. એ વિમાની હતો. બંને એમાં ખૂબ ફર્યાં. છેવટે બંનેના લગ્ન થયાં. એક મા વિના સર્વને આથી આશ્ચર્ય થયું. તબીબી શિક્ષણ દરમિયાન એ ઇંગ્લાંડ ગયા. ત્રણ ચાર મહિના ત્યાં રહ્યાં પણ ખરાં. લક્ષ્મીએ વિમાની સાથે કરેલાં લગ્ન ઝાઝો સમય ટક્યાં નહિ. આજે ય એમના જૂના પતિ તાતા એરલાઇન્સમાં વિમાની તરીકે કામ કરે છે. પાછળથી એમણે મદ્રાસ મેડિકલ

કારણે હિંદુસ્તાન કદી યુદ્ધ ખેલી શકતું નથી. આજે પરિસ્થિતિ જ એવી નિર્માણ થઈ છે કે આપણે આપણી એ બંને ખોટ પૂરી કરી શકીએ છીએ.

રાષ્ટ્રિય ફોજની રચનાએ આપણને આટલી પ્રગતિ કરાવી છે. હિંદી આઝાદ સંઘ જો આઝાદ હિંદ ફોજ ન રચી શક્યો હોત તો તેનું સ્થાન કદી ઊંચુ આવત નહિ. અને સામાન્ય પ્રચારકાર્ય કરતાં વિશેષ પ્રવૃત્તિ એ કરી શકત નહિ. આઝાદ હિંદ ફોજના કારણે જ આજે આપણે કામચલાઉ સરકાર સ્થાપવાને શક્તિમાન થઈ શકીએ છીએ. ફોજ વિનાની સરકાર અસંભવિત જ ગણાય. આ સરકારનો ઉદ્‌ભવ આખરી યુદ્ધ લડી લેવાની આપણી યોજનામાંથી જ થયો છે.

આવી સરકાર સ્થાપીને એક બાજુ હિંદના મુક્તિકાર્યને આપણે વેગ આપીએ છીએ અને બીજી બાજુ ઇતિહાસની ખેડાયેલી પગદંડી ઉપર જ પગલાં માંડીએ છીએ. વર્તમાન કાળમાં જ આયરલૅન્ડના લોકોએ એમ કર્યું હતું. ઝેક લોકોએ પણ આ જ માર્ગ સ્વીકારેલો, કમાલ આતાતુર્કની સરદારી નીચે બહાદુર તુર્કોએ પણ આમ જ કરેલું.

આપણી પોતાની ભાવનામા વિચારીએ તો આ સરકાર સામાન્ય કાળની સરકાર જેવી નહિ હોય. એની રચના અને એનું કાર્ય અનેક રીતે અનોખા પ્રકારનાં રહેશે. એક પ્રકારની લડાયક તાકાત એનું સાચુ સ્વરૂપ હશે. આ કારણે આપણી સરકાર એવા જ કાર્ય વિભાગો ગોઠવશે, જે આખરી યુદ્ધ લડવા માટે આવશ્યક હશે.

આ સરકારનું પ્રધાનમંડળ નાગરિકો અને સૈનિકો એમ બંનેનાં પ્રતિનિધિત્વવાળું હશે. યુદ્ધ લડવું એ જ આ સરકારનું મુખ્ય કર્તવ્ય હોવાથી સૈનિકોનું પ્રતિનિધિત્વ થોડું વધારે પણ હોવાનું જ. સામાન્ય પ્રધાનો ઉપરાંત સલાહકાર મંડળ પણ રચવામાં આવશે અને એ દ્વારા સમગ્ર પૂર્વ એશિયાના હિંદીઓ સાથે સંસર્ગ રાખી શકાશે. અને એ દ્વારા યુદ્ધ પ્રયાસોને વેગ આપી શકાશે.

આ કામચલાઉ સરકાર જ્યારે હિંદની ભૂમિ ઉપર પહોંચશે ત્યારે કેટલાક નવા વિભાગો ઉમેરવામાં આવશે અને ત્યારે તેની રચનામાં પણ ફેર પડશે.

આ સરકાર સ્થાપીને આપણે આપણા વિજયને નજીક લાવીએ છીએ. યુદ્ધનો માર્ગ મોકળો બનાવીએ છીએ. હવે આપણી ફોજ અહીંથી ઉપડશે, હિંદની ભૂમિમાં પ્રવેશી દિલ્હીના માર્ગે વિજયકૂચ કરશે."

એ પછી નીચેનું જાહેરનામુ પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. જાહેરનામાની નીચે પ્રધાનમંડળના મભ્યોના હસ્તાક્ષરો હતા :

"૧૭૫૭માં બંગાળમાં અંગ્રેજોને હાથે પહેલો પરાજય ખાધા પછી હિંદીઓએ એક સો વરસના ગાળામાં અંગ્રેજો સાથે સતત અને સખત લડાઇઓ લડયા કરી આ સમયનો ઇતિહાસ અનન્ય વીરતા અને કુરબાનીનાં ઉદાહરણોથી છનકાય છે. એ ઇતિહાસના પાનાઓમાં બંગાળના સિરાજ–ઉદ્ દૌલા અને મોહનલાલ, દક્ષિણ હિંદના હૈદરઅલી, ટીપુ સુલતાન અને વેલુ થામ્પી, મહારાષ્ટ્રના આપ્પાસાહેબ ભોંસલે અને બાજીરાવ પેશ્વા, અયોધ્યાની બેગમો, પંજાબના સરદાર શ્યામસિંહ અટારીવાલા અને ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ, તાત્યાટોપી, ડુમરાવના મહારાજ કુવરસિંધ અને નાનાસાહેબના નામ હંમેશને માટે સોનેરી અક્ષરે કોતરાયેલાં રહેશે. આપણા કમભાગ્યે, આપણા પૂર્વજોને શરૂઆતમાં એ ખ્યાલ ન આવ્યો કે, અંગ્રેજો આખા હિંદને ગળી જવા માગે છે અને તેથી તેમણે દુશ્મન સામે એક સંગઠિત મોરચો ન રચ્યો. આખરે જ્યારે હિંદના લોકોને પરિસ્થિતિનું સાચુ ભાન થયુ ત્યારે એમણે એકત્ર થઇને જંગ ઉપાડયો અને ૧૮૫૭ની સાલમા, બહાદુરશાના ઝંડા નીચે, સ્વાધીનતાના શહીદો તરીકે યુદ્ધ લડયા

"૧૮૫૭ પછી, અંગ્રેજોએ હિંદી પ્રજા પાસેથી, બળજબરીથી હથિયારો ખૂંચવી લીધા અને એમને માથે દમન અને ત્રાસનું ચક્ર ચલાવ્યુ. થોડાક સમય સુધી પ્રજા એનાથી દબાયલી પડી રહી પરંતુ ૧૮૮૫ની સાલમાં હિંદી રાષ્ટ્રીય મહાસભા (કોંગ્રેસ)નો જન્મ થતા ફરી પાછી નવી જાગ્રતિ આવી ૧૮૮૫ થી તે ગયા વિશ્વયુદ્ધના અંત સુધી, હિંદની પ્રજાએ ગુમાવેલી આઝાદી પાછી મેળવવા માટેના પ્રયત્નમાં શકય હોય એટની બધી રીતો અજમાવી જોઇ—ચળવળ અને પ્રચારકાર્ય, બ્રિટિશ માલનો બહિષ્કાર, ત્રાસવાદ અને ભાંગફોડ અને છેલ્લે, હથિયારસજ્જ બંડ પણ આ બધા પ્રયત્નો તત્કાળ પૂરતા નિષ્ફળ ગયા. છેલ્લે ૧૯૨૦માં નિષ્ફળ બનેલી હિંદી પ્રજા નવા માર્ગની શોધમાં ફાંફા મારતી હતી ત્યારે મહાત્મા ગાંધીજી અસહકાર અને સવિનયભંગનું નવુ શસ્ત્ર લઇને આગળ આવ્યા.

"આ રીતે હિંદના લોકોએ પોતાનું રાજકીય આત્મભાન પાછુ મેળવ્યુ, એટલુ જ નહિ પણ ફરી એક વાર પોતાનું રાજકીય વ્યક્તિત્વ એમણે પ્રાપ્ત કરી લીધુ. તેઓ એક જ અવાજે બોલવા લાગ્યા અને એક જ સર્વસામાન્ય ધ્યેય માટે સંગઠિત નિશ્ચય બળથી મથવા લાગ્યા. ૧૯૩૭થી તે ૧૯૩૯ સુધી, આઠ

પ્રાંતોમાંના કોંગ્રેસ પ્રધાનમંડળોના કાર્ય દ્વારા, પોતાનું તંત્ર સમાલી શકવા પોતે સમર્થ છે એનો પુરાવો એમણે આપ્યો. આ રીતે, આ વિશ્વયુદ્ધને વખતે, હિંદની મુક્તિ માટેના અંતિમ સંગ્રામનો મોકો બરાબર પાકી ગયો છે...

"અંગ્રેજ રાજ્યે પોતાના છળકપટથી હિંદીઓને બનાવી લઇને તથા લૂંટફાટ અને શોષણથી તેમને ભૂખમરા અને મૃત્યુના મુખમાં ધકેલી દઇને હિંદી પ્રજાની શુભેચ્છા સદંતર ગુમાવી દીધેલ છે અને આજે એ તદન ડગમગતી સ્થિતીમા આવે છે, એ કમનસીબ રાજ્યની છેલ્લી નિશાનીઓનો નાશ કરવા માટે એક જ જ્વાળાની જરૂર છે. એ જ્વાળા પ્રગટાવવી એ કાર્ય હિંદની આઝાદ ફોજનું છે.

"આઝાદીની ઉષા ઊગવાની ઘડી આવી પહોચી છે તે વખતે, અત્યારે હિંદી લોકોએ એમની કામચલાઉ સરકાર સ્થાપીને એ સરકારના ઝંડા નીચે આખરી જંગ ખેલી લેવો જોઇએ, પણ બધા હિંદી નેતાઓ જેલમાં હોવાને કારણે તથા સર્વ હિંદીઓ સદંતર શસ્ત્રવિહોણા હોવાને લીધે ખુદ હિંદમા કામચલાઉ સરકાર સ્થાપવાનું અથવા તો એવી સરકારની નેતાગીરી નીચે સશસ્ત્ર જંગ શરૂ કરવાનું શક્ય નથી. એથી પૂર્વ એશિયામાના " હિંદ સ્વાતંત્ર્ય સંઘે", હિંદના તેમ જ બહારના સર્વ દેશભક્ત હિંદીઓના ટેકાથી, એ કાર્ય ઉપાડી લેવુ જોઈએ અને એ સંઘે ઊભી કરેલી આઝાદ હિંદ ફોજની સહાયથી આઝાદીનુ આખરી યુદ્ધ ખેલવુ જોઈએ એ એની પવિત્ર ફરજ છે, ધર્મ છે.

"હકૂમતે આઝાદ હિંદને દરેક હિંદીએ વફાદાર રહેવુ જોઇએ. એ વફાદારી મેળવવાનો એનો અધિકાર છે. એ હકૂમત (સરકાર) પોતાના બધા જ નાગરિકોને રાજકીય સ્વાતંત્ર્ય તથા સમાન અધિકારો અને સમાન અવસરની બાંહેધરી આપે છે. આખી પ્રજા અને એના સર્વ વિભાગો માટે સુખ અને આબાદી પ્રાપ્ત કરવી, દેશના બધા જ બાળકોને એક સરખી રીતે સંભાળવા અને પરદેશી સરકારે ભૂતકાળમા કપટથી પોષેલા મતભેદોને નાબૂદ કરવા એ એનો મક્કમ નિરધાર છે

"ઈશ્વરને નામે, હિંદના લોકોને એક પ્રજામાં પલટવનાર ભૂતકાલીન પેઢીઓને નામે અને આપણા માટે વીરતા અને શહાદતનો ભવ્ય વારસો મૂકી જનાર સદ્દગત વીરોને નામે અમે હિંદના લોકોને અમારા ઝંડા નીચે એકત્ર થવાની અને હિંદની આઝાદી માટે જંગ ખેલવાની હાકલ કરીએ છીએ અંગ્રેજો અને હિંદમાંના એમના મળતીઆઓ સામે આખરી યુદ્ધ આરંભવાની અને એ જંગ બહાદુરી, ધૈર્ય અને આખરી વિજય ઉપરની અચલ શ્રદ્ધા

સાથે ખેલવાની અમે હાકલ કરીએ છીએ. હિંદની ધરતી પરથી દુશ્મનને હાંકી કાઢવામાં આવે અને હિંદના લોકો ફરી એક વાર સ્વાધીન થાય ત્યાં સુધી આ જંગ ખેલવાની અમે હાકલ કરીએ છીએ."

આ જાહેરનામા નીચે, આરઝી હકૂમત–એ–આઝાદ–હિંદ તરફથી નીચેની વ્યક્તિઓએ સહી કરી છે :

શ્રી. સુભાષચંદ્ર બોઝ–સરકારના વડા, વઝીરે આઝમ અને યુદ્ધ તથા પરદેશ ખાતાના પ્રધાન; શ્રીમતી લક્ષ્મી સ્ત્રીઓના સંગઠન ખાતાના પ્રધાન, શ્રી. એસ. એ. અય્યર–પ્રચાર ખાતાના પ્રધાન; લેફ્ટેનન્ટ એ. સી. ચેટરજી–નાણા ખાતાના પ્રધાન; લેફ્ટેનન્ટ કર્નલ અઝીઝ એહમદ, લેફ્ટેનન્ટ કર્નલ એન. એસ. ભગત, લેફ્ટેનન્ટ કર્નલ જે. કે. ભોંસલે, લેફ્ટેનન્ટ કર્નલ ગુલઝારસિંઘ, લેફ્ટેનન્ટ કર્નલ એમ. ઝેડ. કયાની. લેફ્ટેનન્ટ કર્નલ એ. ડી. લોકનાથન, લેફ્ટેનન્ટ કર્નલ એહસાન કાદીર, લેફ્ટેનન્ટ કર્નલ શાહનવાઝ–લશ્કરના પ્રતિનિધિઓ; શ્રી. એ. એમ. સહાય–પ્રધાનના દરજ્જાના મંત્રી; શ્રી. રાસબિહારી બોઝ–સૌથી વડા સલાહકાર; શ્રી. કરીમ ગની, શ્રી. દેવનાથ દાસ, શ્રી. ડી. એમ. ખાન, શ્રી. એ. યેલાપ્પા, શ્રી. જે. થાવી, સરદાર ઈશ્વરસિંઘ–સલાહકારો; શ્રી. એ. એન. સરકાર–ધારાકીય સલાહકાર.

આ સરકારની તા. ૨૧મીએ સ્થાપના થઈ અને તા. ૨૩મીએ જર્મની અને જાપાન સહિત, એમની અસર તળેની નવ સરકારોએ સત્તાવાર રીતે કામચલાઉ સરકારનો સ્વીકાર કર્યો.

આવો સ્વીકાર થયા પછી તા. ૨૪–૧૦–૨૬૦૩ (૧૯૪૩) ને દિને મળેલા અખબારી પ્રતિનિધિઓ સમક્ષ સુભાષબાબુએ ટોકિયો કલબમાં નીચે પ્રમાણે નિવેદન કર્યું:

"આરઝી–હકૂમતે–આઝાદ હિન્દની રચના થવાની સાથે અને શાહી જાપાની સરકારે એ હકૂમતનો સ્વીકાર કરવાની સાથે, મારા રાજદ્વારી જીવનનું બીજું સ્વપ્ન સિદ્ધ થયું છે. મારું પહેલું સ્વપ્ન એક રાષ્ટ્રીય ક્રાંતિકારી સૈન્ય ઊભું કરવાનું હતું એ હું તમને જણાવી દઉં. હવે માત્ર મારું એક જ સ્વપ્ન સિદ્ધ થવાનું બાકી છે–અને તે છે આઝાદી માટે લડવું અને આઝાદી હાંસલ કરવી.

મારું આ સ્વપ્ન પણ સિદ્ધ થશે એવી મને શ્રદ્ધા છે. છેલ્લાં થોડા વરસો દરમિયાન બની રહેલી ઘટનામાં મને ઈશ્વરી સંકેતનાં દર્શન થાય છે. સમકાલીન

ઇતિહાસનું ઘડતર જે યોજના અનુસાર થઈ રહ્યું છે તે જોતાં, એ ઘડતરમાં કોઈ માનવેતર શક્તિનો હાથ છે: એમ લાગ્યા સિવાય નથી રહેતું.

૧૯૩૯માં યુરોપમાં યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે અમારા દુશ્મન ઉપર પહેલો પ્રહાર પડયો. પણ હિન્દમાંના બ્રિટિશ શાસનનું તો પેટમાંનું પાણી પણ હાલ્યું નહોતું, અને પૂર્વ એશિયામાં જ્યાં સુધી શાન્તિ રહે ત્યાં સુધી એ હાલે એમ પણ નહોતું. પણ ૧૯૪૧ના ડિસેમ્બર પછી, જાપાનનાં શસ્ત્રોને જ્વલંત વિજયો એક પછી એક હાંસલ થવા માંડયા અને પરિણામે હિન્દની પૂર્વ તથા ઈશાન સરહદો હુમલા માટે ખુલ્લી બની ગઇ. હિન્દમાં બ્રિટનના શાસનની શરૂઆતથી જ બ્રિટિશરો જે વ્યૂહ-આયોજન કરતા હતા તે વ્યૂહ-આયોજન ઉપર જાપાનના ઉપરોક્ત વિજયોએ સંપૂર્ણતઃ પાણી ફેરવી વાળ્યું. હિન્દની આ સરહદ હલ્લા માટે ખુલ્લી થઈ તે વખતે પ્રસંગોપાત્ત, પૂર્વ એશિયામાં ૩૦ લાખ હિન્દીઓ વસતા હતા. આ હિન્દીઓમાંથી હિંદી સ્વાતંત્ર્ય સંઘ અને આઝાદ હિન્દ ફોજની રચના કરવાનું શકય બન્યું હતું. આ બે સંસ્થાઓએ પૂર્વ એશિયામાંના હિન્દી સ્વાતંત્ર્ય જંગને વાસ્તવિક સ્વરૂપ આપ્યું. આ વાસ્તવિકતા સામે કોઇ પડકાર કરી શકે એવું રહ્યું નહિ. આ બે સંસ્થાઓની પ્રવૃત્તિને પરિણામે અમે આરઝી-હકૂમતે આઝાદ હિન્દ પણ સ્થાપી શકયા. હિન્દી સ્વાતંત્ર્યની દિશામાં અમારું આ એક ઘણું મોટું પગલું હતું.

આઝાદી માટે મથતા દરેક દેશમાં, ક્રાંતિના જવાંમર્દો આવાં પગલાં ભરતા હોય છે એ હકીકતનો ઇતિહાસ સાક્ષી છે. દેશની બહાર કામચલાઉ સરકાર સ્થાપી હોવાના દાખલા પણ ઘણા છે. આરઝી-હકૂમતે આઝાદ હિન્દની રચનાની સાથે, વિજય માટે જોઈતી સર્વ પૂર્વ-ભૂમિકા રચાઇ ગઇ છે. હવે તો આગારે માત્ર લડીને જ આઝાદી હાંસલ કરવાની રહી છે.

જાપાને અમારી કામચલાઉ સરકારનો સ્વીકાર કરીને, અમારા સ્વાતંત્ર્ય જંગમાં અમને મોટામાં મોટો નૈતિક ટેકો આપ્યો છે. વળી જાપાનની હિંદનીતિની રચના શુભનિષ્ઠા અને પ્રમાણિકતાના પાયા ઉપર થઇ છે એ હકીકતનો સ્પષ્ટ પુરાવો પણ એનું આ પગલું પૂરો પાડે છે. જાપાનના આ પગલાંના દુનિયાભરમાં પ્રત્યાઘાતો પડશે એ વિષે મને જરાય શંકા નથી. આઝાદ હિન્દ સરકારની રચના અને જાપાને કરેલો એનો સ્વીકાર એ બે વસ્તુની, હિન્દની અંદર ચાલતાં આઝાદી-આન્દોલન ઉપર જે અસર પાડવાની છે તેના પુરાવા તમને થોડા જ વખતમાં દરમ્યાન થશે એમ હું જરૂર કહી શકું.''

## [૪]

# પરિસ્થિતિનો મર્મ

તા. ૨૪મી ઓક્ટોબર ૧૯૪૩ના દિવસે મળેલી સામુદાયિક રેલી સમક્ષ નેતાજીએ પોતાની પ્રવૃત્તિ, આઝાદ હિંદની કામચલાઉ સરકાર અને આઝાદ ફોજનો મર્મ સમજાવ્યો :

મિત્રો,

**આ**ઝાદ બનેલાં, ફિલિપાઈન્સને અભિનન્દન આપવા જ્યારે ઓક્ટોબરની ૧૭મીએ ભેગા મળ્યા હતા ત્યારે મેં તમને જણાવ્યું હતું કે ફિલિપાઈન્સ અને બ્રહ્મદેશ તો સ્વતંત્ર બની ચૂક્યાં છે અને હવે પછી હિન્દનો વારો છે. આજે મને જણાવતાં હર્ષ થાય છે કે હિન્દનો વારો આવી પહોંચ્યો છે. આરઝી-હકૂમતે આઝાદ હિન્દ—આઝાદ હિન્દની કામચલાઉ સરકાર—ની આપણે સ્થાપના કરી છે. આ સરકારનો દુનિયાએ સ્વીકાર પણ કર્યો છે.

આપણાં આન્દોલનનાં આ અગત્યનાં સીમાચિહ્ન સુધી પહોંચતા પહેલાં આપણે જે જે ઘટનાઓમાંથી પસાર થવું પડ્યું છે તેનું જો આપણે વિહંગાવલોકન કરશું તો આપણને જણાશે કે એ બધી ઘટનાઓ ઈશ્વરી સંકેત પ્રમાણે જ બનતી રહી છે. ઈશ્વરના આશીર્વાદ આપણા પર ઉતર્યા છે. આજે પરિપક્વ સમયે અને સુયોગ્ય રીતે આરઝી-હકૂમતની જાહેરાત દુનિયા સમક્ષ થઈ રહી છે.

યુરોપમાં ચાલતું યુદ્ધ શરૂ થયું ત્યારથી આપણા આજીવન શત્રુઓ-બ્રિટિશરો ઉપર પશ્ચિમમાં જબરા પ્રહારો પડતા રહ્યા છે અને તેથી તેમનામાં ઘણી નિર્બળતા આવી ગઈ છે. હવે, તેમને માત્ર પશ્ચિમમાં જ આ પ્રહારો બરદાસ્ત કરવાના હોત તો હિન્દી સ્વાતંત્ર્યનાં કાર્યને એથી લાભ થાત નહિ.

પણ જ્યારે પૂર્વમાં, બૃહદ્ પૂર્વ એશીઆનું યુદ્ધ શરૂ થયું ત્યારે આપણા દુશ્મનો ઉપર વધારે સખ્ત પ્રહારો પડવા માંડ્યા અને પરાજય-પરંપરાએ તેમને વધારે નિર્બળ બનાવી મૂક્યા. પૂર્વમાં તેમણે સહન કરેલી ખુવારી કરતાં વધારે અગત્યની વસ્તુ તો એ હતી કે તેમણે જેની કલ્પના પણ નહોતી કરી એવું, હિન્દની મુક્તિ માટેનું એક નવું દ્વાર પૂર્વમાં ખુલ્લું થયું હતું.

બ્રિટિશ વ્યૂહ-નિષ્ણાતો તો, હિન્દની વાયવ્ય સરહદ તરફથી જ, હિન્દ માટે ભય ઊભો થવાની ગણત્રી રાખતા આવ્યા છે. મુક્તિ-સંગ્રહ ખેલતું લશ્કર, હિન્દની ઇશાન સરહદમાંથી પણ, હિન્દમાં પ્રવેશી શકે એમ છે તેની તો તેમને કલ્પના પણ નહોતી આવી-અને તેથી તેમણે એ દિશામાંથી થતા હલ્લા સામે બચાવ કરવાની વ્યવસ્થા પણ નહોતી રાખી!

આ પ્રશ્નની એક બીજી પણ રસપ્રદ બાજુ છે. આપણે એમ ધારી લઈએ કે, પશ્ચિમમાં, પરાજય અને પીછેહઠની પરંપરા સહન કરતાં કરતાં બ્રિટિશરો છેક હિન્દની વાયવ્ય સરહદ સુધી પાછા હઠી આવ્યા હોત તો પણ એનાથી હિન્દની આઝાદી માટેના કાર્યને કશો લાભ ન થાત. કારણ કે પશ્ચિમ એશિયામાં હિન્દી વસાહતિઓનું કોઇ જૂથ નથી. બીજી બાજુ વિધાતાએ એવી ગોઠવણ કરી છે કે આજે પૂર્વ એશિયામાં ૩૦ લાખ હિન્દીઓનો વસવાટ છે. અને પુર્વ એશિયામાંથી જ્યારે દુશ્મનને હાંકી કાઢવામાં આવ્યો તથા બીજા એશિયાવાસીઓની સહાય મળે એવી પરિસ્થિતિ ઉભી થઇ ત્યારે આ ૩૦ લાખ હિન્દીઓના સ્વાતંત્ર્યજંગની શરૂઆતના શ્રી ગણેશ મંડાયા.

બ્રિટિશરોને, હિન્દની ઇશાન સરહદ સુધી, હિન્દ અને બર્મા વચ્ચેની સીમારેખા સુધી હાંકી કાઢવામાં આવ્યા તેની સાથોસાથ હિન્દને મુક્ત કરવા માટેની સુવર્ણસંધિ પણ હિન્દીઓને માટે ઊભી થઇ અને પૂર્વ એશિઆમાંના હિન્દીઓએ જો આ સુવર્ણ તક ઝડપી લીધી ન હોત તો એ તક આપણા હાથમાંથી ચાલી જાત. પણ હિન્દીઓએ એ મહાન ઘડીને અનુરૂપ બને એવું વર્તન કરી બતાવ્યું, અણીને વખતે તેમણે હિન્દને છેહ દીધો નહિ, કાળ ભગવાનનું આહ્વાન તેમણે કાને ધર્યું અને હિન્દી સ્વાતંત્ર્ય સંઘ સ્થાપીને, આઝાદ હિન્દ ફોજની રચના પણ તેમણે કરવા માંડી. છેલ્લાં થોડા વરસોની ઘટનાનું વિહંગાવલોકન આપણને સ્પષ્ટ રીતે બતાવી જાય છે કે હિન્દની આઝાદી માટેના આખરી સંગ્રામની ભૂમિકા, વિધાતાએ, કોઇને કલ્પનામાં પણ ન આવે એવી રીતે સર્જવા માંડી હતી. પરિપકવ સમયે, જરૂરી પ્રસંગો બનતા રહ્યા હતા અને આજે, ઇશ્વરના આશીર્વાદને પરિણામે

હિન્દની આઝાદી માટેની નિર્ણાયક ઘડી આવી પહોંચી છે એમ જો હું કહું તો તેનો કોઈ વિરોધ કરી શકે એમ નથી.

હું જ્યારે પૂર્વ એશિયામાં આવ્યો અને આ આન્દોલનનું નેતૃત્વ લેવાનું કબૂલ કર્યું ત્યારે મારું પહેલું ધ્યેય તો હિન્દી સ્વાતંત્ર્ય સંઘની પુનર્ઘટના કરીને એને વધુ બળવાન બનાવવાનું હતું. સાથોસાથ આઝાદ હિન્દ ફોજની સુધારણા અને સંકલનનું કાર્ય પણ મારે કરવાનું હતું.

૧૫મી ઓગષ્ટે કરેલાં ભાષણમાં મેં તમને જણાવ્યું હતું કે આ વરસ પૂરું થાય તે પહેલાં જ હિન્દની પાવન ભૂમિ ઉપર એક આઝાદ માનવી તરીકે ઉતરવાનો મારો દૃઢ સંકલ્પ છે. હંમેશ હું બોલ્યું પાળું છું. મારી ઉપરોક્ત જાહેરાત કાંઈ ખાલી બકવાસ નહોતી. આપણી તૈયારીઓ સ્થિરગતિએ આગળ વધી રહી છે, જુલાઈની ૯મીએ, આ મેદાનમાં લશ્કરી પરેડ થઈ હતી તે વખતનું દૃશ્ય તમને યાદ હશે, એ દૃશ્ય વચ્ચે અને આજના દૃશ્ય વચ્ચે સરખામણી કરશો તો તમને જણાશે કે આજની પરેડમાં ભાગ લેનાર આઝાદ હિન્દ ફોજની ટુકડીઓ ખૂબ ઓછી છે. આનું કારણ એ છે કે, આઝાદ હિન્દ ફોજનો એક સારો જેવો ભાગ, શ્યોનાન છોડીને, હિન્દને માર્ગે કૂચ કદમ કરી રહ્યો છે. આપણી તૈયારીઓ સંતોષકારક રીતે આગળ વધી રહી છે અને તાજેતરમાં તો આપણી સ્વાતંત્ર્ય–કૂચમાં એક નવું અને નિર્ણાયક પગલું પણ આપણે હાથે લેવાઈ ચૂક્યું છે.

આઝાદ હિન્દ ફોજ કયા અફસરોની સરદારી હેઠળ લડે એ પ્રશ્ન આપણી સમક્ષ ઊભો થાય એમાં કાંઈ નવાઈ નથી; અને આપણે એ અંગેની પરિસ્થિતિની સ્પષ્ટતા કરી લીધી એ પણ ઇષ્ટ જ થયું છે. આઝાદ હિન્દ ફોજ કોની સરદારી હેઠળ લડવાની છે. અને દુશ્મનને જ્યારે હિન્દમાંથી હાંકી કાઢવામાં આવે ત્યારે પ્રાદેશિક હક્કો કોના હાથમાં જવાના છે એ અંગે આપણે દુનિયા સમક્ષ અને ખાસ કરીને હિન્દીઓ સમક્ષ ખુલાસો કરવાનો જ હતો.

એટલે સમય પરિપક્વ થતાં, તા. ૨૧મી ઓક્ટોબરે મળેલી પૂર્વ એશિયામાંના હિન્દીઓની પરિષદમાં, આરઝી–હકૂમતે આઝાદ હિન્દની–કામચલાઉ સરકારની આપણે સ્થાપના કરી હતી.

જો આપણે આવી સરકારની સ્થાપના ત્રણ વર્ષ પહેલાં કરી હોત તો દુનિયા એને ફારસ સમાન ગણત. દુશ્મને એને પ્રચાર માટેના એક તુક્કા

તરીકે જ વર્ણવી હોત. પણ આજે તો પૂર્વ એશિયાના ૩૦ લાખ હિન્દીઓનાં સંગઠનના નૈસર્ગિક પરિપાક તરીકે આ આરઝી-હકૂમત ઊભી થયેલી હોવાથી અને આપણને બળવાન આઝાદ હિન્દ ફોજનું પીઠબળ હોવાથી આપણા દુશ્મનોને પણ આપણાં પગલાંની ઠેકડી ઉડાવતાં પહેલાં દસ વાર વિચાર કરવો પડે એમ છે. આરઝી હકૂમતે આઝાદ હિન્દ એ કાંઇ એક રમકડું નથી. એ એક સંગીન અને બળવાન સંસ્થા છે. હિન્દી સ્વાતંત્ર્ય સંઘે નાખેલા પાયા ઉપર ચણાયલી ૩૦ લાખ હિન્દીઓની અભેદ્ય દિવાલનું એને સંરક્ષણ છે અને આઝાદ હિન્દ ફોજની એને સહાય છે. એ તો પૂર્વ એશિયાના ૩૦ લાખ હિન્દીઓની મહત્વાકાંક્ષાનું મૂર્તિમંત પ્રતીક છે.

આ સરકારની રચના કરવામાં આપણે કાંઇ નવો ચીલો પાડયો નથી. ક્રાન્તિની ઉથલપાથલમાં, જ્યારે આઝાદીનો આખરી સંગ્રામ આવી પડે છે ત્યારે કામચલાઉ સરકાર સ્થાપવાની પદ્ધતિ ઠેકઠેકાણે અખત્યાર થઇ ચૂકી છે. ઇતિહાસમાં એના ઘણા દાખલાઓ નજરે પડે છે. ઝેકોસ્લોવેકિયા અને આયર્લેન્ડના મુક્તિ સંગ્રામની સમાપ્તિ પહેલાં ત્યાં કામચલાઉ સરકારો સ્થપાઇ હતી. મુસ્તફા કમાલ પાશાએ પણ ટર્કીનાં સ્વાતંત્ર્ય-યુદ્ધનો છેલ્લો તબક્કો શરૂ થતાં પહેલાં, આનાટોલીઆમાં, કામચલાઉ સરકાર સ્થાપી હતી. ગયા ઓક્ટોબરની ૨૧મીએ આપણે પણ કામચલાઉ સરકાર સ્થાપીને, યોગ્ય સમયે યોગ્ય પગલું જ ભર્યું છે.

આવી કામચલાઉ સરકાર જો હિન્દની ભૂમિપર રચી શકાઇ હોત તો વધારે સારૂં થાત એ વાત સાચી છે. પણ હાલના સંયોગોમાં હિન્દી સ્વાતંત્ર્ય સંઘ જેવી સંસ્થા અથવા તો આઝાદ હિન્દ ફોજ જેવું લડાયક દળ, હિન્દની ભૂમિ ઉપર ઊભું કરવું વ્યવહારુ નથી. અને એવી સંસ્થા વિના અથવા તો એવાં લડાયક દળ વિના હિન્દની ભૂમિ ઉપર આઝાદ હિન્દ સરકારની સ્થાપના કરવી એ તો ફારસ સમાન જ નિવડે. આપણા દુશ્મનો એને નિમિષ માત્રમાં કચડી નાખી શકે. હકીકત આ છે, એટલે દેશપ્રેમી હિન્દીઓ જો સર્વગ્રાહી દૃષ્ટિએ વિચાર કરશે તો તેમને જરૂર ખાતરી થશે કે આપણે પસંદ કરેલો માર્ગ એ જ હિન્દની સ્વાતંત્ર્ય-સિદ્ધિ માટેનો એકમાત્ર વ્યવહારુ માર્ગ છે.

૨૧મી ઓક્ટોબરે, આઝાદ હિન્દની કામચલાઉ સરકારની સ્થાપના કરતી વખતે મેં જાહેરાત કરી હતી તેમાં એ સરકારનાં ધ્યેયો અને મર્યાદાઓનું મેં સ્પષ્ટ વિવરણ કર્યું છે. આપણી આ સરકાર, એ શાન્તિના સમયમાં

સ્થપાતાં, સામાન્ય વહીવટી તંત્ર જેવી નથી. એથી જ આપણે એવાં તંત્રોમાં જે પદ્ધતિઓ અખત્યાર કરવામાં આવે છે તેવી પદ્ધતિ અખત્યાર નથી કરી અને જુદાં જુદાં ખાતાંઓ નથી ખોલ્યાં. આવાં ખાતાંઓ તો શાન્તિના સમયમાં દેશનો વહીવટ કરવા માટે જ જરૂરી હોય છે. આ સરકારનું પહેલું અને સૌથી અગત્યનું કામ તો સ્વાતંત્ર્ય-સંગ્રામ આગળ ધપાવવાનું છે અને તેથી અમારું પ્રધાનમંડળ એ મુખ્યત્વે કરીને યુદ્ધ-પ્રધાનમંડળ જેવું છે. બીજું આ સરકારે માત્ર સંક્રાન્તિ કાળ દરમિયાન જ મુક્ત થયેલા પ્રદેશોનો વહીવટ સંભાળવાનો છે. છેલ્લો અંગ્રેજ હિન્દનો કિનારો છોડીને ભાગી ન જાય ત્યાં સુધી અને સ્વતંત્ર તથા શાન્તિમય હિન્દમાં ૩૮ કરોડની ઇચ્છા અનુસારની કાયમી સરકાર ન સ્થપાય ત્યાં સુધી આપણી આ સરકારનું કામકાજ ચાલુ રહેશે ૨૧મી ઑક્ટોબરે અમે જે જાહેરાત બહાર પાડી હતી તે વાંચી જવાની અને આરઝી હકૂમતની વાસ્તવિક અગત્ય પૂરેપૂરી સમજવાની હું પૂર્વ એશિયાના બધા હિંદીજનોને વિનંતી કરું છું.

બીજુ હું એ પણ જણાવવા માગું છું કે થોડા માણસોને આરઝી હકૂમતના સભ્યો તરીકે ચૂંટવામાં આવ્યા છે તેથી બાકીના બીજાઓની જવાબદારી અને ફરજો પૂરી થઇ જતી નથી. વહીવટી સગવડ અને જરૂરિયાતને કારણે થોડાઓને સરકારના સભ્યો તરીકે ચૂંટવામાં આવ્યા છે પણ એ સરકાર માટેની જવાબદારીઓ પૂર્વ એશિયામાંના બધા હિન્દીઓને શિરે સરખે ભાગે જ રહે છે.

નવા સરકારી તંત્રમાં, જેમણે હોદ્દાઓ સ્વીકાર્યા છે એમને કાંઇ મહામોટો દરજ્જો મળી ગયો છે એવું કંઇ નથી. ઊલટું, તેમના ઉપરની જવાબદારી અને બોજો ઘણાં વધી ગયાં છે. આ સરકારને જે માર્ગે જવાનું છે તે માર્ગ કાંઇ પુષ્પાચ્છાદિત નથી. થોડા જ સમયમાં સમરાંગણ ઉપર આ સરકારની કસોટી થવાની છે. તમારે એક પળ માટે ધારવાનું નથી કે કોઈ વ્યક્તિને ઘણો મોટો દરજ્જો મળી ગયો છે. જો કોઇનો દરજ્જો, આ સરકારની સ્થાપનાથી વધ્યો હોય તો તે હિન્દનો અને હિન્દીઓનો જ છે. આ તમારું આન્દોલન છે અને આ તમારી સરકાર છે એ તમારે જાણવું જોઇએ. હિન્દી સ્વતંત્ર્ય સંઘના સભ્યો તરીકેની તમારી ફરજ દસ ગણી વધી ગઇ છે તે પણ તમારે જાણવું જોઇએ.

આપણી સમક્ષ આજે મહાન કાર્યો પડેલાં છે. પહેલું કાર્ય તો, આ વરસના અંત પહેલાં જ, હિન્દ અને બર્માને જુદી પાડતી સરહદ ઓળંગીને

હિન્દની પવિત્ર ભૂમિ પર પગ માંડવાનું છે અને એ કાર્ય હાંસલ કરવા માટેના સર્વાંગી પ્રયાસો આપણે શરૂ કરી દેવાના છે. બીજું કાર્ય, આપણું અહીંનું કામકાજ ચાલુ રાખીને, લાંબી લડાઈ માટેની તૈયારી પૂરી કરવાનું છે. બ્રિટિશરો હિન્દમાંથી પીછેહઠ કરશે ત્યારે બ્રિટિશ સામ્રાજ્યનો આખરી વિનાશ સર્જાઈ જશે અને તેથી જ, બ્રિટિશરો પોતાની સર્વ શક્તિ ખરચીને પણ હિન્દને વળગી રહેવા પ્રયત્ન કરશે એમ ધારી લેવું અજુગતું નહિ ગણાય. હિન્દમાંથી બ્રિટિશરોને હાંકી કાઢવા એ કાંઈ રમતવાત નથી. પણ મને વિશ્વાસ છે કે હિન્દની ભૂમિ પર આપણો પગ મૂકયા પછી આપણને હિન્દમાંના હિન્દીઓ તરફથી જ જોઈતી સહાય અને બળ મળ્યા કરશે. આમ છતાં પૂર્વ એશિયામાંના હિન્દીઓએ તો, તેમનો પ્રયત્ન અંતિમ ધ્યેયની સિદ્ધિ થતાં સુધી ચાલુ રાખવાનો જ છે.

હું તમને અત્યારે ફરીથી ભારપૂર્વક જણાવું છું કે હવે જ્યારે આ આરઝી હકૂમત સ્થપાઈ છે ત્યારે, દેશને ચરણે સર્વસ્વ હોમી દેવા માટેનો આપણો કાર્યક્રમ વધારે વેગવાન બનવો જોઈએ. નાણાં, માણસો અને સાધનો માટેની પુરાણી વિનંતીનું આજે હું પુનરુચ્ચારણ કરું છું. અંતિમ વિજય પ્રાપ્ત થતાં સુધી નાણાં, માણસો અને સાધનોનો સતત પ્રવાહ સમરાંગણ સુધી વહેતો જ રહે એ જોવાની પૂર્વ એશિયામાં વસતા એકે એક હિન્દીની ફરજ છે.

આપણા ત્રિરંગી ઝંડા હેઠળ એકત્ર થવાની મારી હાકલનો હિન્દી વીરો તરફથી સંતોષકારક જવાબ મળી રહ્યો છે તે હું તમને અહીં જણાવી દઉં. હિન્દી યુવકો અને યુવતિઓ જે જુસ્સાથી લશ્કરી ટુકડીઓમાં જોડાવા માટે બહાર પડયાં છે તે ખરેખર પ્રેરણાદાયી નિવડયો છે. નાણાં અને સાધનો અંગે મને ગરીબ અને મધ્યમ વર્ગના લોકોએ ઉત્સાહજનક ટેકો આપ્યો છે. આપણા ગરીબ દેશબંધુઓએ આપેલા આત્મભોગના એવાં દૃષ્ટાંતો મેં જોયાં છે કે પાષાણ હૃદયી માનવીની આંખમાં પણ આંસુ આણી દે.

તાજેતરમાં જ એક ધોબી મારી પાસે આવ્યો અને એનું સર્વસ્વ એણે મને સોંપી દીધું. પછી એણે એવી વિનતિ કરી કે એ પોતે ઝાંસીનો વતની હોવાથી, ઝાંસીની રાણી રેજીમેન્ટની આપણી બહેનોની સાથે રહેવાની અને તેમનાં કપડાં ધોતાં ધોતાં, મોખરા સુધી પહોંચવાની તેની મનીષા પૂરી કરવાની તેને તક આપવામાં આવે.

એક બીજો ફાટયાં તૂટયાં કપડાંવાળો હજામ, પોતાની વર્ષોની બચતના ૨૦૦ ડોલર લઈને મારી પાસે આવ્યો હતો અને સદર્ પ હિન્દની આઝાદીની

લડતમાં એ ૨૦૦ ડૉલર આપી દીધા. આપણી લડતમાં આપણા ગરીબ બંધુઓએ પુરાવેલો હિસ્સો તો અજબ છે. એમણે એમની પાસેનાં બધાં નાણાં, અને બધા ઢોર આરઝી હકૂમતને આપી દીધા છે અને તેઓ પોતે આઝાદ હિન્દ ફોજમાં, સ્વયંસેવક તરીકે જોડાઈ ગયા છે. સર્વસ્વ હોમી દેવાની તૈયારી એટલે શું તે ગરીબ વર્ગ જ આપણને શીખવી રહ્યો છે. પૈસાદારો જ્યારે સર્વસ્વ હોમી દેવું એટલે મિલ્કતના ૧૦ ટકા આપવા કે ૨૦ ટકા એનો હિસાબ કરતા રહ્યા છે ત્યારે ગરીબોએ કેવળ સ્વયં પ્રેરણાથી પ્રેરાઈને પોતાનાં તન, મન, ધન-બધું દેશને ચરણે ધરી દીધું છે. હવે લક્ષ્મીનંદનોએ એમનાં દૃષ્ટિબિન્દુમાં ફેરફાર કરવાનો વખત આવી પહોંચ્યો છે. એમણે જાણવું જોઈએ કે એક સૈનિક જ્યારે સૈન્યમાં જોડાઈને મોરચા પર જાય છે ત્યારે પૂછતો નથી રહેતો કે મારું એક શેર લોહી વહાવવું કે મશેર? એ તો પોતાના લોહીનું ટીપેટીપું મોરચા પર સિંચવા માટે જતો હોય છે. આવા એક સ્વયંસેવકની જિંદગી મારે મન લાખો ડૉલર કરતાં પણ વધારે મૂલ્યવાન છે. લક્ષ્મીના લાડીલાઓ સમજી લે કે જો તેઓ જાન કુરબાન કરવા માટે તૈયાર ન હોય તો ઓછામાં ઓછું તેમની મિલકત તો એમણે દેશને ચરણે ધરવી જ જોઈએ.

કેટલાક ધનાઢ્યો આપણે નકામી ધાંધલ કરી રહ્યા છીએ એમ કહે છે એવું મેં સાંભળ્યું છે. આપણે જ્યારે શ્યોનાન છોડીને દિલ્હી તરફનું આપણું પ્રયાણ આદરીશું ત્યારે આપણે હાથે થતી નકામી ધાંધલમાંથી મુક્ત થવાની આ ધનાઢ્યો આશા રાખી રહ્યા છે. તેમને જણાવી દેવા માગું છું કે અમે ભલે મોખરા પર જઈએ, પણ હિન્દી સ્વાતંત્ર્ય સંઘ તો "ગૃહ મોરચો" સંભાળવા અહીં જ રહેવાનો છે. શ્રીમંતોને આપણે જતા કરી શકીએ નહિ. વાસ્તવિક રીતે તો કોઈ પણ હિન્દીને આપણે જતો કરી શકીએ નહિ કારણ કે આપણો તો આ જીવનમરણનો જંગ છે અને ગમે તે ભોગે ને ગમે તે ઉપાયે એ જંગમાં વિજય પ્રાપ્ત કરવાનો આપણે નિશ્ચય કરી લીધો છે.

નાણાં માટે હિંદી સ્વાતંત્ર્ય સંઘ તરફથી જે માગણી કરવામાં આવે છે એમાંથી છટકી જવા માટે કેટલાક શ્રીમંતો, પોતાનું હિન્દી નાગરિકત્વ છોડીને બીજા કોઈ દેશનું નાગરિકત્વ સ્વીકારી લેવાની વેતરણમાં પડ્યા છે એવું પણ મેં સાંભળ્યું છે. આ ભાન ભૂલેલા મિત્રોને હું જણાવું છું કે આજે તેમની સમક્ષ માત્ર બે જ માર્ગો રહેલા છે. કાં તો એમણે સાચા હિન્દી બનવું જોઈએ અને આ અણીની ઘડીએ એમની ફરજ બજાવવી જોઈએ અથવા તો એમણે ખુલ્લેખુલ્લું એમ જણાવી દેવું જોઈએ

કે "અમે બ્રિટનના મિત્રો છીએ." તેઓ એમ જણાવી દે તો પછી તેમના પ્રત્યે કેવો વર્તાવ રાખવો એની પણ આપણને સમજણ પડે. પૂર્વ એશિયામાં બ્રિટિશરો અથવા તેમના મિત્રો માટે જેલ સિવાય બીજું કોઈ સ્થળ નથી. અને બહુ જ થોડા દિવસોમાં હિન્દમાં પણ એમની પરિસ્થિતિ એવી જ થઈ જશે. હું આશા રાખું છું કે આપણી હાકલનો સંતોષકારક જવાબ ન આપનાર જે ગણ્યાગાંઠયા શ્રીમંત હિન્દીઓ છે એમના દૃષ્ટિકોણમાં વિનાવિલંબે ફેરફાર થવા માંડશે.

હવે હું તમને, કામચલાઉ આઝાદ હિન્દ સરકારે લીધેલા બે અગત્યના નિર્ણયોની માહિતી આપવા માગું છું. એ નિર્ણયોને તમારી સમ્મતિ માટે અહીં રજૂ કરવા ઇચ્છુ છું.

એક સમય એવો હતો કે જ્યારે બ્રિટિશરો પૂર્વ એશિયામાંનાં આપણાં આંદોલનની ઉપેક્ષા કરતા અથવા તો ઠેકડી કરતા, પણ હવે એમણે આપણી પ્રવૃત્તિની ગંભીરતા પિછાની છે અને એમની પાસેના બાકી બધી ચલગાડીઓ ખૂટી ગયેલી હોવાથી એમનાં રેડિયો મથકો ઉપરથી અને ગાળો દેવાનું એમણે શરૂ કર્યું છે. નબળા માણસની એક ખાસિયત હોય છે કે એને જ્યારે કાંઈ સૂઝે નહિ ત્યારે એ ગાળો દેવા લાગે છે. આપણા દુશ્મને આપણું બળ પારખ્યું છે અને આપણું આંદોલન એ કાંઈ પ્રચારનો તુક્કો નથી એ વાતની પિછાન કરી લીધી છે. એ વસ્તુ આપણે માટે ઘણી સૂચક છે. આપણી આઝાદ હિન્દ સરકારની સ્થાપનાના પ્રત્યાઘાતો અને પરિણામો વિશ્વસ્પર્શી નિવડયા છે. લંડન અને વોશિંગ્ટનમાં એનાથી ગભરાટ ફેલાઈ ગયો છે એમ જો હું કહું તો તેમાં કાંઈ અતિશયોક્તિ નથી. દુશ્મનનાં રેડિયો સ્ટેશનોએ આ વખતે તો વિના વિલંબે આપણી સરકારની સ્થાપનાના સમાચારો ઝબકાવી દીધા હતા, એ પણ એક સૂચક વસ્તુ હતી.

દરમિયાનમાં જાપાનની શાહી સરકાર તરફથી આપણી સરકારના સ્વતંત્ર દરજ્જાનો સ્વીકાર કરવામાં આવ્યો છે. આ વસ્તુ એક અત્યંત અગત્યની ઐતિહાસિક ઘટના ગણાય એવું મારું માનવું છે. આપણા દરજ્જાના સ્વીકારના જાપાનનાં આ પગલાં સિવાય એની શુભનિષ્ઠા દર્શાવતું બીજું કોઈ પગલું જો એના જમા પાસામાં ન હોત તો આ પગલાંની શુભનિષ્ઠા વિષે શંકા ઉઠાવવાની પ્રજાને તક મળી જાત. સારે નસીબે જાપાનની શુભનિષ્ઠાના ઘણા પુરાવા આપણને મળી ચૂકયા છે. અને સમાનતાના ધોરણે સ્થાયલી જાપાનની એશિયા અંગેની નીતિનો, આ પગલું, સીધો પરિપાક છે. દુનિયાએ

જાપાનની આ નીતિની ખબર છે, એણે બ્રહ્મદેશની અને ફિલિપાઇન્સની આઝાદીની વાત સાંભળી છે એટલે જ આરઝી-હકૂમતે આઝાદ હિંદના દરજ્જાનો સ્વીકાર એ જાપાનની આ નીતિના એક અંગ સમાન જ છે એમ આપણે છાતી ઠોકીને કહી શકીએ એમ છીએ.

એંગ્લોઅમેરિકનો તો ઢોલ-ત્રાંસા વગાડીને જાહેર કરી રહ્યા છે કે તેઓ જ માત્ર સ્વાતંત્ર્ય અને લોકશાસનના રક્ષણહારો છે પણ તેમનાં કૃત્યો એમના શબ્દોથી હંમેશા ઉંધા જ હોય છે હિન્દ ઉપરની તેમની પકડ ઢીલી ન પડવા દેવાનો એમનો અડગ નિર્ધાર છે એટલું જ નહિ પણ ઇરાક અને ઇરાન જેવા સ્વતંત્ર દેશોને પણ એમણે ગુલામીના બંધને બાંધી દીધા છે. સ્વતંત્ર બર્માને ગુલામીમાં જકડવાનો તેઓ પ્રયત્ન કરી રહ્યા છે. એથી ઊલટું જાપાને સ્વતંત્ર બર્મા, સ્વતંત્ર ફિલિપાઇન્સ, અને હવે આરઝી-હકૂમતે-આઝાદ-હિન્દનો સ્વીકાર કર્યો છે આપણા જાપાની મિત્રો આપણા તરફ હંમેશ સહાનુભૂતિ બતાવતા આવ્યા છે અને આપણી સરકારની સ્વીકૃતિના આ પગલાથી એમણે આપણને એક મહાન નૈતિક મદદ કરી છે, જેને માટે આપણે એમના ઋણી છીએ. આથી આઝાદ હિન્દના પ્રધાન મંડળે, સર્વાનુમતે એક ઠરાવ પસાર કરીને જાપાનનાં આ પગલાં પ્રત્યે ઊંડી કદરદાની વ્યક્ત કરી છે. હું એ ઠરાવ તમારી સમ્મતિ માટે અહીં રજૂ કરું છું.

"આઝાદ હિન્દની કામચલાઉ સરકારને, જાપાનની શાહી સરકાર તરફથી, આઝાદ હિન્દની કામચલાઉ સરકારની સ્વીકૃતિ અંગેનો જે સંદેશો મળ્યો છે તે સંદેશા પ્રત્યે આઝાદ હિન્દની કામચલાઉ સરકાર ઊંડી કદરદાની વ્યક્ત કરે છે અને જાપાની સરકાર તરફથી આવેલા ઉપરોક્ત સંદેશામાં, અંતઃકરણ પૂર્વકનાં સહકાર અને મદદ આપવાની જે ઉદારતા બતાવવામાં આવી છે તે માટે શાહી જાપાની સરકારનો આભાર માને છે.

જાપાનના વડા પ્રધાન જનરલ ટોજો, હિન્દની આઝાદીના પ્રશ્નમાં જે રસ લઇ રહ્યા છે તે માટે તેઓ પણ આપણા આભારના અધિકારી બન્યા છે. હીકારી કીકાનના વડા કર્નલ યામામોટોએ આરઝી-હકૂમતે આઝાદ હિન્દની સ્થાપનામાં જે સહકાર આપ્યો તે માટે આપણે તેમના પણ આભારી છીએ"

મારા પ્રધાનમંડળે બીજો જે ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો હતો તે વધારે અગત્યનો છે. હિન્દની રાજકીય, આર્થિક અને લશ્કરી પરિસ્થિતિ વિષે વિચારણા ચલાવ્યા પછી પ્રધાનમંડળ સર્વાનુમતે એવા નિર્ણય ઉપર આવ્યું હતું કે કામચલાઉ સરકારે, હવે બ્રિટન અને અમેરિકા સામે યુદ્ધ જાહેર કરવાનો સમય આવી પહોંચ્યો છે.

ગઇ કાલે રાત્રે ૧૨-૫૫ કલાકે રેડિયો દ્વારા આપણે યુદ્ધની જાહેરાત કરી હતી અને રાત્રે બે વાગે તો દુશ્મનનાં રેડિયો સ્ટેશનો ઉપરથી પણ આપણી યુદ્ધ જાહેરાતના સમાચાર વહેતા થયા હતા. આ વસ્તુ ધ્યાનમાં રાખવા જેવી છે. એ બતાવી આપે છે કે આપણે હાથે લેવાતાં પગલાં ઉપર તેઓ કેવી તકેદારીભરી નિગાહ રાખે છે. હિન્દમાં મેં બ્રિટિશરો સામે જાતી જંગ ખેલ્યો છે. એટલે એમને મારી પૂરી પિછાન છે. એમને ખાતરી થઇ ગઇ હશે કે મારું બોલ્યું પાળવાની તાકાત જો મારામાં હોત નહિ તો હું આવી જાહેરાત કરત જ નહિ. આપણી યુદ્ધ-જાહેરાત એ પણ કંઇ પ્રચાર માટેનો તુક્કો નથી. હવે પછી બનનારી ઘટનાઓ બતાવી આપશે કે આપણે બોલ્યા તેજ કરી બતાવ્યું છે.

બ્રિટન અને અમેરિકા સામે યુદ્ધ જાહેર કરતો ઠરાવ હું તમારી મંજૂરી માટે રજૂ કરું તે પહેલાં હું તમને એની અગત્યતા પિછાનવા અને એના ઉપર પૂરો વિચાર ચલાવ્યા પછી જ એ અંગે મત પ્રદર્શિત કરવા વિનંતી કરું છું.

આપણી યુદ્ધ જાહેરાત એ ખાલી ધમકી નથી. આપણા લોહીનું ટીપેટીપું રેડીને પણ એ જાહેરાતનો અમલ કરવાનો આપણે નિશ્ચય કરી લીધો છે, આ જાહેરાત માટે મારે તમારી માત્ર ઔપચારિક સંમતિ નથી જોઇતી. તમે આ ઠરાવને સંમતિ આપશો એનો અર્થ એ થશે કે તમે પણ અમારી માફક જ યુદ્ધજાહેરાતનો અમલ કરવા માટે તમારા લોહીનું ટીપેટીપું ખરચી નાખવાનો નિર્ધાર કર્યો છે આઝાદ હિન્દ ફોજને તો મારે આ સવાલ પૂછવાનો રહેતો જ નથી કારણ કે તેમનાં મનમાં રમી રહેલી વાત અને દિલ્હી ઉપર કરક લઇ જવાની તેમની તમન્નાની મને ખબર છે. હું તો આજે નાગરિકોને પૂછી રહ્યો છું કે આ જાહેરાતમાં એમનો સાથ છે ખરો? કારણ કે આ જાહેરાતમાં એમનો જો સાથ હોય તો એમણે, સર્વસ્વ હોમી દેવાના આપણા કાર્યક્રમને સંપૂર્ણત: અપનાવવા માટે તૈયાર પડવું જોઇએ.

મિત્રો, આજે તમે જે સભામાં ભાગ લઇ રહ્યા છો તે સભા એક પ્રચાર નથી એનો ખ્યાલ રાખજો. આ એક ઔપચારિક બાબત પણ નથી. આપણે તો જીવનમરણના પ્રશ્નનો નિર્ણય કરવા માટે એક ઐતિહાસિક પરિષદમાં ભેગા મળ્યા છીએ. આપણે જો આપણા કાર્યમાં સફળ થશું તો ૩૮ કરોડ હિન્દીઓ મુક્ત બનશે. એથી ઊલટું, ન કરે નારાયણ ને આપણે નિષ્ફળ જઇએ તો આપણું રાષ્ટ્ર ઓછામાં ઓછા એક સૈકા સુધી નર્કાગારમાં ધકેલાઇ જશે. એનાં ગુલામીનાં બંધનો વધુ સખ્ત બનશે. શરૂઆતમાં મેં તમને કહ્યું હતું તેમ ઇશ્વરે જ આપણી સમક્ષ આ સુવર્ણસંધિ મોકલી છે. આપણું સૈન્ય, આપણી સંસ્થા,

આ સુવર્ણસંધિ એ બધા વિશે પુરો વિચાર કરીને જ યુદ્ધની જાહેરાત અંગેનો તમારો નિર્ણય આપજો

તમે જો યુદ્ધનો માર્ગ ગ્રહણ કરવાનું નક્કી કરો, તમને જો એમ લાગે કે બ્રિટિશરો સામેના આ ઐતિહાસિક જંગમાં, ગમે તેનો સામનો કરવા તમે તૈયાર છો અને તન મન ધન દુશ્મન સામેના જંગમાં હોમી દેવા માટે તમે આતુર છો, તો તમે બધા ઊભા થઈને અને તાળી પાડીને, આપણી યુદ્ધજાહેરાત ઉપર તમારી મંજૂરીની મહોર મારો”

નેતાજીના આ શબ્દો પૂરા થયા ન થયા ત્યાં તો દુનિયાના આ ખૂણામાં વસતા હિન્દીઓએ કદી નહોતા જોયા એવા અદમ્ય ઉત્સાહભર્યાં દેખાવો થવા માંડયા ૫૦,૦૦૦ની માનવમેદની ઊભી થઈ ગઈ અને તાળીઓના ગડગડાટ વડે ગગન ગજાવી મૂક્યું ૫૦ હજાર ગળામાંથી સતત ૧૫ મિનિટ સુધી, ક્રાન્તિકારી સૂત્રોની ઘોષણા થયા કરી. જ્યાં માત્ર થોડી જ ક્ષણ પહેલાં ૫૦ હજાર માનવ મસ્તકો દેખાતાં હતાં ત્યાં બેયોનેટોનાં જંગલ ઊભાં થઈ ગયાં. આ બેયોનેટો બાર બાર ફુટ ઊંચે દેખાવા લાગી આઝાદ હિંદ ફોજના સૈનિકોએ ઉત્સાહમાં આવીને, પોતાની રાઈફલોના કુંદા ખભા પર ટેકવીને રાઈફલને ઊંચી ટેકવી રાખી હતી તેઓ સૂત્રો પોકારતા હતા અને એમની પાછળ ઊભેલા આબાલવૃદ્ધ નાગરિકો પણ સૂત્રો પોકારતા હતા બન્ને હાથ ઊંચા કરીને તેઓ નેતાજીને પોતાની ભક્તિનો પરિચય કરાવતા હતા ૧૫ ફુટ ઊંચા મંચ ઉપર નેતાજી એક સિંહ સમા શોભતા ઊભા હતા એમના મુખ ઉપર અડગ નિશ્ચય તરવરી રહ્યો હતો પ્રજાના ઉત્સાહના આ જુવાળને તેઓ આનંદપૂર્વક નિરખી રહ્યા હતા

એ પછી નેતાજીએ બે શબ્દો વધુ બોલ્યા “મિત્રો! તમે જે ઉત્સાહ અને નિશ્ચયબળ બતાવ્યું તે જોઈને મારો આનંદ માતો નથી તમારી સ્વાતંત્ર્યની તૃષા હવે છીપ્યા સિવાય રહેવાની નથી તમારા જેવા જુસ્સા આગળ મુશ્કેલીઓ શી વિસાતમાં છે? તમારો ઉત્સાહ આપણને વિજય અપાવ્યા સિવાય રહી શકે જ નહિ હિંદી રાષ્ટ્રની મૂર્તિમંત મહત્વાકાંક્ષા અને એકતાનાં મને આજે દર્શન થઈ રહ્યાં છે એ મહત્વાકાંક્ષા અને એકતા કદાચ દુશ્મનને સહેલાઈથી શિકસ્ત આપવામાં સફળ પણ થાય.

આ સભા હવે પૂરી થાય છે હું તમને શાન્ત પડવાની અને ઘેર જઈને, આપણા વિજય માટેના પ્રયત્નમાં લાગી જવાની વિનંતી કરું છું જતાં પહેલાં, ક્રાંતિ, આઝાદ હિંદ અને જાપાની સરકારની જય બોલાવતા જજો”

—અને જયઘોષણાથી આસમાનને ગજાવતી જનતા ધીમે ધીમે વિખરાઈ.

# [ ૫ ]

## યુદ્ધનો ગૃહમોરચો

તા. ૮મી ડીસેમ્બરે બ્રિટન-અમેરિકા સામે યુદ્ધની જાહેરાત કર્યા પછી તો ઉત્સાહના પૂર ચડવા માંડયા હતા. છેક ૧૯૪૨ના ફેબ્રુઆરીથી હિંદની આખરી લડાઈ લડી લેવાની વાતો વહેવા લાગી હતી. વચ્ચે ભરતી અને ઓટનો અનુભવ સૌને થયો હતો પરંતુ પરિણામે તો ઉત્સાહ અને જોશનું પ્રમાણ વધતું જ જતું હતું. સુભાષબાબુએ નેતૃત્વ લીધું. આઝી-હકૂમતની સ્થાપના કરી સર સેનાપતિનું પદ સ્વીકાર્યું, યુદ્ધની ઘોષણા કરી, પછી તો ખુંવાર યુદ્ધ વિના રહી જ કેમ શકાય? સૈનિકો હવે થનગની નહોતા રહ્યા પરંતુ ચાતક પેઠે યુદ્ધની રાહ જોતા હતા. સુભાષબાબુનું અંતર પણ હવે એ દિશા તરફ પૂરવેગે દોડી રહ્યું હતું.

સુભાષબાબુએ સૈનિકોની કવાયત સમક્ષ એક પ્રવચન કરી તેમને સજ્જ થઈ જવાની છેલ્લી ચેતવણી આપી દીધી હતી અને તે પછી વેપારીઓની એક પરિષદ બોલાવી તેમને પણ ફરજનું ભાન કરાવ્યું હતું. આ બંને પ્રવચનોમાં એમણે આઝાદ હિંદ ફોજ, આઝાદ સરકાર અને તેમની પ્રવૃત્તિઓનો મર્મ સમજાવ્યો હતો. વેપારીઓને એમની સાચી સ્થિતિનું ભાન કરાવ્યું હતું અને કેટલીક ચેતવણીઓ પણ આપી હતી.

સુભાષ જે માગતા હતા તે દસગણું થઈને એમના ચરણમાં આવી પડતું હતું. એમણે જોઈ લીધું હતું કે જો એક પણ બાબતમાં જાપાનની મદદ માગવામાં આવશે તો એ મદદની સાથોસાથ જાપાનની સત્તા પણ આઝાદ ફોજમાં દાખલ થઈ જવાની છે. એમનો પ્રયત્ન જાપાનની માત્ર ગુજરાશથી જ સંતોષ માની લેવાનો હતો. જાપાન સાથે અથડામણ ન થાય તે માટે તેઓ જેટલા સાવધ હતા તેટલા જ પ્રમાણમાં વધુ પડતો સહકાર ન થઈ જાય તેની પણ કાળજી રાખતા હતા.

આ કારણે તમામ તાલીમકેંદ્રોમાં હિંદી અફસરો મારફત તાલીમ આપવાનો એમણે આગ્રહ રાખ્યો હતો. સરકાર અને સેનાના ખર્ચ માટે પણ હિંદીઓ પાસેથી મરજિયાત ફાળો ઉઘરાવવાની એમની પદ્ધતિ હતી. સૈનિકોને તેઓ હમેશ કહેતા હતા કે આપણી ફોજ એ ક્રાંતિકારીઓની ફોજ છે એમણે તો ભૂખ્યા પેટે જ આઝાદીનો જંગ ખેલવાનો છે. પોતાના ત્યાગ, શૌર્ય અને બલિદાનથી એમણે અસર પણ એવી ઉપજાવેલી હતી કે એમની પાસે કોઈ પોતાનું દુઃખ રડવાની ઇચ્છા જ ન કરે.

યુદ્ધના પડઘમ જોરશોરથી વાગવા લાગ્યા હતા. જાપાનનો દાવ કંઈ સમજાતો નહોતો. હિંદુસ્તાનના સીમાડા ઉપર જ બેસી રહેવું હોય એવી મનોવૃત્તિ દેખાતી હતી. બ્રહ્મદેશમાં બે-અઢી લાખની જાપાની સેના હોવા છતાં એના તરફથી વિશાળ પાયા ઉપરના આક્રમણ માટે કશું આયોજન થતું જણાતું નહોતું. આજે સમજી શકાય છે કે જાપાની નિષ્ક્રિયતા સકારણ હતી. ધીમા પણ અડગ પગલે મેક આર્થર જે કૂચ કરતો હતો અને અમેરિકાના વિમાનો નજીક આવી જવા મથતા હતા તેનો સામનો કરવાની યોજનામાં જાપાન ડૂબેલ હતું. જીતેલો વિસ્તાર કબજે થયો હતો તેને મજબૂત બનાવવા તરફ જ એનું લક્ષ હતું.

જાપાનને જગાડયું અંગ્રેજોએ. મોટી તૈયારીઓ કરીને આરાકાનનું નિષ્ફળ યુદ્ધ જ્યારે એણે ખેડયું ત્યારે જાપાનને સામનો કરી હિંદમાં ઘૂસવાની વૃત્તિ થઈ આવી. સુભાષબાબુ પૂરા જાગૃત હતા. એમણે પરિસ્થિતિનું તોલન કરી લીધું હતું આસપાસના મથકો અને છેલ્લે બ્રહ્મદેશ સુધી તેઓ ફરી આવ્યા. આઝાદ હિંદ ફોજને ખડે પગે રહેવાની સૂચનાઓ ત્યારે અપાઈ ગઈ. પાંચ ડિવીઝનો તરત જ રચવામાં આવ્યા. એમાં અર્ધા ઉપરાંતના સૈનિકો ગમે તે પળે યુદ્ધ મોરચે જઈ શકે તેટલા તાલીમબદ્ધ અને શસ્ત્રસજ્જ હતા. બીજાઓની તાલીમ અલ્પથી પૂરી થતી હતી. નાગરિકોની સંખ્યા ઠીક પ્રમાણમાં ભરતી થઈ હતી.

ચાર બ્રિગેડો-સેનાની રચના કરવામાં આવી હતી. (૧) સુભાષ-સેના: કર્નલ શાહનવાજ એના સરદાર હતા. મુખ્યત્વે પઠાણ અને શીખ સિપાહીઓ અને થોડા નાગરિકો એમાં હતા. સંખ્યા લગભગ ૩૨૦૦ હતી. ગેરીલાદળ પણ એમની સરદારી નીચે જ મૂકવામાં આવ્યું હતું (૨) ગાંધી સેના: એના સરદાર કર્નલ એનાયત કીઆની હતા. એમાં ૨૮૦૦ સૈનિકો હતા. (૩) આઝાદ સેના: એમાં પણ ૨૮૦૦ સૈનિકો હતા. સેના સરદાર કર્નલ ગુલઝારસિંહ હતા. (૪) નેહરુ-સેનામાં ૩૦૦૦ સૈનિકો હતા અને તેના સેનાની કર્નલ ગુરુબક્ષસિંહ ધીલોં હતા.

પ્રવૃત્તિ તો હવે અનેક પ્રવાહોમાં વહેતી થઇ હતી. 'ઝાંસીની રાણી' રેજીમેન્ટ બળવાન બનતી જતી હતી. બીજી પણ અનેક પ્રવૃત્તિઓ આરંભાઇ. બધી પ્રવૃત્તિના સમયના ક્રમે આપણે જોઇએ તો તેનું સંપૂર્ણ ચિત્ર આંખ આગળ આવી શકે એમ નથી, કારણકે એક સાથે જ યુદ્ધ અને બીજી નાગરિક પ્રવૃત્તિ ચાલતી હતી. એક બાજુ ઇમ્ફાલનો મોરચો સળગતો હતો અને બીજી બાજુ નાણાં ઉઘરાવવા અને યથા માર્ગે વાપરવાનું કામ ચાલતું હતું. રાજકીય પ્રવાહો અને જાપાન સાથેના સંબંધો પણ આ બધાની વચ્ચે ચાલતા હતા. આ સ્થિતિમાં ખરેખરા યુદ્ધને અને બીજી પ્રવૃત્તિને આપણે જુદાં પાડીને જોઇશું તો એ ચિત્ર વધુ સારી રીતે જોઇ અને સમજી શકાશે. સમયનો ક્રમ તો એ બંનેમાં જળવાશે જ.

આરઝી હકૂમત સ્થાપતાં એક સવાલ ઉપસ્થિત થયો હતો. આ સરકારને પોતાનું એવું રાજ્ય હોવું જોઇએ કે નહિ ! દુનિયામાં એવી સરકારો હતી ખરી કે જેમની પાસે એક તસુ જમીનનો પણ કબજો ન હોય. જર્મનીએ નસાડી મૂકેલા ઘણા રાજાઓ ને પ્રધાનો એ જ રીતે 'સરકારો' સાચવી રહ્યા હતા. પરંતુ અહીં જુદો જ માર્ગ નીકળ્યો, જાપાન સુભાષબાબુને અને તમામ હિંદીઓને પોતાની સચ્ચાઇની ખાતરી કરાવવા ઇચ્છતું હતું. એણે હિંદના જ હિસ્સારૂપ મણાતા આંદામાન અને નિકોબાર ટાપુઓ કામચલાઉ સરકારને સ્વાધીન કરવાનો નિર્ણય કર્યો.

૧૯૪૩ના નવેમ્બરની ૬ઠ્ઠી તારીખે એશિયાના, જાપાની લાગવગ હેઠળના દેશોની એક પરિષદ બોલાવવામાં આવી હતી. હિંદની કામચલાઉ સરકારના વડા સુભાષબાબુએ એ પરિષદમાં પ્રતિનિધિ નહિ, પણ પ્રેક્ષક તરીકે હાજરી આપેલી. તેઓએ એમ કહ્યું હતું કે પ્રતિનિધિ તરીકે તો સ્થિર અને સંપૂર્ણ હિંદી સરકારનો માણસ જ અહીં બેસી શકે. અહીં જ જાપાનના વડા પ્રધાન જનરલ ટોજોએ જાહેર કર્યું કે 'આજ પહેલાં અનેક નિવેદનો દ્વારા જાહેર કરવામાં આવ્યું છે કે જાપાની સરકારને હિંદને, એની આઝાદીની આકાંક્ષા પૂરી કરવાના અને બ્રિટિશ-અમેરિકાના પંજામાંથી મુક્ત થવાના કાર્યોમાં પૂરો સહકાર આપવા તત્પર છે, હવે આરઝી-હકૂમત-એ-હિંદનો પાયો નખાયા પછી હિંદીઓનો આઝાદીનો નિશ્ચય બળવાન થયો છે અને તેઓ એકતાના અતૂટ દોરથી ગૂંથાઇ ગયા છે. આ અવસરે જાપાનની શાહી સરકાર વતી હું જાહેર કરું છું કે આજે જાપાનના શાહી સૈન્યના કબજામાં આવેલા હિંદી પ્રદેશો, આંદામાન અને નિકોબાર થોડા સમયમાં જ આરઝી-હકૂમત-એ-હિંદને સોંપી દેવામાં આવશે.

આ પગલું હિંદના આઝાદી–યુદ્ધમાં જાપાનના દિલી સહકારની ખાતરીરૂપ બની જશે.' આ પછી એની રીત પ્રમાણે જાપાનની મહત્તા પણ એણે ગાઇ હતી.

આંદામાન અને નિકોબારનો વહીવટ કામચલાઉ સરકારના હાથમાં સોંપવામાં આવ્યો ત્યારે એ બંને દ્વીપોનાં નામ બદલાવીને 'શહીદ' અને 'સ્વરાજ' રાખવામાં આવ્યાં. સુભાષબાબુએ દ્વીપ ઉપર પ્રથમ પહેલીવાર ૧૯૪૩ની ૩૦મી ડીસેમ્બરે પગ મૂકયો હતો. હવે એ આઝાદ હિંદની ધરતી હતી. સુભાષબાબુ જેવા ભાવનાપ્રધાન આત્માએ તે દિવસે કેવા ભાવો અનુભવ્યા હશે? એમણે ત્યાં ત્રિરંગી ધ્વજ ફરકાવ્યો અને તે પછી થોડા જ સમયે ડૉ. લોકનાથનને ત્યાંના કમીશ્નર નીમી બધો વહીવટ સોંપી દીધો.

એમ જાણવા મળે છે કે આ વહીવટમાં જાપાનની દખલ થયા કરતી હતી, કારણ કે યુદ્ધને બહાને જાપાની પોલિસ ત્યાં હતી. પોલિસખાતા ઉપર કબજો પણ એનો હતો. જાપાન મિત્રરાજ્ય હતું માટે જ આ ગોઠવણ શકય બની હતી. આમ છતાં લોકકલ્યાણની પ્રવૃત્તિ થઈ શકતી હતી. ખાસ કરીને શિક્ષણપ્રચારનું કાર્ય બહુ સુંદર રીતે ત્યાં ચાલ્યું હતું.

'આઝાદ હિંદ સેના', 'હિંદી આઝાદ સંઘ' અને 'આરઝી હકૂમત–એ આઝાદ હિંદ'ની પ્રવૃત્તિમાં એક વસ્તુ સૌથી વધુ ધ્યાન ખેંચનારી અને પ્રત્યેક હિંદીને ગર્વ લેવા પ્રેરનારી છે.—યુદ્ધ છતાં સુભાષબાબુએ સંસ્કૃતિના પ્રવાહને અટકાવ્યો નહોતો. 'અટકાવ્યો નહોતો' એમ કહેવું એ બરાબર નથી કારણ કે એમણે તો ખાસ પ્રયત્નો દ્વારા એ પ્રવાહ જ્યાં નહોતો ત્યાં શરૂ કર્યો હતો, જ્યાં રૂંધાયેલો હતો ત્યાં મુક્ત કર્યો હતો અને જ્યાં ગતિમાન હતો ત્યાં એને વેગ આપ્યો હતો. લોકોના સુખદુઃખની અને સલામતીની ચિંતા તો એમણે કરી જ હતી. પરંતુ તેના શિક્ષણ અને વિકાસનું કાર્ય પણ અદ્ભુત કુશળતાથી એમણે બજાવ્યું હતું. સ્થળે સ્થળે રાષ્ટ્રિય શાળાઓ ને વર્ગો સ્થાપ્યાં હતાં.

યુદ્ધ લડવાનું હતું હિંદ–બ્રહ્મદેશની સરહદ ઉપર. કામચલાઉ સરકારનું વડું મથક યુદ્ધ–મોરચાની નજીક હોવું જોઇએ એ ખ્યાલે તા. ૭મી જાન્યુઆરીએ બધાં જ દફતરો રંગુનમાં ફેરવવામાં આવ્યાં. એમ પણ કહેવાય છે કે આ ફેરફારની પાછળ જાપાન વિષેની થોડી શંકા પણ કારણભૂત હતી. જાપાન ઇચ્છતું નહોતું કે હિંદમાં પહેલો પ્રવેશ હિંદી ફોજ કરે. સુભાષબાબુની ઇચ્છા એ કરતાં ઊલટી જ હોય એમાં સંદેહ શો?

રંગુનમાં મથક સ્થપાયા પછી પ્રવૃત્તિમાં ભારે વેગ આવ્યો. હિંદુસ્તાન હવે નજીક લાગવા માંડયું. સાગર–કિનારાની સામે પાર વહાલું વતન હતું. પર્વતો

અને અરણ્યોની પાછળ પણ એ જ પુણ્યભૂમિ હતી. સુભાષબાબુ હવે ત્યાં પહોંચવા, એ પવિત્ર ધરતીની ધૂળને ચૂમવા અધીરા બન્યા હતા.

આઝાદ હિંદ ફોજ અજબ પ્રકારની હતી. એમાં વેપારીઓ ને વાણીઆ-બ્રાહ્મણો પણ હતા. સ્ત્રીઓ ને બાળકો પણ હતાં. ઝંસીની રાણી પછી બાલ સેનાની સ્થાપના થઇ હતી. એમનાં કાર્યો પણ અદ્દભુત હતાં. એ જ તો સૌના દૂત અને પ્રચારક હતા. આ ફોજમાં ભરતી થવા માટે આઝાદીના દિવાનાઓની ભીડ જામતી. તાલીમકેંદ્રોમાં યુદ્ધોત્સુકો સમાતા નહોતા. છાવણીઓ ઊભરાતી હતી. કવાયતો ભારે કઠિન હતી, જંગલો અને પહાડોમાં યુદ્ધ ખેલવાનું હતું, હથિયારો ઉપરાંત બધો જ સામાન સાથે રાખવાનો હતો, માઈલોના માઈલો કૂચ કરવાની હતી, પરંતુ કોઈ થાકતું નહોતું, કોઈ ત્રાસતું નહોતું, કે ઈ નાસતું નહોતું. ફૂલો ભારે વજ્રો બની ગયાં હતાં.

એક જ રસોડે-પંગતે સૌ જમતા હતા. સુભાષબાબુ પણ તેમાં અપવાદ નહોતા. એક જ પ્રકારનું ભોજન સૌને મળતું. હિંદુ-મુસ્લિમના ભેદો ભુંસાઇ ગયા હતા. કોઇને એવો ખ્યાલ સુદ્ધાં આવતો નહોતો. ત્રિરંગી ઝંડો એ સૌનો પ્રેરણાદેવ હતો. એને જ વંદન થતું અને એને જ ઉન્નત રાખવાની રોજ પ્રતિજ્ઞા લેવાતી. 'જય હિંદ' 'ચલો દિલ્હી' 'ઇન્કલાબ ઝિંદાબાદ' 'હિંદુસ્તાન ઝિંદાબાદ' બધું ય ઊંડા અંતરમાંથી ઉચ્ચારાતું હતું.

આ ફોજના સૈનિકો સામાન્ય રીતે પગપાળા જ મુસાફરી કરતા. સિંગાપોરથી ઈમ્ફાલના મોરચે પહોંચતા લગભગ ૧૧૦૦ માઇલ તો તેઓ પગપાળા જ ચાલ્યા હતા. ટુકડીના સરદારને એક મોટર મળતી, પરંતુ તેની રાહ કોઈ જોતું નહિ. એવા યે દાખલા બન્યા હતા કે સુભાષબાબુ પોતે માઇલો સુધી પગે ચાલતા હોય, આવા હતા ફોજના સર સેનાપતિ, કામચલાઉ સરકારના વડા.

આરંભમાં તો પગારનાં યે કશાં ધોરણો નહોતાં. સૌને ખર્ચ પુરતું મળતું હતું. પરંતુ સ્થિતિ સુધરી અને યુદ્ધ ઉપર જવાનું થયું ત્યારે તેમને, લેફ્ટનન્ટને ૮૫, કેપ્ટનને ૧૨૫, મેજરને ૧૮૦, લેફ. કર્નલને રૂા. ૩૩૦, અને કર્નલને રૂા. ૪૦૦ મળતા. એવા પણ મહિનાઓ આવ્યા હતા કે જ્યારે કોઇને રૂા. ૨૫૦ થી વધુ પગાર આપવામાં ન આવતો હોય.

વીરતા બતાવનાર સૈનિકોને ખાસ માન આપવામાં આવતું. મુખ્ય ચંદ્રકો આ પ્રમાણે હતા. શહીદ-એ-ભારત : શેર-એ-હિંદ, સરદાર-એ-જંગ

વીર-એ-હિંદ, તમધા-એ-શત્રુનાશ : તમધા-એ-બહાદુરી. પોતાની સર્વસ્વ મિલકતનું દાન કરનારને 'સેવક-એ-હિંદ'નો ખિતાબ મળતો.

રાષ્ટ્રીય સેના ઉપરાંત મુલકી નોકરોની પણ ભરતી કરવામાં આવતી હતી. સૈનિકોની તાલીમ છાવણીઓમાં મુખ્ય સ્થળ મલાયા હતું. ત્યાં ચાર છાવણીમાં લગભગ ૭૦૦૦ સૈનિકો હતા. થાઇલેન્ડમાં ૧૦૦૦ અને બ્રહ્મદેશમાં એ વખતે ૩૦૦૦ હતા. મુલ્કી કાર્ય માટેની ભરતીમાં એકલા મલાયામાંથી વીશ હજાર જેટલા માણસો જોડાયા હતા. ને તેમને સરકારી કાર્ય ઉપરાંત પ્રચારકાર્ય સોંપવામાં આવતું હતું.

કામચલાઉ સરકાર અને હિંદી આઝાદ સંઘનું વ્યવસ્થાતંત્ર બહુ વિશાળ અને મજબૂત હતું, એ કોઇ રમકડાની તલવાર નહોતી. યુદ્ધકાળની સરકાર હોવા છતાં નીચે પ્રમાણે ૧૯ અગત્યના ખાતાઓ હતાં અને દરેક પ્રધાનને ખાસ દફતરો સોંપવામાં આવતાં. પુરવઠા ખાતું, નાણાં ખાતું, હિસાબી તપાસ ખાતું, ભરતી અને તાલીમ ખાતું, અખબાર ખાતું, પ્રકાશન અને પ્રચાર ખાતું, બ્રહ્મદેશની શાખાઓનું ખાતું, સ્ત્રીઓનું ખાતું, શિક્ષણ ખાતું, જાહેર સુખાકારી ખાતું, સામાજિક સેવા ખાતું, પુનર્ઘટના ખાતું.

સરકાર અને સંઘનું એક ઉપમથક સિંગાપુરમાં હતું અને મલાયા સુમાત્રા, જાવા અને બોર્નીઓમાંના સંઘોની દેખરેખ એને હવાલે હતી. આ સંઘમાં જોડાવા માટે ૧૯૪૪ના જૂન સુધીમાં એકલા મલાયામાં ૨૩૨૫૬૨ સ્ત્રીપુરુષોએ શપથ લીધા હતા. બૃહદ્ એશિયાના ૩૦ લાખ માનવીઓમાંથી આ સંઘમાં લગભગ ૧૮ લાખ જોડાયા હતા.

કામચલાઉ સરકારની હકૂમત આંદામાન અને નિકોબાર ઉપરાંત ઝીઆવાડી નામના એક પ્રદેશ ઉપર ચાલતી હતી. શ્રી. પરમાનંદ નામની વ્યક્તિએ આ પ્રદેશ કામચલાઉ સરકારને ભેટ આપ્યો હતો. એ હતો બ્રહ્મદેશની ભૂમિમાં, પરંતુ તેમાં મુખ્ય વસ્તી હિંદીઓની હતી અને મુખ્ય માલમત્તા પણ હિંદીઓની માલિકીની હતી. આ પ્રદેશમાં ૧૫૦૦૦ જેટલા હિંદીઓ વસતા હતા. ત્યાં ઉદ્યોગના કારખાનાંઓ હતાં તેમાં મુખ્ય સુતરની મિલ, ઉનની મિલ, ખાંડનું કારખાનું વગેરે હતાં. અહીં ઘાયલોની સારવાર માટે હૉસ્પિતાલ રાખવામાં આવી હતી. ઝીઆવાડીનો વિસ્તાર ૫૦ ચોરસ માઇલનો હતો.

આઝાદ ફોજ ઉપરાંત 'ઝાંસીની રાણી' રેજીમેન્ટ અને બાલસેના ઊભી કરવામાં આવી હતી તેમ સમય જતાં 'આઝાદ હિંદ દળ'ની રચના કરવામાં આવી હતી આ દળ કામચલાઉ સરકારના કબજાના પ્રદેશોનું રક્ષણ કરતું હતું.

કામચલાઉ સરકારના કબજામાં આ ઉપરાંત મણિપુર–વિષ્ણુપુર વિસ્તારનો પ્રદેશ પણ આવ્યો હતો. આઝાદ હિંદનો ઝંડો, બસો વરસ પછી પહેલીવાર આટલી આઝાદ–ભૂમિમાં ફરકી શકયો હતો. આ સરકાર તરફથી રીતસર સરકારી હુકમો ગેઝેટ–આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થતા હતા અને 'ચલો દિલ્હી' નામની ટપાલની ટિકિટો પણ તૈયાર થઈ હતી.

હવે આપણે કામચલાઉ સરકારની નાણાની સ્થિતિનું અવલોકન કરીએ અને પછી યુદ્ધ મોરચા ઉપર નજર માંડીએ.

'હિંદી આઝાદ સંઘ'ના સાવ આરંભના દિવસોમાં જાપાનની નાણાંકીય મદદનો કદાચ સ્વીકાર થતો હશે. પરંતુ સુભાષબાબુના આવ્યા પછી તો તમામ પ્રવૃત્તિનો ભાર બૃહદ્ એશિયાની હિંદી પ્રજા ઉપર જ હતો. સુભાષબાબુ જ્યાં જતા ત્યાં એમની સભાઓમાં નાણાની રેલમછેલ થતી હતી. સિંગાપોરમાં એમણે 'હિંદી આઝાદ સંઘ'નું પ્રમુખપદ સ્વીકાર્યું ત્યારથી નાણાની આ રેલ શરૂ થઈ હતી. તેઓ સભામંચ ઉપરથી સાદ દેતા કે ત્યાંના શ્રીમંતો ને ગરીબો પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તત્પર થઈ જતા. આવું દાન આપનારાઓમાં કેટલાકના નામ તો આઝાદીના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરાય અને મહારાણા પ્રતાપના ભામાશાને પણ ભુલાવે એવાં હતાં.

નાના બાળકો ઉપર સુભાષબાબુની અપીલની કેવી અસર થતી તે અનેકમાંના આ એક પત્ર ઉપરથી જાણી શકાશે:

" હું હિંદી વિદ્યાર્થી છું. ૧૬૬ ટેંક રોડ શ્યોનાન ટાઉનમાં રહું છું. તાજેતરમા મને ગુનસેઇકાન્બુના નાણાખાતા તરફથી સરકારી લોટરીની ઇનામી ટિકિટો અંગેના કાર્યમાં મદદ કરવા માટે મને બોલાવવામાં આવ્યો હતો. એ સેવા માટે મને ૧૦) ડોલરની રકમ મળી છે. હું એ આખી રકમ આપણા નેતાજી શ્રી. સુભાષચંદ્ર બોઝ પર મોકલી આપવા માટે તમારા તરફ રવાના કરું છું. ઉપરાંત મને દર અઠવાડિયે ખીસા–ખરચ માટે એક ડોલર મળે છે એ પણ હું અઠવાડિયે આપણી લડત માટે મોકલી આપીશ. મારી પાસે તો આટલું જ છે અને હું આશા રાખું છું કે દરેક હિંદી સ્ત્રી કે પુરુષ આપણા દેશને આઝાદ બનાવવા માટે પોતાનું સર્વસ્વ આપી દેશે.

જય હિંદ

(સહી) એસ. નારાયણન

એક વાર રંગુનના એક સુવિખ્યાત મુસ્લિમ કરોડપતિ સુભાષબાબુને મળવા આવ્યા—સુભાષબાબુએ વાતચીતમાં એમને કહ્યુ "મારો વિચાર એક 'આઝાદ હિંદ બેંક' સ્થાપવાનો છે"

કરોડપતિ શેઠે તુરત પૂછ્યુ "કેટલા રૂપિયાની જરૂર પડશે?

સુભાષબાબુએ ઉત્તર દીધો 'પચાસ લાખ રૂપિયા."

"એમા શી મોટી વાત છે, હુ પોતે ત્રીસ લાખ રૂપિયા આપુ છુ, અને બાકીના વીસ લાખનો તુરતમા જ બદોબસ્ત કરુ છું." શેઠજીએ કહ્યુ.

અને શેઠજીએ પોતાનો વાયદો પૂરો પણ કર્યો. તુરતમા જ બેંક સ્થાપિત કરવામા આવી. પચાસ લાખ રૂપિયાના શેર ભરાયા, પચીસ લાખ તો તુરત વસુલ પણ કરાયા. બેંક કાયદાનુસાર રજિસ્ટર કરવામા આવી. બર્મી સરકારના નિયમ અનુસાર તુરત જ એના 'આર્ટીકલ્સ ઓફ એસોસીએશન' છપાવવામા આવ્યા—તેના પર બર્મી સરકારની રજિસ્ટર મહોર મોજૂદ છે.

બીજી બેંકોની જેમ આ બેંકનું કામ પણ કાયદેસર શરૂ થયુ—યુદ્ધ પહેલાના શાન્તિકાળમા બેંકોમા જે રીતે વ્યાપારી પદ્ધતિથી કાર્ય થતું તેવુ જ અહીં થતુ હતુ લોકોએ પોતાની ડિપોઝીટ મૂકવાનું શરૂ કર્યું. કામચલાઉ સરકારનું ખાતું પણ આ બેંકમા ચાલતુ હતુ. બેંકની ત્રણ શાખાઓ પણ ખુલી હતી.

એકવાર બર્મી સરકાર પાસે પોતાના સૈનિકોને પગાર દેવાના પૈસા નહોતા ત્યારે આ બેંકે એમને પાંચ લાખ રૂપિયા ભેટ પણ આપ્યા હતા.

આ. હિ. સરકારનુ કામકાજ ચલાવવા માટે પૈસાની જરૂર તો હતી જ, એ માટે ફાળા, લિલામ, અને ભેટો મારફત પૈસા એકઠા કરવામા આવતા અને તે ઉપરાત કર વસુલ કરવાનું પણ નક્કી થયુ. આ કર વાર્ષિક આમદાની પર નહીં, પણ પ્રજા પાસેની મિલકતના અમુક ટકા નક્કી કર્યા હતા કોની પાસે કેટલી મિલકત છે તેની સૂચી બનાવવા માટે વેપારીઓની એક સમિતિ બનાવવામા આવી. આ સમિતિ દરેક વ્યક્તિની મિલકતનું મૂલ્ય આંકતી અને પછી તેના પર કર નક્કી કરવામા આવતો. કરની રકમ ઉઘરાવવાનો એક સમય નક્કી કરવામા આવતો, આ બધું થયા પછી પ્રજા પોતાની મેળે જ નક્કી કરેલે સમયે આઝાદ હિંદ બેંકમા પોતાનો કર ભરી આવતી હતી.

હિંદુસ્તાની સિવાય બીજી કોઈ પ્રજા પાસેથી કર લેવામા આવતો નહિ. ઘણા હિંદુસ્તાનીઓ કરમાંથી બચવા ખાતર પોતાને [illegible] ગણાવે એવા દાખલાઓ પણ બનતા હતા.

કામચલાઉ સરકારના ખર્ચનો મોટો ભાગ આઝાદ હિંદ ફોજ માટે ખર્ચાતો સિંગાપુર ને હોંગકોંગથી નાસતી વેળાએ બ્રિટિશરોએ જે તોપો હથિયાર વગેરે છોડી દીધા હતા તે ફોજના હાથમાં આવી ગયા અને તેઓએ તેનો ઉપયોગ કર્યો પરંતુ સૈનિકોના પગાર, ભોજન તથા બીજા વિભાગોના કાર્યકર્તાઓનું વેતન અને ઇસ્પિતાલ–શાળાઓ વગેરે ઉપર પુષ્કળ ખર્ચ થતું હતું આ ખર્ચ એક વ્યવસ્થિત સરકારની પેઠે કરવામાં આવતું અને એ રીતે જ તેના હિસાબો રાખવામાં આવતા

એક વાર સુભાષબાબુ રંગુનથી બહાર જતા હતા હવાઇ–મેદાન ઉપર એમને વિદાય દેવા ઘણા ભારતવાસીઓ આવ્યા હતા વિમાનને ઊડવાને હજુ થોડી વાર હતી એ વખતે સુભાષબાબુએ ત્યાં ઊભેલા માણસોને કહ્યું "આપણને આપણી સરકાર માટે વીસ લાખ રૂપિયાની જરૂર છે"

હાજર હતા તે લોકોએ આ વાત સાભળીને પરસ્પર થોડી મસલત કરી અને બરોબર અગિયાર મિનિટની અંદર વીસ લાખ રૂપિયા ભેગા કરીને સુભાષબાબુને ચરણે ધરી દીધા

પીનાંગની એક ઘટના છે નોકરીની શોધમાં ફરતો એક નવજુવાન સુભાષબાબુને મળવા આવ્યો એની પાસે નાની એવી ચાંદીની એક ફૂલદાની હતી તે એણે સુભાષબાબુને ચરણે ધરી દીધી

સુભાષબાબુ બોલ્યા "આ ભાઇની પ્રેમભેટ હું લિલામ કરવા માગું છું હું આના પચીસ હજાર રૂપિયા લેવા માગું છું" અને હરરાજી શરૂ થઈ

પહેલી બોલી જ એકાવન હજારની બોલાઇ ને સુભાષબાબુની આંખો પ્રેમથી ભરાઇ ગઇ

સુભાષબાબુનો જન્મદિવસ આવી રહ્યો હતો પ્રચાર વિભાગના ઉપરીએ સૂચના કરી કે આ અવસર પર સુભાષબાબુ સોનાથી તોળાશે અને એ રકમ આઝાદ હિં૦ સરકારને ભેટ ધરવામાં આવશે સુભાષબાબુને સોનાથી તોળવા માટે જનતાએ પોતાની મા બહેન પત્નિના દાગીના સુદ્ધાં આપી દીધા કામચલાઉ સરકારના હાથમાં બધા મળીને લગભગ વીસ કરોડ રૂપિયા આવ્યા હતા આ રકમ કોઇ પણ વ્યવસ્થિત સરકાર માટે મોટી ન કહેવાય, પરંતુ હિંદુસ્તાનની આજની સ્થિતિ સાથે એ સરખાવીએ તો ? સુભાષબાબુની હકૂમતમાં રાજદંડનું સ્થાન નહિવત્ હતું પ્રજા પોતાના ઉમળકાથી જ પૈસા આપતી હતી વીસ કરોડ ! સામાન્ય આંકડો ન જ ગણાય

રંગુનની એક વિરાટ સભામાં સુભાષબાબુના કંઠે રોપાયેલી ફૂલમાળાનું લિલામ થયું–હિંદની આઝાદીના નામ ઉપર પહેલો બોલ એક લાખનો આવ્યો. એક જુવાનનો અવાજ સંભળાયો: 'બે લાખ' એ પછી તો ત્રણ લાખ, ચાર લાખ, પાંચ લાખ–ગાન આગળ વધવા લાગી. પેલા જુવાનથી સહન ન થયું. એ દોડયો, વ્યાસપીઠ પાસે આવીને બોલ્યો: 'નેતાજી, મારું સર્વસ્વ, મારી મિલકતની પાઈએ પાઈ!' નેતાજીએ એને છાતીએ દબાવ્યો ને કહ્યું: 'આ ફૂલમાળા તારી. જ્યારે ભારતમાતા મુક્ત થાય ત્યારે એના કંઠમાં તારી આ માળા પહેરાવાઈ જશે.' આવા સર્વસ્વ મિલકત અર્પણ કરવાના એક નહિ, અનેક દાખલાઓ બનતા હતા. અનેક વ્યક્તિઓએ પોતાની તમામ સંપત્તિ અને દેહ સુદ્ધાં આ સરકારને ચરણે ધરી દીધાં હતાં, સુભાષબાબુના જન્મદિનની ભેટની વસ્તુઓની કિંમત ૪૦ લાખ રૂપિયા હતી. હબીબ સાહેબ અને શ્રી. બેટાઈ, એ બેના નામ દાનવીરોની નામાવલિમાં સૌથી વધુ ચમકતા હતા. પોતાનું સર્વસ્વ આપવામાં તેઓ મુખ્ય હતા. હબીબ સાહેબની મિલકત લગભગ એક કરોડની હતી, શ્રી. બેટાઈ ૨૫–૩૦ લાખની મિલકત ધરાવતા હતા. શ્રીમતી બેટાઈએ પોતાની તમામ અંગત મિલકત અને પોતાને પ્રિય એવાં સઘળાં આભૂષણો પણ સુભાષબાબુની ઝોળીમાં આપી દીધાં હતાં.

આઝાદ હિંદ બેંકના બોર્ડ ઑફ ડિરેક્ટરના ચેરમેન હતા શ્રી. આયર, બીજા ડિરેક્ટરોમાં શ્રી. બાશીર, શ્રી. બેટાઈ, શ્રી. માછા, ડૉ. અલગપ્પન અને શ્રી. દીનાનાથ હતા. આ બેંકમાં લોકો આપોઆપ નાણાં ભરી જતા. ફંડ એકત્ર કરનારી સમિતિ અને કામચલાઉ સરકારનું નાણાં ખાતું બેંક સાથે સંબંધ ધરાવતું હતું. એકલા બર્મામાંથી ૧૫ કરોડ રૂપિયા કામચલાઉ સરકાર માટે એકઠા થયા હતા. બીજા ૫ કરોડ મલાયા તથા બીજા પ્રદેશમાંથી આવેલા. આઝાદ સરકારને પ્રજા તરફથી મળતી ભેટોમાં સોનું, ચાંદી, હીરા, મોતી વગેરે તો હતાં જ. પરંતુ અન્ન અને વસ્ત્રો પણ પુષ્કળ પ્રમાણમાં મળતાં હતાં. પ્રજાના દિલો ઉપર એણે રાજ સ્થાપ્યું હતું એટલે કોણ શું આપે છે તેનો વિચાર આવતો જ નહિ. જે શક્ય હોય તે સૌ આપતાં હતાં.

આટઆટલી મદદો મળવા છતાં આઝાદ સરકારને નાણાંની ખેંચ તો રહેતી જ હતી. યુદ્ધમાં પડેલી દુનિયાની બીજી સરકારો દર કલાકે કરોડોનું ખર્ચ કરતી હતી. આઝાદ–સરકારનું એ ગજું નહોતું. ગમે તે દૃષ્ટિએ વિચારીએ, આઝાદ સરકાર અને આઝાદ ફોજ ક્રાંતિકારીઓનું જૂથ હતું. એની સાચી તાકાત દેશ પ્રેમની પારાવાર શક્તિમાં હતી. આ તાકાતના જોરે જ તેઓ ભવ્ય સૃષ્ટિ રચી શકયા હતા.

ઉખલ અને ટંગ્રૂને જોડતી રેલવે લાઈન પર અધિકાર જમાવ્યો અને ઉત્તરમાં ચિંદવિનની પાર કોહિમા અને ટીંગૂને જોડતી રેલવે લાઈનનો કબજો લીધો. મણિપુરની રાજધાની ઇમ્ફાલ પર બે તરફથી તેઓ આક્રમણ લઈ ગયા. અહીં કર્નલ શાહનવાઝે અંગ્રેજોથી મુક્ત એવી ભારતભૂમિ પર રાષ્ટ્રીય ત્રિરંગી ઝંડો ફરકાવ્યો. તે વખતે આઝાદ હિંદ ફોજની ત્રણ ટુકડીઓ ત્યાં યુદ્ધ કરી રહી હતી. એમણે મોરાંગ, કોહિમા વગેરે ગામો પર છાપો મારી ઇમ્ફાલને ઘેરી લીધું. આ ફોજે જે ઉત્સાહ, દૃઢતા અને યુદ્ધ-ભાવનાનું પ્રદર્શન કર્યું છે તે ઇતિહાસમાં અમર રહી જાય એવું છે. અન્નહીન, વસ્ત્રહીન-અનહીન, વસ્ત્રહીન, વિમાન માર્ગે જેનું કોઇ રખવાળ નહોતું એવા આઝાદ હિંદના સૈનિકો એ આધુનિક પદ્ધતિએ અસ્ત્ર-શસ્ત્રથી સુસજ્જિત અંગ્રેજી ફોજને એ મોરચે મારી ભગાડી. આરાકાન, ઇમ્ફાલ અને પલેલના પહાડો એમના વિજયનાદોથી ગાજી રહ્યા.

આ બધુ અસામાન્ય વીરતા અને વિશ્વઇતિહાસમા અજોડ ગણાય એવી ક્રાંતિકારી ભાવનાના પ્રતાપે બન્યું હતું હિંદની ભૂમિની ધૂળને ચૂમ્યા પછી તો સૈનિકોના ઉત્સાહની કોઇ સીમા નહોતી રહી. સાચેસાચ તે દિવસે બ્રિટિશ સલ્તનત ખળભળી ઊઠી હતી. હિંદુસ્તાનના એકથી બીજા છેડા સુધી એવા સમાચાર પ્રસરી ગયા હતા કે જે મોરચા ઉપર આઝાદ ફોજના સિપાહીઓ લડી રહ્યા છે તે મોરચા સામેની બ્રિટિશ હિંદી સિપાહીઓની ટુકડીઓ તેમની સાથે મળી જાય છે. સરકાર આ વખતે સાચા સમાચાર છુપાવતી હતી એટલે અનેક પ્રકારની વાતો હવામાં વહેવા લાગી હતી.

એ દિવસોના કેટલાક યુદ્ધ-પ્રસંગો ઇતિહાસના પાને સુવર્ણાક્ષરે ચમકી ઊઠે એવી રીતે નોંધાઇ ગયા છે. આઝાદ ફોજના સૈનિકો પાસે ખાવાનું ખૂટ્યું હતું પાછલો વાહનવ્યવહાર ભાંગી પડયો હતો. આસમાની તાકાત-વિમાનોની તાકાત તો એમની પાસે હતી જ નહિ. આધુનિક યુદ્ધ વિમાનની મદદ વિના ખેલી શકાય જ નહિ, પણ આ વીરોએ એ ખેલ્યું હતું. સામેથી બ્રિટિશ પ્રચારકોનો પોકાર આવતો હતોઃ 'તમે જાપાનના ગુલામ છો,' અહીંથી બુલંદ અવાજ ઊઠતો હતો 'અમે આઝાદીના સિપાહીએ છીએ અને નેતાજીના હુકમથી યુદ્ધ લડીએ છીએ, સામેથી લાલચ આવતી હતી : 'અહીં આવો, પેટ ભરીને ભોજન મળશે.' જવાબ મળતો હતો : 'ગુલામીના ભોજન કરતાં આઝાદીનું ઘાસ સારું છે.'

આ શબ્દોમાં ભાવનાનું બળ તો છે જ, પરંતુ સત્ય પણ એટલું જ એમાં રહેલું છે. દિવસોના દિવસો સુધી સેંકડો સૈનિકો ઘાસ અને પાંદડા ઉપર નિર્વાહ કરીને લડાઈ લડયા હતા. ઈમ્ફાલના જંગલો તો હિંદુસ્તાનના હતા ને! બંધનમુક્ત બનેલી માની ધૂળ પણ કયાંથી?

જ્યારે આઝાદ–સેના વિજય પ્રસ્થાન કરી રહી હતી ત્યારે સુભાષના પ્રભાવે અને આગ્રહે જાપાનનું ઉલટું નમતું તો આપવું પડતું હતું, પરંતુ તેટના પ્રમાણમાં તેનો સહકાર ઓછો થતો હતો. પહેલો પ્રશ્ન કૂચ સાથે જ ઊભો થયો હતો. જાપાનની ઇચ્છા અગ્રણી બનવાની હતી. સુભાષબાબુએ નમતું આપ્યું નહિ અને આઝાદ સેનાએ કૂચ આરંભી દીધી. એ પછી હિંદ–પ્રવેશની વિજયભરી જાહેરાત કરવાની વાત હતી. આમાં પણ સુભાષબાબુએ આગ્રહ રાખ્યો. અને બંને રાજ્યો તરફથી એક સાથે જ જાહેરનામું બહાર પાડવાનું નક્કી થયું.

સુભાષબાબુએ આઝાદ હિંદનો રેડિયો તો પહેલેથી જ સ્વતંત્ર મથક આઝાદ રાખ્યો હતો. એટલે એમના પ્રવચનો, આજ્ઞાપત્રો કે જાહેરાતો ઉપર જાપાનનો સુદૃઢ અંકુશ રહી શકતો નહોતો. જાપાને એવી માગણી કરેલી કે હિંદુસ્તાનમાં જે પ્રદેશ જીતાય તે પ્રદેશ ઉપરની હકૂમત માટે જે પ્રધાન નિમવામાં આવે તે વિષે જાપાનની પૂર્ણ સંમતિ લેવી જોઈએ. સુભાષબાબુએ આ માગણી સ્વીકારી નહિ અને જીતાયેલા પ્રદેશ ઉપર શ્રી ચેટરજીને ગવર્નર તરીકે નીમી દીધા.

યુદ્ધમાં આવશ્યક ગણાય એવી 'યુદ્ધ સહકાર સમિતિ' રચવાનો પ્રસંગ આવ્યો. આ સમિતિમાં સુભાષબાબુએ હિંદનું અર્ધોઅર્ધ પ્રતિનિધિત્વ માગ્યું. આ માગણી તો જાપાને સ્વીકારી પરંતુ એ સમિતિનો પ્રમુખ કોણ બને તે પ્રશ્ન ઉકલ્યો નહિ. જાપાનનો આગ્રહ જાપાની પ્રમુખ માટે હતો. સુભાષબાબુએ બે પ્રમુખ રાખવાની સૂચના કરી. છેવટે એવી જ ગોઠવણ મંજૂર કરવામાં આવી.

જાપાન બ્રિટન જેવું જ વેપારી છે. એણે માગણી કરી કે જીતાયેલા પ્રદેશમાં જાપાની વેપારીઓને પ્રવેશ મળવો જોઈએ. સુભાષબાબુએ ચોખ્ખી ના પાડી. એમણે કહ્યું, એ કાર્ય તો હિંદ આઝાદ થઈ ગયા પછી જ બની શકે.

સુભાષબાબુ જાપાની સરકારના પૂતળા નહોતા એ વસ્તુ સિદ્ધ કરવાનું હવે બાકી રહ્યું નથી. જાપાની એલચીને, શાહી સરકારના દસ્તખતવાળા પરિચય–પત્ર વિના મળવાની એમણે ના પાડી હતી. અનેક હિંદીઓને જાપાની અફસરોના પંજામાંથી એમણે છોડાવ્યા હતા. મહાવિકરાળ શાહીવાદના ઝંઝાવાતની વચ્ચે હિંદની આઝાદીના કુમળા ફૂલછોડને એમણે પોતાની સમગ્ર શક્તિથી રક્ષણ આપ્યું હતું.

મણિપુર અને વિષ્ણુપુરના મોરચા ઉપર યુદ્ધ જેમ જેમ ઉગ્ર બનતું જતુ હતુ તેમ પાછળ રહેલા સૈનિકો અને સૈનિકાઓનું જોશ વધતું હતુ. હિંદુસ્તાનની ભૂમિ ઉપર આઝાદ સેનાએ તા ૧૮મી માર્ચે પગ મૂકેલો, પરંતુ તે પહેલા ત્રણ દિવસે એટલે માર્ચની ૧૫મી તારીખે સુભાષબાબુના હાથમા 'ઝાંસીની રાણી' રેજીમેન્ટના વડા કે. લક્ષ્મીએ નીચેનો પત્ર મૂક્યો હતો

પ્યારે નેતાજી,

અમારી તાલીમ સંતોષકારક રીતે પૂરી થઇ છે, છતાં અમને રણમેદાન પર મોકલવાનો ઇન્કાર કરવામા આવે છે, અમને નર્સનું કામ સુપ્રત થયું છે. આમ શા માટે? અમારી સમજમા આ આવતુ નથી. અમારા પ્રત્યે આવી જાતનો ભેદ કેમ દર્શાવવામા આવે છે? આપે તો અમને વીરાંગના ઝાંસીની રાણીનું નામ આપ્યું છે આપે અમારી તાલીમ છાવણીની ઉદ્‌ઘાટનક્રિયા વખતે અમને એવી ખાતરી આપી હતી કે અમને પણ ઝાંસીની રાણી માફક જ રણમેદાન પર, યુદ્ધ માટે મોકલવામા આવશે, અમારા હાથમા શસ્ત્રો જોઈને દુશ્મનો કંપી ઊઠશે અને બ્રિટિશ લશ્કરમાના હિન્દી સૈનિકો પાછા ફરશે.

કૃપા કરીને, અમને તાત્કાલિક યુદ્ધમોરચા પર મોકલી આપવાનો હુકમ આપો. તમે જ અમને શીખવ્યુ છે કે સ્ત્રી અને પુરૂષો સમાન છે, તમે જ અમને પુરુષોની માફક તાલીમ આપી છે. રણમેદાનમા જઇને પુરુષની માફક લડવાનો ઉપદેશ પણ તમે જ અમને આપ્યો છે. તો પછી પુરુષો કરતા અમને જુદાં કેમ ગણવામા આવે છે?

અમારી માતૃભૂમિની મુક્તિ માટે, અમારા પ્રાણનાં બલિદાન આપવાને અમે તૈયાર છીએ, એનો જો આપને પુરાવો જોઇતો હોય તો, એ પુરાવો આપવા માટે આ અરજી પર અમે અમારા લોહીથી હસ્તાક્ષરો કરીએ છીએ. એકવાર અમારી કસોટી તો કરી જુઓ!

અમે આપના તાત્કાલિક પ્રત્યુત્તરની આશા રાખીએ છીએ"

સુભાષબાબુના મુખ ઉપર સ્મિત ફરકી ગયુ. એમણે કહ્યુ: 'મોરચા ઉપર મોકલું પણ યુદ્ધ લડવા માટે નહિ, ઘાયલોની સારવાર કરવા.'

સામેથી પ્રશ્ન આવ્યો: 'શા માટે યુદ્ધ લડવા માટે નહિ?'

સુભાષબાબુએ કહ્યુ 'યુદ્ધના સરંજામ સાથે જાઓ, લડાયક દળોને જ ત્યા મોકલો. આત્મરક્ષણનો કે એવો કટોકટીનો પ્રસંગ આવે તો યુદ્ધ ખેલી લેજો.'

સોળથી પચીસ વર્ષ સુધીની કન્યાઓ અને યુવતીઓ યુદ્ધનો સરંજામ ઉપાડીને રણ મોરચા ઉપર ચાલી નીકળી. આકાશના દેવોએ પણ ત્યારે તો દર્શાંશુ પાડયા હશે ને !

યુદ્ધ પૂરી ભીષણતાથી ચાલતું હતું. બ્રિટિશ સિંહ પુરો થયો હતો પણ મર્યો નહોતો. એણે સૈનિકો ને સામગ્રી એ મોરચા ઉપર ઠાલવી દીધાં. બીજી બાજુ મેઘરાજાએ તાંડવ મચાવ્યું. આસામનો એ પ્રદેશ ! કવિની કલ્પના નહિ, પણ ક્રૂર વાસ્તવિકતા–મૂશળધાર વરસાદ વરસાવા લાગ્યો. મદદ મળવી બંધ થઇ ગઇ. પ્રતિપક્ષીને ફાવી ગયું. શસ્ત્ર સામગ્રી ખૂટી થઈ, અન્ન ખૂટી ગયું, મદદ બંધ થઇ ગઈ, રહ્યાં માત્ર આઝાદી માટે તલસતાં ને મરવા ચાહતાં માનવીઓના ફૂલ જેવા કોમળ અને વજ્ર જેવાં કઠોર હૈયાં ! આગળ વધવા માટે હવે કોઈપણ આશા નહોતી. ઘેરો તૂટતો જતો હતો. બળ પણ ખૂટતું જતું હતું. હૈયું ભાંગી રહ્યું હતું.

પાછા ફરવાનો હુકમ મળ્યો. આ સેના યુદ્ધ–રસિયાઓની નહોતી. એમાં કેટલાક લડાયક કોમના હતા ખરા. પરંતુ આજે એમનો આત્મા બદલાઈ ગયો હતો. આ તો હતા ક્રાંતિવીરો. મરવામાં જ માનનારા. પાછા હઠવાનું એમને ગમે કેમ ? રાજપૂતો પાછા હઠયા હતા ? એવા આ લોકો હતા. ખપી જવા, ખતમ થવા તેઓ ઇચ્છતા હતા. પાછા ફરીને જવાનું કયાં હતું–બર્મામાં ? પ્યારા વતનની ધૂળમાં મૃત્યુ પામવા કરતાં વધુ પ્યારૂં શું હતું ! અને એમણે પ્રતિજ્ઞા કરી હતી, ત્રિરંગી ઝંડાની સાક્ષીએ, હૃદયના સિંહાસન ઉપર જેમનું સ્થાન નિશ્ચિત થઈ ચૂકયું હતું એવા નેતાજીની સમક્ષ કે પાછા નહિ ફરીએ. દિલ્હીના લાલ કિલ્લા ઉપર ધ્વજ રોપશું અથવા તો એ માર્ગ ઉપર લોહીની ગંગા રેલાવી દઇશું.

પીછેહઠનો હુકમ માનવાની સૈનિકોએ ના પાડી. એક કથા તો એવી પણ છે કે આવો હુકમ લાવનાર પુત્ર સૈનિકને પિતાએ ગોળીએથી વીંધી દીધો !

આખરે સુભાષ બાબુની સહી સાથેનો હુકમ આવ્યો. અફસરોએ કારણો સમજાવ્યાં ને ફરી લડીશું એવી ખાતરી આપી. આંસુ છલકતી આંખે ફોજ સિપાહીઓએ પાછા પગલાં માંડયાં.

## [ ૭ ]

## રાષ્ટ્રપિતાને વંદના

ઈમ્ફાલના મેદાનોમાંથી કરવી પડેલી પીછેહઠે નેતાજીના હૃદય ઉપર કેવી અસર કરી તેનું અવલોકન કરતાં પહેલાં મહાત્માજી-પ્રત્યેના એમના ભક્તિભાવના સૂચક એવા બે પ્રસંગો જોઈ લઈએ. આઝાદ હિંદ ફોજ શું કે હિંદી આઝાદ સંઘ શું, કામચલાઉ સરકાર શું કે આઝાદ હિંદ દળ શું–સૌની પ્રેરણાનું સ્થાન નેતાજી હતા અને વંદનાનું સ્થાન ગાંધીજી હતા. બૃહદ્ એશિયાના નાગરિકો અને સૈનિકોએ પ્રત્યેક પ્રસંગે ગાંધીજીના નામનો જયકાર બોલાવ્યો છે. સુભાષબાબુએ તા. ૬ઠ્ઠી જુલાઈએ જ્યારે હિંદની ભૂમિ ઉપર આઝાદ હિંદના સૈનિકો લડતા હતા ત્યારે મહાત્માજીને ઉદ્દેશીને જે વાયુપ્રવચન કરેલું તેમાં દુનિયાભરમાં વેરાયેલા હિંદીઓના મનોભાવ એમણે જણાવ્યા છે. એ પ્રવચન ઐતિહાસિક હોઈ તેનો મહત્ત્વનો ભાગ અહીં જોઈ લઈએ.

પૂ. મહાત્માજી,

આપની તબિયત જરા સુધરી છે અને હવે આપ, અમુક અંશે જાહેર કામ પ્રત્યે ધ્યાન આપી શકો છો એટલે આપને આ પત્ર લખવાની અને તે દ્વારા હિંદ બહારના રાષ્ટ્રભક્ત હિંદીઓની યોજનાઓ અને પ્રવૃત્તિઓનો ખ્યાલ આપવાની તક લઉં છું. એ વાત લખું તે પહેલાં, નાદુરસ્ત તબિયતને કારણે આપની કરવામાં આવેલી અચાનક મુક્તિ બાદ કેટલાય દિવસ સુધી દુનિયાભરના હીંદીઓમાં જે ચિંતાની લાગણી પ્રસરી હતી તેની આપને જાણ કરવા માગું છું. બ્રીટીશ કારાવાસમાં શ્રી. કસ્તુરબાના કરુણ અવસાન પછી આપના દેશબાંધવો આપની તબિયત વિષે સચિંત બને એ કુદરતી છે. હિંદની બહાર તેમ જ હિંદમાં એવા હિંદીઓ છે કે જેઓ પ્રામાણિકપણે એમ માને કે બ્રિટિશ સરકાર સમજૂતી કે અહિંસક અસહકારના નૈતિક દબાણથી કોઈ દીવસ વશ થશે નહિ. તેમ છતાં હિંદ બહારના

હીંદીઓને મન પદ્ધતિના આ ભેદો આંતરિક ઘરઘરાઉ મતભેદો જેવા છે. જ્યારથી તમે લાહોર કોંગ્રેસ ખાતે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કર્યો ત્યારથી તેમની સૌની સામે એકજ ધ્યેય રહ્યું હતું. હિંદ બહારના હિંદીઓને મન આપણા દેશની આજની જાગૃતિના આપ સર્જક છો. દુનિયા સમક્ષના એમના સઘળા પ્રચારમાં તેઓ આપનું એ સ્થાન સ્વીકારે છે અને એ સ્થાનને યોગ્ય એવું આપનું બહુમાન કરે છે. હિંદ બહારના દેશ-ભક્ત હિંદીઓ અને હિંદની આઝાદીના પરદેશી મિત્રો આપને માટે જે ઊંડો આદર ધરાવે છે તે, આપે જ્યારે ૧૯૪૨ના ઑગસ્ટમાં "હિંદ છોડો"વાળો ઠરાવ વીરતાપૂર્વક રજૂ કર્યો ત્યારે તો ઘણો વધી ગયો હતો.

હું હિંદમાં હતો ત્યારે બ્રિટિશ સરકારનો જે અનુભવ મને થયો છે. હિંદ બહાર હતો ત્યારે બ્રિટનની નીતિ વિષે જે ગુપ્ત માહિતી મળી છે અને દુનિયાભરમાં બ્રિટનના ધ્યેયો અને હેતુઓ વિષે જે કંઈ મેં અવલોક્યું છે તે ઉપરથી મારી પ્રમાણિકપણે ખાતરી થઈ છે કે બ્રિટિશ સરકાર આઝાદી માટેની હિંદની માગણીને કદી પણ સ્વીકારશે નહિ. બ્રિટન આજે તો એક જ પ્રયત્ન કરી રહ્યું છે અને તે એ કે આ યુદ્ધને જીતવા માટે હિંદનું પૂરેપૂરું શોષણ કરવું. આ યુદ્ધ દરમિયાન બ્રિટનની હકૂમત નીચેનો અમુક પ્રદેશ એના દુશ્મનોએ ઝૂંટવી લીધો છે અને અમુક પ્રદેશ એના મિત્રોએ લઈ લીધો છે. જો મિત્રરાજ્યો કોઈ રીતે, યુદ્ધમાં વિજયી બને તો પણ ભવિષ્યમાં તો યુનાઈટેડ સ્ટેટ્સ જ ઉપર આવશે અને એનો અર્થ એ થશે કે બ્રિટન યુનાઈટેડ સ્ટેટસનું અનુચર બનશે. એમ થશે ત્યારે બ્રિટન એમના અત્યારના નુકસાનને ભરપાઈ કરવા માટે હિંદને હંમેશ કરતાં વધુ નિર્દયતાથી ચૂસવા યત્ન કરશે. એમ કરવા માટે હિંદમાંની રાષ્ટ્રીય ચળવળને હંમેશને માટે સાફ કરી નાખવાની યોજનાઓ લંડનમાં તૈયાર થઈ ચૂકી છે. એ યોજનાઓની માહિતી મને ગુપ્ત છતાં આધારભૂત સ્થળોથી સાંપડી છે અને એ વાત જણાવવી એ મારી ફરજ છે. બ્રિટિશ સરકાર અને બ્રિટિશ પ્રજા વચ્ચે ભેદ છે એમ માનવું એ ગંભીર ભૂલ છે. અલબત્ત બ્રિટનમાં, જેમ યુનાઈટેડ સ્ટેટસમાં છે તેમ આદર્શવાદીઓનું એક નાનું મંડળ છે કે જેઓ હિંદને સ્વાધીન જોવાને ઈચ્છે છે. આદર્શવાદીઓને એમના દેશમાં "ચક્રમ" જ માનવામાં આવે છે અને તેની તો અત્યંત ઓછી સંખ્યા છે. હિંદને લાગેવળગે છે ત્યાં સુધી તો બ્રિટિશ સરકાર અને બ્રિટિશપ્રજા એક જ છે

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાની યુદ્ધનેમો વિષે મારું એમ કહેવુ છે કે વોશિંગ્ટન ખાતે જે મંડળીનું રાજ ચાલે છે તે અત્યારે આખી દુનિયા પર હકૂમત સ્થાપવાનાં સ્વપ્નાં સેવે છે આ મંડળી અને એના માણસો અમેરિકન ભાષો વિષે ખુલ્લી રીતે વાતો કહે છે. તેઓ એમ કહેવા માગે છે કે આ સૈકામા યુનાઇટેડ સ્ટેટ્સ આખી દુનિયા ઉપર હકૂમત સ્થાપને આ મંડળીમાં કેટલાક તો એવા છે કે જે બ્રિટનને યુનાઇટેડ સ્ટેટ્સનુ ઓગણપચાસમુ "સ્ટેટ" કહેવાની હદ સુધી જાય છે. આપે જીવનભર જે માર્ગની હિમાયત કરી છે તે માર્ગે, લોહી રેડ્યા વિના હિંદની આઝાદી મળે તો હિંદ બહારના સૌ કોઈ હિંદીઓને હર્ષ સિવાય બીજી કોઈ જ લાગણી નહિ થાય પણ સાચી વસ્તુસ્થિતિને નિહાળ્યા પછી મારી તો ખાતરી થઈ ચૂકી છે કે જો આપણે આઝાદી જોઈતી હશે તો આપણે લોહીમા પગ મૂકીને ચાલવા તૈયાર રહેવુ પડશે.

હિંદમા જ, આપણા પોતાના પ્રયત્નો અને સાધનોથી સશસ્ત્ર સંગ્રામની ગોઠવણ કરવા માટે અનુકૂળ સંજોગો હોત તો, એ જ માર્ગ આપણે માટે સર્વોત્તમ હતો, પણ, મહાત્માજી, આપ તો હિંદના સંયોગો બીજા કોઈ કરતા વધુ સારી રીતે જાણો છો. હિંદમા વીસ વર્ષ સુધી જાહેર સેવાના મારા અનુભવ પછી હુ તો આ નિર્ણય ઉપર આવ્યો છુ કે પરદેશમા વસતા આપણા દેશબાંધવો તેમ જ બીજી કોઈ પરદેશી સત્તા અથવા સત્તાઓની કંઈક મદદ વિના દેશમા સશસ્ત્ર સંગ્રામ યોજવો અશક્ય છે. આ યુદ્ધ ફાટી નીકળવા પહેલા તો કોઈ બહારની સત્તા અથવા તો પરદેશ વસતા હિંદીઓ પાસેથી પણ સહાય મેળવવાનુ ઘણુ જ મુશ્કેલ હતું. પણ અત્યારનુ યુદ્ધ ફાટી નીકળવાને લીધે બ્રિટિશ સામ્રાજ્યના દુશ્મનો પાસેથી લશ્કરી તેમજ રાજદ્વારી મદદ મેળવવાની શક્યતાઓ ખુલી એટલે એમની પાસેથી કંઇ મદદની આશા રાખવા માટે, મારે એ જાણી લેવાનુ હતુ કે સ્વાધીનતા માટેની હિંદની માગણી પ્રત્યે એમની વલણ શી છે?

મહાત્માજી, આપને હું ખાતરી આપુ છું કે આ જોખમભર્યા કાર્ય માટે નીકળવાનો અંતિમ નિર્ણય કર્યા પહેલાં એ આખા પ્રશ્નની બંને બાજુઓનો પૂરેપૂરો વિચાર કરવામાં મેં દિવસો અઠવાડિયા અને મહિના ગાળ્યા છે મારા દેશની જનતાની, મારી સર્વ શક્તિઓ રેડીને આટલા વર્ષો સુધી સેવા કર્યા બાદ દેશદ્રોહી થવા અથવા કોઈ મને દેશદ્રોહી કહે એવુ કરવા ઇચ્છા જ ન રહે-

દેશમા રહી, જેમ મેં અત્યાર સુધી કામ કર્યું છે તેજ કામ કર્યા કરવુ એ મારે માટે સહેલામા સહેલી વસ્તુ હતી. યુદ્ધ ચાલે ત્યાં સુધી હિંદની જેલમા

રહેતું એ પણ મારા માટે સહેલી વાત હતી. અંગત રીતે તો, એમ કરવામાં મારે કંઇ ખોવાપણું નહોતું. મારા દેશબાંધવોના સ્નેહ અને ઉદારતાને લીધે, મને તો હિંદમાં કોઈક જ જાહેર સેવકને મળી શકે તેવું ઉચ્ચમાં ઉચ્ચ માન મળ્યું હતું. મારામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખનાર અડગ અને વફાદાર માથાઓને બનેલો એક પક્ષ હું કરી શકયો હતો. એક સાહસિક ખોજ માટે બહાર જઇને તો હું માત્ર મારી જિંદગી અને મારી ભાવિ કારકિર્દીને જ નહિ પણ તેથી યે વધુ, મારા પક્ષના ભાવિને હોડમાં મૂકતો હતો. હિંદ બહારની પ્રવૃત્તિ વિના આપણે આઝાદી મેળવી શકીશું એવી મને જરા પણ આશા હોત તો મેં કટોકટીના કાળ દરમિયાન હિંદ છોડયું ન હોત, જો મને જરા પણ આશા હોત તો આપણી જિંદગી દરમિયાન આપણને આ યુદ્ધમાં સાંપડી છે તેવી આઝાદી મેળવવાની બીજી સોનેરી તક સાંપડવાની છે તો હું ઘર છોડીને આ રીતે નીકળ્યો હોત કે કેમ તે શંકા છે. પણ મને બે વસ્તુઓની ખાતરી થઈ ગઈ હતી. એક તો એ કે આવી સોનેરી તક ફરીથી સો વરસ સુધી તો આવે તેમ નથી અને બીજી એ કે બહારની પ્રવૃત્તિ વિના દેશમાંના આપણા પોતાના પ્રયત્નોથી જ માત્ર, આપણે આઝાદી મેળવી શકીશું નહિ, એટલા માટે જ મેં ઝંપલાવવાનો નિશ્ચય કર્યો.

આપણા દુશ્મનો મારી સામે જે પ્રચારકાર્ય કરે છે તેની મને ખબર છે. પણ મને ખાતરી છે કે મને સારી રીતે ઓળખનારા મારા દેશબાંધવો એનાથી કદી ભોળવાશે નહિ. જે માણસ આખી જિંદગી સુધી રાષ્ટ્રીય સ્વમાન અને ઇજ્જતને સાચવતો રહ્યો અને જેણે એની રક્ષા માટે ઘણું સહન કર્યું છે એ માણસ કોઈ પરદેશી સત્તાને એ રાષ્ટ્રીય સ્વમાન ને ઇજ્જતની સોંપણી ન જ કરી શકે. કોઇ પણ હિંદીને મળી શકે તેવું ઊંચામાં ઊંચું માન મારા દેશબાંધવો પાસેથી મેળવ્યા પછી, પરદેશી સત્તા પાસે મારે શું મેળવવા જેવું હોય ? જે માણસને સ્વમાન કે ઇજ્જત ન હોય અથવા તો જે માણસ બીજાની લાગવગ દ્વારા પોતા માટે કોઇ પદવી પ્રાપ્ત કરવા માગતો હોય તે માણસ જ "પૂતળું" બની શકે.

મારો કટ્ટામાં કટ્ટો શત્રુ પણ એમ કહેવાની હિંમત નહિ કરે કે મારે હાથે હું રાષ્ટ્રીય સ્વમાન અને ઈજ્જત વેચું એવો છું, મારો કટ્ટરમાં કટ્ટર દુશ્મન એમ કહેવાની પણ હિમ્મત નહીં કરી શકે કે મારા દેશમાં મારૂં કંઇ જ સ્થાન નહોતું અને મારી જાત માટે કોઇ ઉચ્ચ સ્થાન મેળવવા માટે મારે પરદેશી મદદની જરૂર છે. હિંદ છોડીને તો મેં મારી પાસે જે

કંઇ હતું—મારી જિંદગી પણ હોડમાં મૂકી, પણ મારે એ જોખમ ખેડ્યા સિવાય છૂટકો નહોતો. કારણ કે એમ કરવાથી જ હિંદની સ્વાધીનતાની પ્રાપ્તિના કાર્યમાં હું મદદ કરી શકું એમ હતું.

ધરીસત્તાઓ સંબંધે માત્ર એક પ્રશ્નનો જવાબ આપવો મારે બાકી રહે છે. એમણે મને ભોળવ્યો હોય અથવા ફસાવ્યો હોય એ શક્ય નથી! સૌથી લુચ્ચા રાજપુરુષો બ્રિટનના જ છે એ વાત સૌ કોઇ સ્વીકારશે એમ હું માનું છું. જિંદગીભર જે માણસે બ્રિટિશ રાજપુરુષો સાથે કામ કર્યું છે અને લડ્યો છે તે માણસ દુનિયાના બીજા મુત્સદ્દીઓથી કદી ભોળવાય નહિ. જો બ્રિટિશ મુત્સદ્દીઓ મને ભોળવવામાં કે દબાવવામાં નિષ્ફળ ગયા હોય તો, બીજા કોઇ મુત્સદ્દીઓ એમ કરવામાં સફળ થઇ શકે નહિ, અને જેને હાથે મને લાંબો કારાવાસ, દમન અને શારીરિક ઇજા સહન કરવી પડેલ છે એ બ્રિટિશ સરકાર મને ઢીલો પાડવાને નિષ્ફળ ગઈ હોય, તો બીજી કોઇ સત્તા એમ કરવાની આશા રાખી શકે નહિ.

એક એવો વખત હતો જ્યારે જાપાન આપણા શત્રુ સાથે મૈત્રી સંબંધે સંકળાયેલું હતું. જ્યાં સુધી એંગ્લો-જાપાન સંબંધ કાયમ હતો ત્યાં લગી હું જાપાન ગયો જ નહિ, પણ જાપાને જ્યારે મારા મત અનુસાર એના ઇતિહાસનું સૌથી વધુ મહત્ત્વનું પગલું ભર્યું એટલે કે બ્રિટન અમેરિકાની સામે યુદ્ધની જાહેરાત કરી, ત્યારે મેં મારી સ્વતંત્ર ઇચ્છાથી જાપાનની મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો. ૧૯૩૭-૩૮માં મારા અનેક દેશબાન્ધવોની પેઠે મારી સહાનુભૂતિ પણ ચુંગકીંગ પ્રત્યે જ હતી. કોંગ્રેસના અધ્યક્ષપદેથી ૧૯૩૮ના ડિસેમ્બરમાં ચુંગકીંગમાં મેં એક તબીબી મિશન મોકલ્યું હતું તે પણ આપને યાદ હશે.

મહાત્માજી, કેવળ વચનોની બાબતમાં હિંદી લોકો કેટલા ઊંડા શંકાશીલ છે એ આપ બીજા કરતાં ઘણી જ વધારે સારી રીતે સમજો છો. જાપાનની પોતાની નીતિની જાહેરાત એ પણ જો કેવળ વચનોની જ વાત હોત, તો હું એની અસર નીચે કદી જ ન આવત.

રાષ્ટ્રીય સેના માટે ફાળો અને સામગ્રી ઉઘરાવવાનો અને રંગરૂટોની ભરતી કરવાનો મને વીસ વરસનો અનુભવ છે. એ અનુભવના પ્રકાશમાં પૂર્વ એશિયાના આપણા દેશબાન્ધવો જે બલિદાનો આપી રહ્યા છે તેનું યોગ્ય મૂલ્યાંકન હું કરી શકું છું. તેમનો પ્રયત્ન ભવ્ય છે.

મહાત્માજી, હવે હું આપને, અમે જે કામચલાઉ સરકાર અહીં સ્થાપી છે તેના વિષે વાત કરીશ. એ કામચલાઉ સરકારનું ધ્યેય એ છે કે હિંદને એક સશસ્ત્ર આન્દોલન દ્વારા, બ્રિટનની ધૂંસરીમાંથી મુક્ત કરવું. એક વાર આપણા દુશ્મનોને હિંદમાથી હાંકી કાઢ્યા, અને શાંતિ અને વ્યવસ્થાનું સ્થાપન થયું કે તરત જ એ કામચલાઉ સરકારનું કામ પુરું થયું. પછી દેશનું રાજતંત્ર કયા પ્રકારનું રાખવું અને એના કારભારની જવાબદારી કોને સોંપવી એનો નિર્ણય કરવો એ અધિકાર હિંદી પ્રજાનો પોતાનો છે. હું આપને ખાતરી આપું છું કે મહાત્માજી, હું અને મારા બધા સાથીઓ અને મોં પોતાની જાતને પ્રજા સેવકો જ સમજીએ છીએ. અમારા બલિદાન અને અમારી યાતનાઓનો જો કોઈ બદલો અમે માગતા હોઈએ તો તે ફક્ત અમારી માતૃભૂમિની સ્વતંત્રતા. હિંદ એકવાર સ્વતંત્ર થઈ જાય તે પછી અમારામાના કેટલાક તો રાજકારણમાંથી નિવૃત્તિ જ લેવા માગે છે

આપણા દેશબાધવો, ભાગ્યવશાત્ પોતાના જ પ્રયાસોએ દેશની આઝાદી હાંસલ કરવા સમર્થ થાય, અથવા બ્રિટિશ સરકાર પોતે જ આપના 'હિંદને છોડો' વાળા ઠરાવને મંજૂર રાખીને અમલમાં મૂકે તો અમારા કરતા વધુ ખુશી બીજા કોઈને નહિ ઉપજે. પરંતુ એ બેમાથી એકકે થવાનું નથી અને સશસ્ત્ર આન્દોલન અનિવાર્ય છે એવી અમારી માન્યતા થઈ ગઈ છે અને આ માન્યતા ઉપર જ અમે ચાલીએ છીએ.

હું જાણુ છુ કે અમારી સામે એક દીર્ઘ અને વિકટ સંગ્રામ શીમો છે. હિંદની ધરતી ઉપર બ્રિટન પોતાના સામ્રાજ્યના સંરક્ષણને માટે બહાદુરીથી અને મરણિયાવૃત્તિથી લડશે એ હું સમજુ છુ; પણ સાથે હું એ પણ જાણુ છું કે સંગ્રામ ગમે તેટલો વિકટ અને લાંબો બને, છતા એનું પરિણામ એક જ આવી શકે છે--આપણો વિજય. હિંદનો આખરી આઝાદી-જંગ શરૂ થઈ ચૂક્યો છે. આઝાદ હિંદ ફોજના લશ્કરો આજે હિંદની ધરતી ઉપર જ બહાદુરીથી લડી રહ્યા છે અનેક અનેક મુશ્કેલીઓ અને કઠણાઈઓ હોવા છતા તેઓ ધીમે પણ દ્રઢ પગલે આગળ વધી રહ્યા છે. હિંદમાથી જ્યાં લગી છેલ્લામાં છેલ્લા બ્રિટિશરને ધકેલી કાઢવામા નહિ આવે અને જ્યા સુધી ન્યુ દિલ્હીના વાઇસરોયના પ્રાસાદ ઉપર આપણો ત્રિરંગી ધ્વજ સગરવીથી નહિ ફરકે ત્યાં સુધી આ સશસ્ત્ર લડત ચાલુ જ રહેશે

આપણા રાષ્ટ્રના હે પિતા! હિંદની સ્વાધીનતાના આ પવિત્ર યુદ્ધમા અમે આપના આશીર્વાદ અને આપની શુભેચ્છાઓ ચાહીએ છીએ!'

# [ ૮ ]

## પરાજયનો વીર

પરાજય અને પીછેહઠની અસરમાંથી મુક્ત રહેવાનું બળ બહુ ઓછા માનવીઓ ધરાવતા હશે. અને ભાવનાથી છલોછલ ભરેલાં હૈયાં સાથે જેમણે આરાકાનના પહાડો વીંધ્યા હતા અને ઇમ્ફાલને ઘેર્યું હતું તે સેના પાછી ફરતાં ભાંગી તો ન ગઈ, પરંતુ જેમનું હૃદયબળ ઓછું હતું તેવા કેટલાક સૈનિકો ને અફસરો તેમાંથી ખરી ગયા. થોડાક સામે પક્ષે પણ ભળી ગયા. સુભાષબાબુ જગતના યુદ્ધ-ઇતિહાસોથી પરિચિત હતા એટલે પીછેહઠની એમના મન ઉપર તો મર્યાદિત અસર થાય, એમણે તો સૈનિકોને કહ્યું પણ હતું કે પરાજય અને પીછેહઠના તબક્કાઓમાંથી પસાર થવું પડશે, પરંતુ જેઓએ દેશપ્રેમની ભાવનાથી રંગાઈ જઈ થોડીવારને માટે પોતાના સ્વાર્થ અને સુખને દબાવી રાખ્યાં હતાં તેઓ કેમ આ પીછેહઠ સહન કરી શકે? તેઓના મનનું અને વર્તનનું પૃથક્કરણ કરીએ તો એમ કહી શકાય કે એમનામાંથી વિજયની શ્રદ્ધા દૂર થતાં જ નિર્બળતાએ પ્રવેશ કર્યો હશે અને પ્રતિપક્ષીઓની લાલચોમાં સપડાયા હશે. સુભાષબાબુને એવા નિર્બળો માટે દયા આવી હશે અને દુઃખ પણ થયું હશે પરંતુ તે સિવાય ખુદ 'આઝાદ હિંદ ફોજ'માં જ કેટલાક આઝાદી-દ્રોહીઓ ઘૂસી ગયા છે એમ એમને જણાયું. પીછેહઠ અને તાત્કાલિક પરાજયના કારણો તપાસ્યા વિના તેઓ રહે જ કેમ? એમને પોતની વ્યૂહરચનાની જે ભૂલો સમજાઈ તે એમણે ખુલ્લા દિલે કબૂલ કરી. ફોજની જે નબળાઈઓ નજરમાં આવી તે દૂર કરવા એમણે રુદ્રદેવનું રૂપ ધારણ કર્યું.

પરાજય અને પીછેહઠ છતાં હજી વિજય તો આઝાદસેના પક્ષમાં જ હતો અને દ્રોહીઓ દેખાઈ આવ્યા છતાં વફાદાર દેશભક્ત વીરોની સંખ્યા

બહુ મોટી હતી નવી ભરતીનું કાર્ય જોશભેર ચાલતું હતું, પરંતુ તે સૌને તરત જ તાલીમ મળી જાય એવા સંજોગો ત્યારે નહોતા. જાપાનનું વલણ તો યુદ્ધ મોરચો બદલવાનું જ હોય એમ એણે ઇમ્ફાલ બાજુનો મોરચો સંકેલવા માંડયો હતો. આઝાદ હિંદ ફોજને એમના તરફથી જે નહિ જેવી મદદ મળતી હતી તે પણ ઓછી થતી જતી હતી.

આવી સ્થિતિમાં સુભાષબાબુએ છેલ્લો પ્રયાસ કરી જોવાનો નિશ્ચય કર્યો. રાતદિવસના મનોમંથનને અંતે એમણે સૈન્યની પુનર્ઘટનાની એક યોજના ઘડી કાઢી અને હિંદમાં પ્રવેશવા, દિલ્હી પહોંચીને ઐતિહાસિક લાલ કિલ્લા ઉપર ધ્વજ રોપવા એક અતિમાનવ કરી શકાય એવો મહાપ્રયાસ કરવાનો નિશ્ચય કરી લીધો.

ઑગસ્ટ મહિનો ચાલતો હતો. એમણે તા. ૧૩મી એ સૈનિકો સમક્ષ પીછેહઠ અને નિષ્ફળતાની મીમાંસા કરતાં કહ્યું:

"પ્રવૃત્તિનો આરંભ આપણે ઘણો જ મોડો કર્યો. ચોમાસાને લીધે હેરાન પરેશાન થઇ ગયા. માર્ગો પાણીમાં ખુડાબુડ હતા. નદીઓના વિરુદ્ધ પ્રવાહમાં સામગ્રી લઇ જવાનું મુશ્કેલ હતું આથી ઊલટું દુશ્મનોના રસ્તા પ્રથમ પંક્તિના હતા. વરસાદ શરુ થયો તે પહેલાં ઇમ્ફાલ જીતી લેવાની એક માત્ર તક હતી. આપણી પાસે વિશેષ હવાઇ બળ હોત, ને છેલ્લા આદમી સુધી ઈમ્ફાલને મોરચે લડત આપવાનો દુશ્મન લશ્કરોને ખાસ હુકમ ન હોત—તો વિજય આપણો જ હતો. શરૂઆત જાન્યુઆરીમાં કરી હોય તો જીતી શકાત ધોધમાર વરસાદ પહેલાં, દરેક વિભાગમાં આપણે આગેકૂચ કરી ગયા હતા, યા તો કોઈ કોઇ સ્થળે દુશ્મનોને ખાળ્યા હતા. જુઓ, આરાકાન વિભાગમાં દુશ્મનોને ચગદી દીધા હતા. ક્યાદન વિભાગમાં તો દુશ્મનોના ભૂક્કે ભૂક્કા ઉડાવી દઈ આપણે આગળ વધી ગયેલા. ટીડીમમાં પણ આગળ બઢયા હતા—પાલેલ ને કોહીમામાં પણ. હાકા વિભાગમાં એમને આગળ વધતા અટકાવી દેવામાં આવ્યા હતા સંખ્યા બળની દૃષ્ટિએ દુશ્મન આટલો બધો બળવાન છતાંય આ સર્વ સિદ્ધિઓ! ઉપરાંત ખોરાક ને સાધન સામગ્રીની હાડમારીનો પ્રશ્ન પણ હતો જ.

વરસાદના આગમનથી ઇમ્ફાલ પરનું સાર્વત્રિક આક્રમણ મુલતવી રાખવુ પડયુ. યંત્રોથી સુસજ્જ એવા લશ્કરી દળો દુશ્મનોએ મોકલ્યા ને કોહીમાં-ઈમ્ફાલ રોડનો એમણે પુન કબજો લીધો. એ વેળા પ્રશ્ન ઊભો થયો કે, કયે મોરચે એમનો

મુકાબલો કરવો ? બાંધી કયાં ઊભી કરવી? બે જ માર્ગ હતા: બિશેનપુર–પલેલ મોરચે એમને અટકાવવા ને આગળ વધવા ન દેવા અથવા પીછેહઠ કરી સુયોગ્ય સ્થળનો આશ્રય લેવો.

આ પ્રથમ આક્રમણે આપણને કયો બોધપાઠ શીખવ્યો? આપણને અગ્નિદીક્ષા મળી ગઈ. દારૂગોળો ખૂટવાથી અમુક, નાગરિકોમાંથી બનેલા તાજા સિપાહીઓને પીછેહઠનો હુકમ આપવામાં આવ્યો હતો, પરંતુ પીછેહઠ એમણે મુનાસિબ ધારી નહિ. દુશ્મનો ઉપર એમણે બંધુકની ગોળીઓ ઝીંક રાખી ને વિજયથી વરીને સૌ પાછા ફર્યા.

આપણી ટુકડીઓનો આત્મવિશ્વાસ વધ્યો છે. દુશ્મનોના પક્ષમાં રહી લડતી હિંદી ટુકડીઓ અહીં આવવા રાજી છે એની આપણને જાણ થઈ છે. એમના સ્વીકારની સર્વ ગોઠવણો આપણે કરી દેવી જોઈએ. વળી દુશ્મનોની યુદ્ધકલાનો પણ આપણને પરિચય લાધ્યો છે. દુશ્મનોના કિંમતી દસ્તાવેજો આપણે હાથ લાગ્યાં છે. આપણા લશ્કરી સરદારોએ મેળવેલો અનુભવ પણ અપ્રતિમ છે.

આક્રમણ પહેલાં જાપાનને આપણી લશ્કરી તાકાતમાં વિશ્વાસ નહોતો. એમને તો આપણી ટુકડીને વિભાગોમાં વહેંચી નાખી પોતાના જાપાની લશ્કર સાથે જોડી દેવી હતી. પણ હું વાંછતો હતો આપણા લશ્કર માટે યુદ્ધ મોરચો. અને તે એ મળ્યો ખરો. વિભિન્ન શાખાઓના કમાંડરને તેમજ બીજા અફસરોને આક્રમણે મેળવી આપેલો અનુભવ નાનોસૂનો નથી. ઉપરાંત આપણી ક્ષતિઓ પણ દેખાઇ. વિકટ પ્રદેશને અંગે આપણાં વાહનવ્યવહાર ને પુરવઠો ખામીવાળાં હતાં. આપણી પાસે મોરચા ઉપરનું પ્રચારકાર્ય નહોતું. આને માટે દળો તો તૈયાર હતાં પરંતુ વાહનવ્યવહાર વિના એમનો સદુપયોગ ન કરી શકાયો. હવે પછી આઝાદ હિંદ ફોજની પ્રત્યેક ટુકડીને એનો નોખો પ્રચાર વિભાગ પણ હશે જ. લાઉડસ્પીકરોની આપણને જરૂર હતી પણ જાપાને તે આપ્યાં નહિ. હવે આપણાં પોતાના જ લાઉડસ્પીકરો બનાવી રહ્યા છીએ.''

આ નિવેદનમાં સુભાષબાબુની તલસ્પર્શી મીમાંસા અને સચ્ચાઇ બંને ધ્યાન આવે છે.

એ પછી એમણે સૈનિકો જોગ બે ફરમાનો કાઢયા. દ્રોહી તત્ત્વોને સાફ કરી નાખવાની એ ફરમાનોની નેમ હતી. તે જ દિવસે પ્રગટ થયેલાં એ બંને ફરમાનો ઉપર સુભાષબાબુની સહી પડેલી છેઃ

બિરાદરો,

આપ સૌ જાણો છો કે ગઈ સાલ યુદ્ધમોરચે આઝાદ હિંદ ફોજના અફસરોએ ને સૈનિકોએ મેળવેલી અભૂતપૂર્વ સિદ્ધિઓ, તેમજ એમનાં સ્વદેશપ્રેમ, શૌર્ય અને આત્મબલિદાન દ્વારા પ્રાપ્ત કરેલા દુશ્મન પરના વિજયોને કલંક લાગ્યું છે–મુઠ્ઠીભર અફસરો ને સિપાહીઓએ બતાવેલાં દ્રોહ અને કાયરતાને લીધે. આપણને આશા હતી કે નવું વર્ષ આવતાં એમનાં ભય ને વિશ્વાસઘાતનું નિકંદન કાઢી નાખીશું ને આ વર્ષે આઝાદ હિંદ ફોજ વીરતા ને આત્મબલિદાનની, જગતે નહિ જાણેલી એવી સિદ્ધિ નોંધાવશે. પણ એમ બનવા સર્જાયુ નહોતુ. બીજા ડિવીઝનના મુખ્ય થાણાના પાંચ અફસરોએ તાજેતરમાં કરેલા દ્રોહથી આપણી સૌની આંખ ખૂલી ગઈ. દળમાં બધું ક્ષેમકુશળ નથી અને કાયરતા તેમજ વિદ્રોહનાં બીજને ઉખેડી નાખવાનું હજી બાકી છે એમ ચોખ્ખું જણાઈ આવ્યું. હવે હમેશ માટે જો ભીરુતા ને વિશ્વાસઘાતનો સડો દૂર કરી શકીએ તો આ શરમજનક ને ધૃણાજનક બનાવ, પ્રભુની કૃપાથી, છૂપા આશીર્વાદ સમો નીવડે. આથી લશ્કરને વિશુદ્ધ કરવાનાં શક્ય તે સર્વ પગલાં ભરવાનો મેં અડગ નિશ્ચય કર્યો છે. હું શ્રદ્ધા રાખું છું કે આમાં મને તમારો સંપૂર્ણ ને હાર્દિક ટેકો મળશે.

કાયરતા ને વિશ્વાસઘાતનાં બીજ જડમૂળમાંથી ઉખેડી નાખવા માટે નીચેના પગલાંઓ લેવાં જ પડશે.

૧. ભલે ગમે તે હોદ્દાપર હોય, પણ આઝાદ હિંદ ફોજનો કોઈ પણ સભ્ય જો કાયરતા બતાવશે તો, આઝાદ હિંદ ફોજનો મોટામાં મોટો અફસર કે સામાન્ય સૈનિક હવે પછી એની ધરપકડ કરી શકશે, જો એ વિશ્વાસઘાતી બને તો એને ઠાર પણ કરી શકશે.

૨. ફરજ કે ધર્મ સમજી કામ કરવાની જેની વૃત્તિ ન હોય, ભવિષ્યમાં બહાદુરીપૂર્વક લડવાનું જેનું હૈયું ચાલતું ન હોય, આઝાદ હિંદ ફોજના તે સર્વ સભ્યોને ફોજ છોડી દેવાની હું તક આપું છું. આ સૂચના મળ્યા પછી એક અઠવાડિયા સુધીની એને મુદત આપવામાં આવે છે.

૩. જે સૈનિકો આમ ન ઇચ્છતા હોય–તેવાઓને 'આઝાદ હિંદ ફોજ છોડી જવાની તક આપ્યા ઉપરાંત આપણા લશ્કરની હું સંપૂર્ણ વિશુદ્ધિ કરવા માગું છું. આ સાફસુફી દરમિયાન આપણને છોડી જાય કે કટોકટીની પળે દગો દે એવી સહેજ પણ શંકા લાગે એવાઓને હું બરતરફ કરવા માગું છું. આ લશ્કરી વિશુદ્ધિને સફળ બનાવવા તમારા સંપૂર્ણ સહકારની જરૂર છે. મને આશા છે કે

આપણા લશ્કરમાં હજી રહી ગયેલાં એવાં કાયર ને દ્રોહી તત્ત્વોની મળી શકે તે બધી બાતમી તમે મને મારા વિશ્વાસુ અફસરોને પહોંચાડશો

૪. આ તત્ત્વો આજે ને આજે કંઈ નાબૂદ થાય એમ નથી. ભવિષ્યમાં પણ ચેતતા રહેવાની જરૂર છે. આઝાદ હિંદ ફોજના પ્રત્યેક સભ્યનો ધર્મ છે કે હવે પછી એનાં આંખ ને કાન ખુલ્લાં રાખે, જેથી વિશ્વાસઘાત કે બીરુતાનું સહેજ પણ વલણ દેખાય તો વખતસર એને પકડી શકાય. આઝાદ હિંદ ફોજના કોઈ પણ સભ્યને આવી ગંધ આવે કે તરતજ, મૌખિક કે લેખિત રીતે મને કે નજીકના અફસરને આ વાત જણાવી દે. બીજા શબ્દોમાં કહેવું હોય તો હું એમ કહું કે આઝાદ હિંદ ફોજનો પ્રત્યેક સભ્ય, હંમેશ માટે ભારતદેશની આઝાદ હિંદ ફોજના માન ને પ્રતિષ્ઠાનો સંરક્ષક બને.

૫. આ સાફસુફી થાય, જે ન ઇચ્છે તેને લશ્કર છોડી દેવાની તક આપવામાં આવે, તે પછી જો આવું બનશે તો એને માટે એક જ શિક્ષા છે અને તે દેહાંતદંડની.

૬. કોઈ પણ પ્રકારની કાયરતા યા દગાખોરી સામે આપણા લશ્કરમાં એવું નૈતિક પીઠબળ પેદા થવું જોઈએ, લશ્કરના દરેક સભ્યમાં એવી બળવાન ભાવના જાગૃત થાય કે ક્રાંતિકારી લશ્કરના સભ્ય માટે બીરુ કે દ્રોહી બનવા સમાન બીજો કોઈ વધુ નીચ કે ઘૃણાસ્પદ ગુનો નથી એમ સૌને લાગે. ભય ને વિશ્વાસઘાત પ્રત્યે તીવ્ર તિરસ્કાર આપણે કેવી રીતે જન્માવી શકીએ તેની સૂચનાઓ આ સાથે જુદી પ્રસિદ્ધ કરી છે, જેથી કરીને આપણા લશ્કરી દળોમાં એવો કોઈ કાયર કે દ્રોહી રહે નહિ.

૭. આ વિશુદ્ધિ પૂરી થયે આઝાદ હિંદ ફોજના પ્રત્યેક સભ્યે મા-ભોમની મુક્તિ સાંપડે નહિ તદ્પર્યંત શૌર્ય અને બહાદુરીથી લડવાના શપથ ફેર લેવા પડશે. એને માટેનું ફોર્મ અને તે શપથની વિધિને લગતી સૂચના જુદી પ્રસિદ્ધ કરવામાં આવશે.

૮. કાયર કે દ્રોહી તત્ત્વોને લગતી માહિતી મેળવી આપનારને, એવાની ધરપકડ કરનારને કે યુદ્ધ મોરચા ઉપર આવા બાયલા ને વિશ્વાસઘાતીને ઠાર કરનારને ખાસ પારિતોષિક આપવામાં આવશે.

(૨)

બિરાદરો,

પ્રથમથી નક્કી કરેલ દિવસે, વિદ્રોહ ને કાયરતા પ્રત્યે અપમાન, અણુગમો ને તિરસ્કાર વ્યક્ત કરવા આઝાદ હિંદ ફોજની પ્રત્યેક છાવણીમાં એક વિશિષ્ટ સમારંભ યોજવામાં આવશે. પ્રત્યેક અફસર ને હોદ્દેદારે આમાં ભાગ લેવાનો રહેશે.

ઉત્સવની વિગત માટે એટલું કહું કે કાર્યક્રમને સર્વાંગ સફળ બનાવવા માટે દરેક છાવણીને પોતપોતાનો કાર્યક્રમ ઘડી કાઢવાની છૂટ છે. સમારંભની ઝાંખી રૂપરેખા માટેના સૂચનો નીચે પ્રમાણે છેઃ

(અ) બીરુઓ તેમજ વિશ્વાસઘાતીઓ પ્રત્યે અનાદર અને ધિક્કાર વ્યક્ત કરતાં કાવ્યો કે લેખો લખી–વાંચી શકાય.

(બ) બેવફાઈ અને દ્રોહ સામે ફિટકાર વરસાવતા નાટકો લખી ને ભજવી શકાય.

(ક) માણસ કે પ્રાણીના રૂપમાં, પૂંઠાના, ઘાસ, માટી કે એવી બીજી કોઈ યોગ્ય વસ્તુનાં રીઝ, સારવે, ડે, મહમદ બક્ષ કે એવા બીજા ઘણા દેશદ્રોહીનાં કટાક્ષપૂતળાં બનાવીને, છાવણીનો પ્રત્યેક સભ્ય આ દગાબાજો તરફ સંપૂર્ણ ઇતરાજી યા ધિક્કાર વરસાવે.

(ડ) ભૂતકાળના હિંદી લડવીરોને બિરદાવતા કે આજના આપણા મુક્તિ સંગ્રામના આઝાદ હિંદ ફોજના સભ્યોની જવાંમર્દીની ગુણપ્રશસ્તી કરતાં ભાષણો યોજાય.

(ઈ) રાષ્ટ્રીય ગીત કે સામુદાયિક સૂત્રોચ્ચારની ઘોષણાથી સમારંભની પૂર્ણાહુતિ થાય.

સર્વોત્તમ કાર્યક્રમ રજૂ કરનાર છાવણીને વિશિષ્ટ પારિતોષિક આપવામાં આવશે.

(સહી) સુભાષચંદ્ર બોઝ
સુપ્રિમ કમાંડર
આઝાદ હિંદ ફોજ

બર્મા :
૧૩ મી, માર્ચ, ૧૯૪૫.

બીજે દિવસે એટલે તા. ૧૪મીએ સુભાષબાબુએ આઝાદ હિંદ ફોજના બિરાદરોને ઉદ્દેશીને એક પ્રેરક પ્રવચન કરતાં ખાતરી ઉચ્ચારી કે અનુકૂળ ઋતુ આવતાં જ આપણે આક્રમણનો પ્રારંભ કરીશું. એ પ્રવચનનો મુખ્ય ભાગ નીચે પ્રમાણે હતો :

આઝાદ હિંદ ફોજના બિરાદરો,

જાપાનના કૌવતવાન શાહીદળો સાથે હાથમાં હાથ મિલાવી લડતી આઝાદ હિંદ ફોજની આપણી મોખરાની ટુકડીઓએ આ વર્ષના માર્ચની મધ્યમાં ઇંડો-બર્માના સિમાડા વટાવી દીધા હતા. ભારતમુક્તિની લડતનો પ્રારંભ ત્યારથી ખુદ હિંદની ભૂમિપર થયો હતો.

દોઢસો વર્ષસુધી હિંદને નિર્દયપણે ચૂસી નાખનાર બ્રિટિશ સત્તાધીશોએ, પોતાના વતી લડવા માટે રણમોરચે વિદેશી સૈનિકો ખડકી દઈ, આપણી સામે એક અતિબળવાન લશ્કર ઊભું કરી દીધું હતું. ઇંડો-બર્મા સરહદ પાર કરીને, ધ્યેયસચ્ચાઈથી પ્રોત્સાહિત આપણા દળોએ, દુશ્મનના સંખ્યાબળે ચઢિયાતા તેમ વધુ સુસજ્જ પણ વિસંવાદી ને ભિન્ન દળોનો મુકાબલો કર્યો અને દરેક મોરચે એમને શિકસ્ત આપી.

વધુ તાલીમબાજ, વધુ શિસ્ત પાળનારાં ને માતૃભૂમિ માટે 'કરેંગે યા મરેંગે'ના અવિચળ નિશ્ચયબળવાળા આપણાં લશ્કરી દળોએ, પ્રત્યેક પરાજયે હિંમત હારતા જતા દુશ્મનોપર પોતાની સરસાઈ આમ સાબિત કરી આપી.

કટોકટીની પરિસ્થિતિમાં લડતાં લડતાં આપણા અફસરો અને સૈનિકોએ એવાં સાહસ, એવી વીરતાનાં દર્શન કરાવ્યાં કે દરેકે પ્રશંસાનાં પુષ્પો વેર્યાં. આઝાદ હિંદના ભવિષ્યના સૈનિકોને પાળવા માટે એમણે પોતાના રુધિર અને બલિદાનોથી અંકિત એવો એક સર્વોચ્ચ આદર્શ ઊભો કરી દીધો.

પૂર્ણ તૈયારી થઇ ચૂકી હતી. ઇંફાલ પરના અંતિમ આક્રમણના પાસા ગોઠવાઈ ગયા હતા. ને મુશળધાર વરસાદ પડ્યો. ઇમ્ફાલ પર આક્રમણ થઇ જવાનું વ્યૂહરચનાકલાની દૃષ્ટિએ આથી અસંભવિત બન્યું.

પરિસ્થિતિની આવી ભીંસમાં ચઢાઇનો ઇરાદો પડતો મૂકવો પડ્યો. આમ આક્રમણનો વિચાર મુલતવી રાખવાથી આપણા જીતેલા મોરચાઓ પરની ટુકડીઓ ત્યાં જ રહી દુશ્મનોનો મુકાબલો કરે એ ડહાપણ ભર્યું નહોતું. સુયોગ્ય ને સંરક્ષણાત્મક સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ટુકડીઓને પાછી ખસેડી લેવી હિતાવહ હતું. આ નિર્ણયને આધારે ટુકડીઓને યોગ્ય સ્થળે ખસેડવામાં આવી છે. હવે આપણને મળતો બધો જ સમય આપણે તૈયારી પરિપૂર્ણ કરવામાં ગાળીશું, જેથી સારી ઋતુ આવતાં જ પુનઃઆક્રમણ કરવાનું બળ મેળવી શકીએ. યુદ્ધમોરચાના ઘણાખરા વિભાગો ઉપર, એક વખત દુશ્મનને શિકસ્ત આપ્યાથી, આપણાં અંતિમ વિજયમાં અને આક્રમણ કરનારા [illegible]-અમેરિકન

ટુકડીઓનો નાશ કરવાની આપણી શ્રદ્ધામા અનેક ઘણો વધારો થઇ ગયો છે આ સર્વ પૂર્ણ તૈયારીઓ બનાવીને વળી પાછા આપણે દુશ્મનો પર એક જબરજસ્ત આક્રમણ કરનાર છીએ યુદ્ધશક્તિમા સરસાઈ, અખૂટ સાહસ, અને અફસરો તેમજ સૈનિકોની ફરજપાલન પ્રત્યેની અતૂટ ભક્તિને લીધે વિજયશ્રીની વરમાળ અચૂક આપણને જ મળવાની છે

આ આક્રમણમા રજમોરચે પોઢેના શહીદોના અમર આત્માઓ, ભારતની મુક્તિના હવે પછીના બીજા તબક્કા વેળાના આપણા શૌર્યને મર્દાનગીના કાર્યોમા પ્રેરણા રૂપ બનો !'

આપેલી ખાતરી અનુસાર જોશભેર તૈયારી થવા લાગી રણુનુ આસમાન 'જય હિંદ' 'ચલો દિલ્હી' 'લોહી, વધુ લોહીના નાદથી ગાજી ઊઠયુ છાવણીઓમા નવુ જોમ દેખાવા માડયુ સુભાષબાબુનો ચહેરો પણ તપેલા લોહ જેવો બની ગયો એમનાં આરામ અને નિદ્રા લૂટાઈ ગયા સેવેલુ સ્વપ્ન રખે વિખરાઇ જાય, એવી ચિંતા સાથે એમણે સર્વસ્પર્શી યોજનાઓ ઘડવા માડી હવે પછીના આક્રમણમા તૈયારીઓની એક કડી પણ ખૂટે નહિ તેની તકેદારી રાખવા માડી

આઝાદ હિંદ ફોજનુ બીજુ આક્રમણ ૧૯૪૫ ના પ્રારભમા થયુ, પણ એમાં વેગ આવ્યો માર્ચમા આ વખતે મેજર શાહનવાઝના હાથ નીચે પાંચમી ગેરીલા રેજીમેન્ટ સોપવામા આવી હતી અને નવા આક્રમણમા એ મોખરો સાચવવાની હતી સુભાષબાબુએ એમને ઉદ્દેશીને કહ્યુ 'યાદ રાખજો કે આપણી ફોજ એક ક્રાતિકારી ફોજ છે, દુશ્મનો પાસે છે તેટલા સૈનિકો, આયુધો કે સામગ્રીભડારો આપણી પાસે નથી આપણા દુશ્મનોએ એ વિભાગને સ્તાલિનગ્રેડ બનાવવાનો નિશ્ચય કર્યો છે પરતુ આ વર્ષ નિર્ણાયક વર્ષ બનશે હિંદની આઝાદીનો નિર્ણય ઇમ્ફાલના પહાડો અને ચિતાગોંગના મેદાનોમાં થશે આ વખતનુ યુદ્ધ સૂત્ર છે 'લોહી, લોહી, વધુ ને વધુ લોહી !'

પરતુ પરિસ્થિતિ બદલાઈ ગઈ જાપાની દળો પાછા હઠતા જતા હતા કોઇ જગ્યાએ બ્રિટિશ ફોજની સામે સબળ સામનો તેઓ આપતા જ નહોતા નેતાજીની યોજના પ્રમાણે માર્ચ મહિનો તો આક્રમણ માટે ઘણો મોડો ગણાય, પરતુ આ આક્રમણ ખરૂ જોતા સરક્ષણના એક વ્યૂહરૂપ હતુ જાપાનીઓ બર્મા ખાલી કરી જાય તો આઝાદ હિંદનુ સ્વપ્ન ભૂસાઇ જાય સુભાષબાબુ ગમે તે ભોગે બર્માની સરહદ રક્ષવા ઇચ્છતા હતા.

માર્ચના ત્રીજા અઠવાડિયામાં પૂના નામના સ્થાનમાં, કર્નલ શાહનવાઝને સરદારી નીચે, લશ્કરી ટુકડીનો પડાવ પડયો. બીજી ડિવીઝનનું દફતર પોપાન પહાડો પર હતું. રેજીમેંટની ટુકડીઓને જુદા જુદા ક્ષેત્રોમાં રાતના પહેરો ભરી 'સબ સલામત' કહેવાનું કાર્ય સોંપવામાં આવ્યું.

૧૯૪૫ના ૪થી માર્ચના બેટેલિયનના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે અબ્દુલ્લાખાનના હાથ નીચેની બેટેલિયનની આવી એક ટુકડી સામે આવી જ બ્રિટિશ ટુકડીની અથડામણ થઈ. અહેવાલ પ્રમાણે આઝાદ હિંદ ફોજની ટુકડીએ બે ગાડીઓ અને એક વાયરલેસનો સેટ દુશ્મનો પાસેથી છીનવી લીધાં. બ્રિટિશ પેટ્રોલના બે આદમી મરી ગયા, આઝાદ હિંદ ફોજ એક સૈનિકને મામુલી ઇજા થઈ.

વળી આઝાદ હિંદ ફોજની 'બાલ સેનાએ' આ યુદ્ધમાં જે વીરતા બતાવી તે ખરેખર પ્રસંશનીય છે. આ સેનાનાં નાનાં નાનાં બાળકો બર્માની લડાઈમાં પીઠ પર સુરંગો બાંધીને સૂઈ જતાં હતા અને એના પરથી પસાર થતી બ્રિટિશ ટેંકના ટૂકડે ટૂકડા થઈ ભૂક્કો બોલી જતો.

'ઝાંસીની રાણી'ની મહિલા સેનાએ મૌલમીનની પાસે મિત્રસૈનિકો સાથે ૧૬ કલાક યુદ્ધ ખેલ્યું. આ સેનાની ઘણી મહિલાઓને વાગ્યું યે ખરું. જ્યારે શત્રુના સૈનિકો પાસે આધુનિક અસ્ત્રશસ્ત્રોથી પરિપૂર્ણ સાધન સામગ્રી હતી ત્યારે આઝાદ હિંદ ફોજની આ મહિલા સેના પાસે માત્ર રાઇફલો અને ગોળીઓ જ હતી. છતાંયે એમણે મિત્ર ફોજોને આગળ વધતી અટકાવી, જો કે છેવટે તો 'ઝાંસીની રાણી' રેજીમેંટને પાછા હટવુ પડયું, તો પણ મૌલમીનના યુદ્ધમાં એમણે જે વીરતા બતાવી તેથી દુશ્મનો છક્કડ ખાઈ ગયા.

હવે તો મિત્રફોજે બર્મા પર આક્રમણાત્મક યુદ્ધ આરંભી દીધું હતુ ને આઝાદ હિંદ ફોજને પણ હઠતાં હઠતાં રક્ષણાત્મક યુદ્ધ કરવાનો વારો આવ્યો હતો.

આ બીજા જંગમાં કેટલાક અફસરો ને સૈનિકો સામે પક્ષે ચાલ્યા ગયા હતા, પરંતુ તેથી સેનાનું નૈતિક બળ તૂટયુ નહોતુ, તેમ બ્રિટિશરોને એમણે મચક પણ આપી નહોતી. અંગ્રેજી સેનાને બે વખત તો એમણે ઈરાવદીના કાંઠેથી પાછી કાઢી હતી. પરંતુ આખરે જ્યાં જાપાની ટુકડીઓ હતી ત્યાં તેમને માર્ગ મળી ગયો હતો અને યુદ્ધનો આખોયે પ્રવાહ બદલાઇ ગયો હતો. જ્યારે મીતક્ટીલાનું પતન થયું ત્યારે તો ૧૪ મા સૈન્યને રોકવાની કોઇ આશા

રહી નહિ. જાપાને રંગુન ખાલી કરવાનો નિશ્ચય કરી નાખ્યો અને સુભાષબાબુની આશા ઉપર વજ્રશો ફટકો પડી ગયો.

આમ છતાં સુભાષબાબુએ નિશ્ચય કર્યો કે રંગુનમાં જ રહેવું ને છેવટ સુધી લડી લેવું. સાથીઓએ સલાહ આપી: 'રંગુન છોડો. તમે જ દેશની આશા છો. એશિયાખંડનું યુદ્ધ હજી બાકી છે, તમે સૌને બચાવી શકશો.' સુભાષ પ્રાણ પાથરવા માટે હવે અધીર બન્યા હતા. આઠ દિવસ સુધી ફોજી અફસરો અને પ્રધાનોએ એમને વિનતિઓ કર્યા કરી, આખરે તા. ૨૨ મી એપ્રિલે બ્રિટિશ દળોએ આક્રમણનો માર્ગ બદલી રંગુનનો રસ્તો લીધો ત્યારે સાથીઓએ ગળગળા થઈને સુભાષબાબુને છેવટની વિનતિ કરી. એ વખતે રંગુન ઉપર બ્રિટિશ બોંબ વરસી રહ્યા હતા.

આખરે તા. ૨૪ મી એપ્રિલે ભારે હૈયે, નીચેના સંદેશાઓ આપીને સુભાષબાબુએ રંગુન છોડી બેંગોકનો માર્ગ લીધો:

આઝાદ હિંદ ફોજના
**બહાદુર અમલદારો અને સૈનિકો,**

બ્રહ્મદેશમાંથી હું ભારે હૈયે વિદાય લઈ રહ્યો છું. ૧૯૪૪ના ફેબ્રુઆરીથી આજ સુધીમાં આ ધરતી ઉપર તમે અનેક વીરસંગ્રામો ખેડયા છે. આપણા સ્વાતંત્ર્ય-વિગ્રહનું પહેલું યુદ્ધ, આપણે ઇમ્ફાલમાં અને બ્રહ્મદેશમાં, હારી બેઠા છીએ-પણ પહેલું યુદ્ધ જ હજુ તો ઘણાં યુદ્ધો લડવાનાં બાકી છે. હું તો જન્મથી જ આશાવાદી છું. કોઈપણ સંજોગોમાં પરાજય તો હું સ્વીકારવાનો નથી. ઇમ્ફાલનાં મેદાનોમાં, આરાકાનનાં જંગલો અને ડુંગરાઓમાં, બ્રહ્મદેશના તેલવિસ્તારોમાં અને અન્યત્ર, તમે શત્રુઓ સામે જે મર્દાનગી દાખવી છે તે હિંદી આઝાદીના યુદ્ધના ઇતિહાસમાં મર્દદા અંકિત રહેશે.

સાથીઓ, કટોકટીની આ ઘડીએ મારે તમને એક જ આદેશ આપવાનો છે અને તે એ કે થોડીક વારને માટે અગર જો આપણને પરાજય સ્વીકારવાનો છે, તો તે આપણે વીરોની પેઠે સ્વીકારીએ, શિસ્ત અને સ્વમાનના ઉચ્ચતર ધોરણોનું સાંગોપાંગ પાલન કરીને સ્વીકારીએ. હિંદીઓની ભવિષ્યની પેઢીઓ-જેઓ ગુલામીમાં નહિ પરંતુ આઝાદીમાં જન્મશે અને જીવશે-તમારી પ્રચંડ કુરબાનીઓને પ્રતાપે જ-તેઓ તમારા ઉપર આશીર્વાદ વરસાવશે; જગતને તેઓ સગર્વ સંભળાવશે કે મણિપુર, આસામ અને બ્રહ્મદેશના રણક્ષેત્રોમાં લડીને અને પરાજિત થઈને પણ, તમે સ્વાધીનતાની સિદ્ધિનો માર્ગ સાફ કર્યો હતો.

હિંદની મુક્તિ બાબતની મારી શ્રદ્ધા અવિચળ છે. આપણો રાષ્ટ્રિય ત્રિરંગો ઝંડો, આપણાં રાષ્ટ્રિય સ્વમાન અને હિંદી સૈનિકોની મર્દાનગીની વીરપરંપરા–એ બધું હું તમારા હાથમાં સલામત છોડી જાઉં છું. એના રક્ષણ માટે તમે, આઝાદી જંગના અગ્રેસરો, તમારાં સર્વસ્વનું બલિદાન આપશો એમાં મને તલભાર પણ શંકા નથી.

૧૯૪૩ ના ઓકટોબરની ૨૧ મીએ મેં જે શપથ લીધા છે તેને વફાદારીપૂર્વક વળગી રહીશ...અને ૩૮ કરોડ જેટલા મારા દેશબાંધવોનાં કલ્યાણ અર્થે, એમની મુક્તિ અર્થે શક્ય તેટલું બધું યે કરી છૂટીશ. મારો તમને પણ એ જ આગ્રહ છે કે મારી પેઠે તમે પણ આશાવાદને વળગી રહેશો...અને ઉષાનો ઉદય ગાઢતમ અંધકાર પછી જ થાય છે એવી મારી માન્યતાને સ્વીકારશો.

હિન્દ આઝાદ થશે જ અને તે થોડા જ વખતમાં. ઇશ્વરના આશીર્વાદ ઊતરો તમારા ઉપર...

બ્રહ્મદેશના મારા હિન્દી અને બ્રહ્મી મિત્રોને—

બ્રહ્મદેશમાંથી હું ભારે હૃદયે વિદાય લઇ રહ્યો છું. આપણા સ્વાતંત્ર્યવિગ્રહનું પહેલું યુદ્ધ આપણે હારી બેઠા છીએ–પણ ફક્ત પહેલું જ. હજુ તો ઘણાં યુદ્ધો બાકી છે. એકાદ યુદ્ધમાં પરાજય પામીને નિરાશ થવાનું હું કોઈ પણ કારણ જોતો નથી. તમે–બ્રહ્મદેશના મારા દેશબાંધવોએ–માદરે વતન પ્રત્યેની તમારી ફરજ, દુનિયા આખીને તારીફ કરવી પડે એવી રીતે બજાવી છે. તમે તમારું સર્વસ્વ–માનવસંપત્તિ, દ્રવ્ય અને સામગ્રી ઉદારતાથી આપી ચૂકયા છો ......નિઃસ્વાર્થ સમર્પણવૃત્તિની તમે જે ભાવના બતાવી છે અને ખાસ કરીને– મેં મારું વડું મથક બ્રહ્મદેશમાં ખસેડ્યું તે પછી–એ તો મારાથી હું જીવીશ ત્યાં સુધી કદાપિ નહિ વિસરાય....હિંદના છેલ્લા સ્વાતંત્ર્યસંગ્રામનો ઇતિહાસ લખાશે ત્યારે બ્રહ્મદેશના હિંદીઓને એમાં આદરભર્યું સ્થાન હશે.

ઉષા પહેલાં ગાઢમાં ગાઢ અંધકાર આવવાનો જ–એમ મેં તમને અનેક વાર કહ્યું છે. અત્યારે આપણે ગાઢમાં ગાઢ અંધકારમાંથી પસાર થઇ રહ્યા છીએ.. એટલે ઉષા હવે દૂર નથી...હિંદ આઝાદ થશે જ.

ઇન્કિલાબ ઝિન્દાબાદ ! આઝાદ હિંદ ઝિન્દાબાદ
જય હિન્દ !

૨૪, એપ્રિલ ૧૯૪૫. સુભાષચંદ્ર બોઝ.

## झंडे ऊंचे रहो जहाँ में

सर पर तिरंगा झंडा जलवा दिखा रहा है
कौमी तिरंगे झंडे ऊंचे रहो जहाँ में ॥

हो तेरी सरबुलन्दी ज्यों चंद आसमाँ में
तू मान है हमारा। तू शान है हमारी ॥

तू जीत का निशाँ हो। तू जान है हमारी
हर एक बशर की लब पर झड़ी है ये दुआएँ ॥

कौमी तिरंगा झंडा हम शौक से उड़ाएँ
आकाश और जमीन पर। हो तेरा बोलबाला ॥

झुक जाये तेरे पग पर। हर ताज तख्तवाला
हर कौम की नजरमें तू अमन का निशाँ हो ॥

हो ऐसे मुअस्सर सारा तेरा जहाँ हो
मुश्ताक चैनजानी उश हो के गा रहा है ॥

सर पर तिरंगा झंडा जलवा दिखा रहा है
कौमी तिरंगे झंडे ऊंचे रहो जहाँ में ॥

## [ ૧ ]

## સ્વપ્નસૃષ્ટિનાં દર્શન

સુભાષબાબુએ રંગુનમાંથી વિદાય લીધી એટલે પૃથ્વી ઉપરથી જાણે સૂરજ દેવતાએ વિદાય લીધી. એમની પાછળ આઝાદ હિંદ ફોજ અને આઝાદ સરકારના વીરો, હવે આવનારી રાત્રીના અંધકારને દૂર કરવા ચંદ્ર અને તારાનું કાર્ય કરતા હતા. અંધકારને રોકવાનું કાર્ય જ એમને સોંપાયેલું હતું.

આઝાદ સરકારે પોતાનું મથક ખસેડતાં પહેલાં બધો જ વહીવટ સંકેલી લીધો હતો. પાઈએ પાઈનો હિસાબ ચૂકવી આપ્યો હતો. એ કોઈ ભાગેડુ સરકાર નહોતી તેનો પુરાવો છેલ્લી ઘડીએ પણ આપ્યો હતો. બ્રહ્મદેશ ઉપરની હકૂમત હવે 'આઝાદ હિંદ ફોજ'ના હાથમાં આવી હતી. સુભાષબાબુએ તો તા. ૨૪મી એપ્રિલે વિદાય લીધી હતી, પરંતુ જાપાની વડું મથક અને બર્મી સરકાર તા. ૧૭મીએ ત્યાંથી પ્રસ્થાન કરી ગયાં હતાં.

લગભગ ૧૫ દિવસ સુધી આઝાદ ફોજના હાથમાં રંગુનનો કબજો રહ્યો. આખું તંત્ર તૂટી પડ્યું હતું છતાં આ દિવસોમાં ધાડ, લૂંટ કે ખૂનનો એક પણ બનાવ બન્યો નહિ. બીજા મોરચાઓ વખતના જગતના અનુભવો તો એવા છે કે ખુદ સૈનિકો જ, સત્તા હાથમાં આવતાં પશુ બનીને પ્રજાને રંજાડતા હોય. આઝાદ ફોજના સૈનિકો પ્રજાના રક્ષણ માટે જ ત્યાં રોકાયા હતા. એમને એ જ કાર્ય સોંપવામાં આવ્યું હતું. બ્રિટિશ દળોએ ત્રણ વર્ષ પહેલાં બર્મા ખાલી કરેલું ત્યારની સ્થિતિ કોઈ ભૂલ્યું નહોતું. એ વખતે હિંદીઓના ખૂન અને લૂંટની મહેફીલ જામી હતી.

હિંદીઓનું રક્ષણ કરવા માટે આ વખતે ૬૦૦૦ જેટલા સૈનિકો અને અમલદારોને ત્યાં રોકવામાં આવ્યા હતા. ફોજની સત્તા મેજર જનરલ લોકનાથનને સોંપવામાં આવી હતી અને આઝાદ સંઘનું કાર્ય તેના ઉપપ્રમુખ

સુભાષના નામનો જાદુ પથરાઈ ગયો. 'જય હિંદ' અને 'ચલો દિલ્હી'એ સારાયે દેશના વાતાવરણ ઉપર વીજળીની અસર મૂકી દીધી.

કોણ હતું આ ભ્રમ-પડદાઓને ચીરનાર? જન્મભૂમિ પત્રોના તંત્રી શ્રી. અમૃતલાલ શેઠે જાપાનની શરણાગતિના દશ્યો જોવા અને એ પ્રદેશના હિંદીઓની સ્થિતિનું અવલોકન કરવા એક પ્રવાસ ગોઠવ્યો હતો. એમની ઇચ્છા તો રંગુનથી સીઆમ, પછી સિંગાપોર અને છેવટે ટોકિયો જવાની હતી. તેઓ જાપાનની દુનિયાથી પરિચિત હતા. જાપાની શાહીવાદ પ્રત્યે એમને ઊંડી નફરત હતી. જાપાનની વીરતાનું, આમ છતાં યે એમને આકર્ષણ હતું. જાપાનનો દેવ ગણાતો શહેનશાહ કેવી રીતે શરણાગતિના ખતપત્ર ઉપર સહી કરે છે તે જોવાની એમની ઇચ્છા હતી.

પણ રંગુને એક બીજા જ શહેનશાહ અને તેમની શહેનશાહતના એમને દર્શન કરાવ્યાં. ત્યાંથી તેઓ સીઆમ ગયા. ફરી પાછા આવ્યા. શરણાગતિનાં દશ્યો ખસી ગયાં એમની કલ્પનામાંથી. એમના ચિત્તને વશ કરી લીધું. હજારો મુખેથી સાંભળેલી, વાંચેલી, ભાગેલી અવસ્થામાં દીઠેલી આઝાદ સરકારની તસ્વીરોએ. તેઓ મુગ્ધ બન્યા, વિસ્મિત બન્યા, પાગલ બન્યા, ઊડીને હિંદુસ્તાનમાં ચાલ્યા. મિત્રોને આશ્ચર્ય થયું.

કારોબારીના સભ્યોએ એમની પાસે જે હતું તે જોયું ને સાંભળ્યું. દેશના અન્ય આગેવાનોએ પણ ભક્તિભાવ સાથે એ સૃષ્ટિની ઝાંખી કરી. એ પછી જનતાની પાસે એ દુનિયાનાં દશ્યો એક પછી એક ઊપડવાં લાગ્યાં. દેશની હવા જાણે પલટાઈ ગઈ. એ ગુલાબી સૃષ્ટિના મોહમાં જાણે સૌ મસ્ત બની ગયા.

[૨]

# લાલ કિલ્લો

પંડિત જવાહરલાલજીએ હવે આ સવાલને પોતાનો બનાવી દીધો હતો. એમની આસપાસ 'આઝાદ હિંદ ફોજ'ના જાણકારો ને ખુદ ફોજી સિપાહીઓ ઘૂમતા હતા. એમણે વાયુવેગે શરૂ કરેલા પ્રવાસમાં ઠેર ઠેર આઝાદ ફોજના વીરોની મુક્તકંઠે પ્રશંસા કરી. એમણે જ પ્રથમ પહેલાં 'જય હિંદ'ની સલામ અપનાવી. 'ચલો દિલ્હી'નો નાદ પણ એમને ગમી ગયો. ઘણીવાર વિચાર આવે છે કે પંડિત જવાહરલાલજીએ આ જેહાદ ન ઉપાડી હોત તો આપણી જાગૃતિને કેવો ફટકો લાગત! રાષ્ટ્રના નાદ ઉપર પ્રાણ ન્યોછાવર કરનાર બિરાદરોને આપણે કેવો અન્યાય કરી બેસત!

એમણે એક બાજુ પ્રચંડ લોકમત જાગૃત કર્યો અને બીજી બાજુ વીરોનો બચાવ કરવા માટે બચાવસમિતિની રચના કરી. આર્થિક સહાય આપવાનો પ્રબંધ કરવા માટે સરદાર વલ્લભભાઈના પ્રમુખપદે રાહત-સમિતિ પણ રચાઈ હતી.

બ્રિટિશ સરકારે એના ઇતિહાસમાં નહિ કરી હોય એવી ભૂલ આ વખતે કરી નાખી. પ્રબળ લોકલાગણીને ઠોકરે મારીને આઝાદ ફોજના ત્રણ સરદારો ઉપર મુકદ્દમો ચલાવવાનો એણે નિર્ણય કર્યો. લશ્કરી પ્રતિષ્ઠાએ એમને ભાન ભૂલાવ્યું. બચાવ કરવાની છૂટ મળી હતી. અફસરોને તો કશો બચાવ જોઈતો નહોતો. એમણે શ્રી. ભુલાભાઈને પહેલી જ મુલાકાતમાં કહ્યું હતુંઃ "જિંદગી કા તો કોઈ સવાલ નહિ હૈ, સવાલ હૈ અપની ઔર દેશ કી ઇજ્જત કા."

આ વીર ત્રિપુટીની ઝાંખી ઓળખાણ કરીએ :

વિશાળ કપાળ, ભવ્ય સીનો અને કોઈપણ પોષાકમાં શોભી શકે એવી પ્રતિભાવાળા શાહનવાઝનો જન્મ ૨૪મી જાન્યુઆરી ૧૯૧૪ ને રોજ રાવળપિંડી ખાતે શ્રીમંત અને સુપ્રસિદ્ધ કુટુંબમાં થયો હતો. પ્રાથમિક શિક્ષણ

સમાપ્ત કરી તેઓએ દહેરાદૂનની લશ્કરી કોલેજનો અભ્યાસ પૂરો કર્યો. ૧૯૩૬ માં હિંદી લશ્કરમાં જોડાયા ને ૧૯૩૭ માં ૧૪ મી પંજાબ રેજિમેન્ટમાં એમની નિમણૂક થઇ.

એમના સગાંસંબંધી સૌ મળીને કુલ્લે ૬૨ આદમીઓ આજે શાહી લશ્કરી ફોજમાં છે. કોમવાદની એમને ભારે નફરત છે. સંગીતના એ ભારે શોખીન છે. નેતાજી માટે એમને અદ્‌ભુત આદર છે. ઘણી વખત એ કહેતા: "જાતે મુસ્લીમ છું. ઇસ્લામ જો મૂર્તિપૂજાની છૂટ આપે તો બોઝબાબુનું પૂજન કરવા તૈયાર છું."

તેજસ્વી આંખો વાળા, પ્રચંડકાય, શ્વેતવર્ણું, ૨૯ વર્ષના યુવાન કે. પ્રેમસહગલ લાહોર હાઇકોર્ટના જજ સર અચ્છુરામના પનોતા પુત્ર છે. દહેરાદૂન ખાતેની લશ્કરી કોલેજમાં પાસ થઈ શાહી લશ્કરની ૧૦મી બલુચ રેજિમેંટમાં એ નિમાયા ને સિંગાપોર ખાતે ગયા.

મોટી દાઢી અને મૂછોવાળા, ગૌરદેહી મધ્યમકદના કર્નલ ગુરુબક્ષસિંહ ધીલનનો જન્મ ૧૯૧૧મા લાહોર ખાતે થયો હતો. યુનિયન અને મોંટગોમરીની સરકારી શાળામાં આ વીર પ્રાથમિક કેળવણી પામ્યા હતા. મેટ્રિકની પરીક્ષા પાસ કર્યા પછી એ સૈન્યમાં ભરતી થયા. ત્યારપછી દેહરાદૂન અને નવગાંવના લશ્કરી વિદ્યાલયમાં ઉચ્ચ નંબરે એ પાસ થયા. તે પછી ૧૪ પંજાબ રેજિમેંટમા એમની નિમણૂક થઈ યુદ્ધ દાવાનળની ચીનગારી મૂળગતાં એમને મલાયા મોકલવામાં આવ્યા ને વળી પાછી વધુ તાલીમને માટે પૂના આણવામાં આવ્યા. અહીં પણ એ ઉત્તીર્ણ થયા એટલે એમને ઉત્તર મલાયા મોકલવામાં આવ્યા. ત્યાં જાપાની આક્રમણ સામે પોતાના સિપાહીઓનું એમણે બહાદુરીભર્યું રક્ષણ કર્યું હતું. એમના પત્નીનું નામ છે શ્રીમતી વસંતકુંવર. ગામડાના રહીશ એ એક પંજાબી નારી છે. અંગ્રેજીમાં એ વાતચીત કરી જાણે છે. હિંદી અને ગુરુમુખી પણ આવડે છે. કેપ્ટન ધીલનના ઘણા સંબંધીઓ શાહીફોજમાં છે. ૨૨ વર્ષની નોકરી પછી એમના પિતા નિવૃત્ત થયા છે. એમના બે ભાઈઓ હજી પણ લશ્કરી નોકરીમાં છે.

આ વીરોના પહેલા મુકદ્દમાની શરૂઆત થઈ દિલ્હીના લાલ કિલ્લામાં–૧૯૪૫ના નવેંબરની ૫મી તારીખે. શાહનવાઝ, સહગલ ને ધીલન–આ ત્રણે પહેલા કેસના આરોપીઓ હતા. ભારતની સ્વતંત્રતાના ઇતિહાસમાં એક અનોખું પ્રકરણ ઉમેરનાર *આ વીરોના મુકદ્દમાથી આમજનતામાં સરકાર પ્રત્યે અપાર* અસંતોષ ઊઠ્યો. એની વિરુદ્ધ રાષ્ટ્રવ્યાપી આંદોલનો શરૂ થયાં. લાહોર,

અમૃતસર, લખનૌ, મથુરા, મુંબઇ, કલકત્તા વગેરે શહેરોમાં દેખાવ કરનારાઓ ઉપર લાઠી ને ગોળીઓનો અમનુષી કેર વર્તી રહ્યો. સેંકડો દેશભક્ત વીર નવજુવાનો ઘાયલ થયા. આમાં કલકત્તાના બનાવોએ તો માઝા મુકી–ઠઠ નવલોહિયા યુવકો શહીદ થયા!

આમજનતાના સાચા પ્રતિનિધિત્વવાળી એક માત્ર કોંગ્રેસે જ બચાવ કરવાનો નિશ્ચય કર્યો હતો. મુંબઇમાં મળેલી એની કારોબારીની બેઠકમાં પંડિત જવાહરલાલ નહેરુના અધ્યક્ષપદે એક બચાવ સમિતિની નીમણૂક થઇ. ફાળો ઉઘરાવવાનું પ્રજાને કહેવામાં આવ્યું. થોડા જ સમયમાં આ ફંડની ઝોળીમાં લાખો રૂપિયા ઠલવાયા. દિલ્હીના લાલ કિલ્લામાં પમી નવેંબરે આ કાર્યનો પ્રારંભ થયો. લશ્કરી અદાલતમાં સાત જજો બેઠા હતા. મેજર જનરલ બ્લિક્સ્લેંડ એના અધ્યક્ષ હતા. ઐતિહાસિક વીરોને અદાલત સમક્ષ ખડા કરવામાં આવ્યા. તહોમતદાર તરફથી વકીલ હતા સર નોશીરવાન પી. એન્જિનિયર. બીજે પક્ષે બચાવ પક્ષમાં ઊભા હતા શ્રી ભુલાભાઇ દેસાઈ, ડૉ. કાત્જુ, હાઇકોર્ટના રિટાયર્ડ જજ શ્રી બદ્રિદાસ, શ્રી અસફઅલી, સર તેજબહાદુર સપ્રુ, કુંવર સર દિલીપનારાયણ સિંહ, શ્રી રઘુનાથ શરણ વગેરે...૩૨ વર્ષો પછી પંડિત નહેરુ પણ પોતાના ઉતારેલા બેરિસ્ટરના ઝભ્ભાને આજ ફરીથી શોભાવી રહ્યા હતા!

કાનૂની રીતરીવાજ બાદ આ ત્રણેની વિરુદ્ધનો આરોપ વાંચી સંભળાવવામાં આવ્યો. ત્રણે સામે સમ્રાટની સામે યુદ્ધ કરવાના આરોપો હતા. ઉપરાંત ધીલન પર ખૂનનો, સહગલ પર ખૂનમાં મદદ કરવાનો તથા શાહનવાઝ પર ખૂનમાં પ્રોત્સાહન આપવાનો આરોપ હતો.

તહોમતદારના મુખ્ય સાક્ષી તરીકે કર્નલ નાગની જુબાની પ્રથમ લેવામાં આવી. પછી ૨૫મી નવેંબર સુધી મુકદ્દમો મુલતવી રાખવામાં આવ્યો. કેસ વચમાં વચમાં એક બે દિવસ સુધી બંધ રહ્યો છતાં સતત રીતે ૧૩મી ડિસેંબર સુધી ચાલ્યો. આ વેળા બને પક્ષના મુખ્ય મુખ્ય સાક્ષીઓની જુબાનીઓ લેવાઇ ગઈ. ૨૮મી નવેંબરે ભુલાભાઈની ઊલટ તપાસમાં એક સરકારી સાક્ષીએ, પોતાને અદાલતમાં શું શું કહેવાનું હતું તે બધું પહેલેથી શીખવાડવામાં આવ્યું હતું એની અનેક વિગતો કહી. ૭મી ડિસેંબરે પોતાના પરના આરોપનો ત્રણે વીરોએ ઈન્કાર કર્યો.

કે. શાહનવાઝે કહ્યું: 'આઝાદ હિંદ ફોજમાં જોડાવાનો મેં જ્યારે નિશ્ચય કર્યો ત્યારે મારું સર્વસ્વ–મારું જીવન, મારું ઘર, મારો પરિવાર, કુટુંબની રાજભક્તિ–સર્વ કંઈ ન્યોચ્છાવર કરી દેવાનો મારો દૃઢ સંકલ્પ કર્યો હતો.

આ માર્ગમાં અંતરાય રૂપ સગો ભાઈ આવે તો તેની સામે પણ લડવાનું મેં નક્કી કર્યું હતું, ને ખરેખર ૧૯૪૪માં ચાલેલા યુદ્ધમાં મારા ભાઈ સામે લડ્યો પણ ખરો! ચીનના પહાડોમાં પણ મારા પિતરાઈ સામે-એક બીજાની વિરુદ્ધ અમે બે મહિના સુધી લડતા રહ્યા. મારી સામે બે વાત હતી-રાજભક્તિ કે દેશભક્તિ. મેં પસંદગી આપી દેશભક્તિને. નેતાજી સમક્ષ માતૃભૂમિ કાજે મારું બલિદાન આપવાની પ્રતિજ્ઞા કરી.' આગળ ચાલતાં એમણે જણાવ્યું: "કરોડો હિંદવાસીઓની ગુલામી ને દરિદ્રતાનું જે ચિત્ર નેતાજીએ મારી સમક્ષ ખડું કરી દીધું તેણે મારા પર જાદુઈ અસર કરી, હું એમનો અનન્ય ભક્ત બની ગયો. અમે તો માત્ર ભારતની આઝાદી માટે જ લડીએ છીએ." વળી આગળ બોલતાં એમણે કહ્યું: "આઝાદ હિંદ ફોજના અફસરના હોદ્દાની રૂએ અંગ્રેજ યુદ્ધ કેદીઓ સાથે અમે સારો વર્તાવ રાખ્યો હતો અને જ્યારે હું યુદ્ધકેદી તરીકે શરણે ગયો હતો ત્યારે મેં પણ એવી જ આશા રાખી હતી."

કે. સહગલે કહ્યું: "જાપાનીઓથી ડરીને કે કોઈ બીજા લાભથી હું આઝાદ હિંદ ફોજમાં જોડાયો નહોતો. ૧૯૪૨ના ડિસેંબરમાં આઝાદ હિંદ ફોજના અફસર તરીકે મને માત્ર ૮ ડોલર વેતન મળતું હતું, જો હું બહાર રહ્યો હોત તો માસિક મને ૧૨૦ ડોલર મળત. આઝાદ હિંદ ફોજમાં જોડાવાનું એક માત્ર મારું ધ્યેય હતું—દેશભક્તિ!

આઝાદ હિંદ ફોજમાં દાખલ થતી વખતે બળજબરી વાપરવામાં આવતી હતી એવા આરોપનો ઇન્કાર કરતાં લેફ્ટેનન્ટ ઘીલને કહ્યું 'કોઈપણ પ્રકારનું બળ બિલકુલ અનાવશ્યક હતું, કારણ અમારી પાસે હંમેશ એટલી બધી મોટી સંખ્યામાં સ્વયંસેવકો દાખલ થવા આવતા કે એમને લશ્કરી તાલીમ આપવાનું અસંભવિત બની જતું.' પોતાની વાત કહેતાં એમણે જણાવ્યું: "દહેરાદુનની લશ્કરી કોલેજના ચેટવુડ હોલની દિવાલ પર લખ્યું છેઃ સદાસર્વદા તમારા દેશની આબરુ, કલ્યાણ ને રક્ષાનો પ્રશ્ન સૌ પહેલો છે એ પછી તમારે આધીન સૈનિકોના માન રક્ષા ને કલ્યાણનો પ્રશ્ન આવે છે ને સૌથી છેલ્લો પ્રશ્ન છે તમારા પોતાના રક્ષણ ને કલ્યાણનોઃ આ આદર્શને સામે રાખીને હું આઝાદ હિંદ ફોજમાં જોડાયો હતો."

૮ મી ડિસેંબરે બચાવપક્ષના સાક્ષીઓની જુબાની શરુ થઇ. સર્વ પ્રથમ સાક્ષી હતા જાપાની વિદેશ પ્રધાન શ્રી ઓહાશી. એમણે કહ્યું કે ૨૧મી ઓક્ટોબર ૧૯૪૩ને દિવસે આઝાદ હિંદ સરકારની જાહેરાત કરવામાં આવી. જાપાની સરકાર એને એક સ્વતંત્ર સરકાર તરીકે માનતી હતી અને એને દરેક પ્રકારની

સહાય કરવા માગતી હતી. તે વખતે એમણે તે સમયના જાપાની પ્રધાનમંત્રી જનરલ ટોજોના ભાષણની એક નકલ પણ અદાલતમાં હાજર કરી. બૃહદ પૂર્વ એશિયાના સમારંભ વેળા ટોજોએ ભાષણ કર્યું હતું.

એમાં જણાવવામાં આવ્યું હતુંઃ "કામચલાઉ આઝાદ હિંદ સરકારને જાપાન મદદ કરવા ચાહે છે ને આપેલા વચનને પાળવા માટે આંદામાન અને નિકોબારના ટાપુઓ આઝાદ હિંદ સરકારને આપવા માટે તૈયાર છે. જાપાનદ્વારા ભારતને સ્વાધીનતાના સંગ્રામમાં સર્વ પ્રકારની મદદ કરવાનું કહેવામાં આવ્યું છે." એમણે કહ્યું કે શ્રી હચિયા આઝાદ હિંદ સરકાર સમક્ષ જાપાનના એક રાજદ્વારી પ્રતિનિધિ તરીકે ગયા હતા. બીજા સાક્ષી શ્રી મત્સુમાતોએ કહ્યુંઃ "જાપાને આઝાદ હિંદ સરકારનો સ્વીકાર કર્યો હતો. એ ઉપરાંત જર્મની, ઈટાલી, ક્રોશિયા, મંચુકો, થાઈલેન્ડ, ફિલિપાઈન્સ તથા બર્માની સરકારોએ પણ એનો સ્વીકાર કર્યો હતો." એમણે કહ્યું કે સુભાષચંદ્ર બોઝ જર્મનીથી જાપાન આવ્યા હતા.

એમની સાક્ષી પૂરી થયે રવિવારે મુકદ્દમો મુલતવી રહ્યો. સોમવારે ત્રીજા જાપાની સાક્ષી–જાપાનના ભૂતપૂર્વ વિદેશ ઉપ–પ્રધાન શ્રી રેગુ સવાદા તથા સર્વેને અંતે શ્રી તેરુરી હચિયાની જુબાની લેવાઈ ગઈ. જાપાન સરકારના મંત્રી તરીકે એ આઝાદ હિંદ સરકાર પાસે આવ્યા હતા. બીજે દિવસે કામચલાઉ આઝાદ હિંદ સરકારના પ્રચાર મંત્રી શ્રી. એસ. એ આયરની જુબાની લેવાઈ. એમણે આઝાદ હિંદ ફોજ તેમ જ આઝાદ હિંદ સરકારના સંગઠનથી તે ઠેઠ અંતિમ દિવસો સુધીનો બધો ઈતિહાસ કહ્યો. વળી ઉમેર્યું કે આ સેનાનો એક માત્ર ઉદ્દેશ ભારતને આઝાદ કરવાનો જ હતો. એમણે એમ પણ કહ્યું કે બંગાળના દુષ્કાળ દરમિયાન શ્રી. સુભાષચંદ્ર બોઝે આઝાદ હિંદ સરકાર તરફથી ૧ લાખ ટન ચોખા દેવાની ઈચ્છા વ્યક્ત કરેલી પણ એને મંજૂરી મળી નહિ. બીજે દિવસે આઝાદ હિંદ સરકારે નિયુક્ત કરેલા આંદામાન અને નિકોબારના ટાપુઓના ચીફ કમિશ્નર, કર્નલ લોકનાથન્ આઝાદ હિંદ બેંકના સંચાલક તથા શિવસિંહની જુબાનીઓ લેવાઈ. આ બધાને અંતે છેવટે કેપ્ટન અર્શાદની જુબાની લેવાઈ. તહોમતદાર પક્ષના છેલ્લા સાક્ષી હતા ૪૨ ગુરખા રાઈફલ્સના લેફ્ટેનન્ટ કર્નલ જે. એ. કેટસન. જુબાની આપવા માટે ખાસ વિમાન દ્વારા એ જાવાથી આવ્યા હતા. એમની સામે જ ઇરાવદી નદીના કિનારા પરના એક ગામમાં કે. સહગલે ૪૦ અફસરો તથા બીજા ૫૦૦ સૈનિકો સાથે શરણાગતિ સ્વીકારી હતી. જુબાનીમાં એમણે કહ્યું કે કે. સહગલની શરણાગતિ બાદ વાતચીત

મતાં કે. સહગલે એવું કહ્યું હતું કે એમનું લડવાનું કારણ હતું ભારતમાની બ્રિટિશ સામ્રાજ્યશાહી પદ્ધતિ પ્રત્યેની એમની ઘૃણા. કે. સહગલે એમ પણ કહ્યું કે 'મને જે કંઈ યોગ્ય લાગ્યું એને માટે હું લડ્યો હઈશ અને એવી સ્થિતિમાં જે કંઇ પણ થશે એનો સામનો કરવા માટે હું તૈયાર છું" વધુમાં એમણે ઉમેર્યું કે જાપાનીઓ અને આઝાદ હિંદ ફોજમા મતભેદ હતો'

આ પછી ૧૭મી ડિસેંબર સુધી અદાલત મુલતવી રહી. ૧૭મી ડિસેંબરને દિવસે દિલ્હીના લાલ કિલ્લામાં કે. શાહનવાઝ, કે. સહગલ અને લેફ્ટેનન્ટ ધીલનના મુકદ્દમામા લશ્કરી અદાલત સમક્ષ બચાવપક્ષના વકીલ શ્રી ભુલાભાઈ દેસાઈએ પોતાની દલીલો શરૂ કરી. એમણે કહ્યું કે આરોપીઓ પર સમ્રાટ વિરૂદ્ધ યુદ્ધ કરવાનો જ એકમાત્ર આરોપ છે. એને માટે આઝાદ ભારતની વિદ્રોહી સરકાર યુદ્ધ કરતી હતી એમ માનવુ પડશે. આંતરરાષ્ટ્રિય કાનૂન જાણકારોના દાખલાઓ આપીને અદાલતને એમણે એ વાત સ્વીકારવાની વિનંતી કરી કે "સમજો કે સમ્રાટ સામે યુદ્ધ કર્યું તો એને માટે વિદેશી સરકાર યુદ્ધ કરી રહી હતી એમ માનવુ પડશે.

આમ માનવામાં આવે તો આઝાદ હિંદ ફોજને લડવાનો અધિકાર મળી જાય છે. એવી જ રીતે આઝાદ હિંદ ફોજના સૈનિક દ્વારા યુદ્ધકાળમાં જે કંઈ બનવા પામ્યુ છે એ યુદ્ધમાં આવી જતું હોવાથી અનુચિત ઠરતું નથી."

શ્રી દેસાઈએ એ વાત પર વધુ ભાર મૂક્યો કે ગુલામ રાષ્ટ્રને પોતાની મુક્તિ માટે લડવાનો પૂરો અધિકાર છે. આથી સમ્રાટ સાથે યુદ્ધનો આરોપ મૂકવો એ ઉચિત નથી. જો હિંદ ગુલામ ન હોત તો આ પહેલાં જ એને પોતાની આઝાદી મળી ગઈ હોત

પોતાનો બચાવ રજૂ કરતી વખતે શ્રી. ભુલાભાઇ દેસાઈએ સને ૧૭૭૬નો અમેરિકન દંડેગ કોર્ટમાં વાંચી સંભળાવ્યો. એમણે એમ કહ્યું કે આ દૃષ્ટાંત સમ્રાટભક્તિ ને દેશભક્તિના સંઘર્ષનું જ્વલંત ઉદાહરણ છે. મનુષ્યોએ વિદેશી સમ્રાટ પ્રત્યેની ભક્તિની અપેક્ષાએ સ્વદેશ ભક્તિનાં મૂલ્ય વધારે આંક્યાં છે.

શ્રી એન્જિનિયરે શ્રી. દેસાઈની દલીલોનો જવાબ વાળતાં કહ્યું કે એમાંતો લગીરે સંશય નથી કે જે આરોપ મૂકવામાં આવ્યો હતો તે પુરવાર થઈ ચૂક્યો છે. એમણે એ સ્વીકાર્યું કે આરોપીઓએ જે કંઈ પણ કર્યું છે તે પોતાની સમજ પ્રમાણે સાચી દેશભક્તિ સમજીને જ કર્યું છે એ વાતનું પૂરતું પ્રમાણ મળી રહે છે. આગળ ચાલતાં એમણે જણાવ્યું કે આથી કાયદાની દૃષ્ટિએ તો જાણે કે આરોપીઓનો કોઇ ઉપાય નથી છતાં પણ સજા દેતી વખત અદાલત આ વાત લક્ષમાં જરૂર રાખી શકે. આ તો અદાલતનો મામલો છે. કાયદા

કાનૂનથી એના હાથ બધાયલા છે. અદાલત ઓછામાં ઓછી જન્મટીપની સજા આપી શકે છે. પરંતુ બચાવને ધ્યાનમા લેતા અદાલત માને કે ઓછી સજા આપવી જોઇએ તો અદાલત પોતાના ચૂકાદા સાથે સરસેનાપતિને સજામાં ઘટાડો કરવાની વિજ્ઞપ્તિ કરે

૩૧મી ડિસેમ્બરે અદાલતનુ કામકાજ શરૂ થતા જ જજ–એડવોકેટે આરોપીઓને દોષિત જાહેર કર્યા

લશ્કરી અદાલતના ચૂકાદાના અંતિમ નિર્ણય માટે કમાંડર ઇન ચીફ તેમજ એમના કાનૂનમનાહકારો સમક્ષ આખો કેસ સોપવામાં આવ્યો. આખો દેશ નિર્ણય સાભળવા તનપાપડ થઇ રહ્યો હતો. જાતજાતના લોકોએ જાતજાતની કલ્પના કરવા માંડી છેવટે ઓચિંતુ જ ૪થી જાન્યુઆરી ૧૯૪૬ને દિવસે પ્રજાએ જાણ્યુ કે લશ્કરી અદાલતના જન્મકેદના ચૂકાદાની ઉપરવટ થઈ ગરસેનાપતિ ઓચીનલેકે ભારતમાતાના આ ત્રણે લાડીનાને મુક્તિ આપી દીધી છે!

આ જ લાલ કિલ્લામા ૮૬ વર્ષ પહેલા દિલ્હીના છેલ્લા પાદશાહ બહાદુરશાહનો આવા જ આરોપસર મુકદ્દમો ચાલ્યો હતો એ વખતે એમનો બચાવ કરનાર કોઇ નહોતુ સુભાષબાબુ બર્મામાં હતા ત્યારે એકવાર રંગુનમા બહાદુરશાહની કબરને અંજલિ આપવા અને તેમાંથી વિદ્રોહની પ્રેરણા લેવા તેઓ ગયા હતા બહાદુરશાહની પંક્તિઓ, નેતાજીએ એ વખતે ગર્ભભેર ઉચ્ચારી હતી

ગાઝીયું મેં બુ રહેગી જબ તક ઇમાનકી
તબ તો લંડન તક ચલેગી તેગ હિંદુસ્તાકી

બહાદુરશાહના છેલ્લા શબ્દોમા જો વિદ્રોહનો રણુકાર હતો તો આ વીર નિપુગીના જેલમુક્તિ પછીના સંદેશામા એવી જ જ્વલંત રાષ્ટ્રભક્તિનો સંદેશ હતો તેઓએ કહ્યુ હતુ:

'અમારી મુક્તિ એ દેશને માટે વિજય રૂપ છે અમે નેતાજીને વચન આપ્યુ હતુ કે હિંદની આઝાદી માટે અમે અમારા જીવન અર્પણ કર્યા છે અમારુ આ વચન હજી કાયમ છે, અમે સંયુક્ત અને મહાન હિંદની સ્થાપનાના કાર્ય માટે લડયા હતા, અને તેને માટે લડવાનું અમે ચાલુ જ રાખીશુ. અમે ન્યાય માટે લડયા હતા, અમને હિંદની આઝાદી માટે જે યોગ્ય લાગ્યુ તે અમે કર્યું. યુદ્ધમાં કોણ વિજયી બન્યુ એ અમારે માટે મહત્વની બાબત નથી. અમે અમારા દેશની મુક્તિ માટે લડતા હતા અને ધરીસત્તાઓ હવે હારવાની છે એવુ ખુલ્લે ખુલ્લુ જણાયું ત્યારે પણ અમે લડવાનુ ચાલુ રાખ્યુ હતું.'

આખા દેશે એમની મુક્તિનો ઉત્સવ ઊજવ્યો. અનેક સ્થળે દીપમાળાઓ પ્રગટી એમણે અંતરથી દેશનો આભાર માન્યો અને એ જ ત્રિરંગી ઝંડો હવે કોંગ્રેસની રાહબરી નીચે ફરકતો રાખવાનો નિશ્ચય જાહેર કર્યો.

[૩]

## જીવનની ઝંખના

સુભાષબાબુનું છેલ્લુ પ્રવચન ઑગસ્ટની ૧૭મી તારીખે સંભળાયેલું. તે પછી ૭ દિવસે આકાશમાંથી વીજળી તૂટી પડી હોય એવા સમાચાર આવ્યાઃ 'સુભાષબાબુ સિંગાપોરથી ટોકિયો જતા વિમાની અકસ્માતમાં મૃત્યુ પામ્યા!' આ સમાચારે આ દેશને પહેલી ક્ષણે તો કંપાવી મૂક્યો, પરંતુ તે પછી એ સમાચાર ખોટા હશે એમ સૌને લાગવા માંડ્યું. ૧૯૪૨ના માર્ચમાં પણ આવા સમાચાર પ્રસિદ્ધ થયા હતા અને ખોટા નીવડ્યા હતા એ આશામાં લોકોએ દિલના આઘાતને માર્ગ ન આપ્યો. દિવસ ઉપર દિવસ પસાર થયા પરંતુ સમાચાર ખોટા છે એ પ્રકારનું સૂચન આપતી કોઈ જાહેરાત પ્રસિદ્ધ થઈ નહિ, વધુમાં તો એ અકસ્માત ક્યાં અને કેવી રીતે થયો, સાથે કોણ હતું, છેલ્લી ક્રિયા ક્યાં થઈ વગેરે વિગતો આવવા લાગી. હિંદી પ્રજાનું હૈયું ભાંગી ગયું. આ સમાચાર સાચા માનીને આપણા લોકનેતાઓએ દુઃખોદ્ગાર કાઢ્યા અને સુભાષબાબુને અંજલિઓ પણ આપી.

લેખકને બરાબર યાદ છે એ દશ્ય. જીવનભર ભૂલી ન શકાય એવી ઊંડી છાપ એ દશ્યની પડી ચૂકી છે. એક રાત્રે શરદ્‌બાબુ અને એમના ભત્રીજા જન્મભૂમિ કાર્યાલયમાં આવ્યા હતા. અમૃતલાલ શેઠ એમની પાસે રંગુનની આઝાદ ફોજ અને આઝાદ સરકારની રોમાંચક વાતો કરતા હતા. શરદ્‌બાબુના મુખ ઉપર ગર્વની રેખાઓ ઉપસી આવતી હતી. એમના અંતરમાં પડેલું દુઃખ તેઓ દબાવી રહ્યા હતા. વીર બંધુના એ વીર વડીલ હતા, પરંતુ આંસુને ખાળવામાં આખરે ગર્વ અને ગૌરવ નિષ્ફળ ગયાં. શ્રી. અમૃતલાલ શેઠે એમની સમક્ષ આઝાદ સેનાનું સાહિત્ય અને તસ્વીરો મૂક્યાં. સુભાષબાબુની લશ્કરી ગણવેશની સલામી ઝીલતી તસ્વીરો જોતાં આંખમાંથી આંસુની ધારા ચાલી. થોડીવાર તો આંખ મીંચીને બેસી રહ્યા. ફરીને પાનાં ફેરવ્યા ને આંસુ સાર્યાં.

દુઃખનો એક ઉદ્ગાર મુખમાંથી નીકળ્યો નહિ. ગર્વ અને કરુણા એકમેકમાં ત્યારે ભળી ગયાં હતાં. જોનારની આંખો પણ આ દશ્યે ભીની બનાવી મૂકી હતી.

થોડા દિવસ વધુ વીત્યા અને વાતાવરણ બદલાયું. આઝાદ ફોજના સિપાહીઓના તૂટક-છૂટક નિવેદનો એમના જીવતા હોવા વિષેની ખાતરી ઉચ્ચારવા લાગ્યાં. એમની દલીલ આટલી જ હતીઃ 'નેતાજીનું મૃત્યુ થાય જ નહિ. ભયંકર બોંબ પણ એમને મારવા અસમર્થ નીવડયા હતા. સુભષબાબુ ક્યાંક છૂપાયા હશે અને આઝાદીનું રટણ કરતા હશે! કે. લક્ષ્મીએ પણ આવી શ્રદ્ધા ઉચ્ચારી એવામાં ગાંધીજીનું એક વકતવ્ય પ્રસિદ્ધ થયુંઃ 'મને શ્રદ્ધા છે કે સુભાષબાબુ જીવતા જ છે.' લોકોના દિલ હવી ઊઠયાં, ફરી ઊઠયાં. પ્યારા નેતાજીના જીવિત હોવા વિષેની ગાધીજીની શ્રદ્ધામાં લોકે એ કંઇ કંઇ કલ્પી લીધું. દુઃખની લાગણીએ વિદાય લીધી.

પણ એ સુખદ સ્થિતિ લાંબો સમય ચાલી નહિ. કે. શાહનવાઝે કહ્યુંઃ 'ગાંધીજીની ઇચ્છા જ એમની શ્રદ્ધામાં વ્યક્ત થાય છે. હકીકત એથી ઊલટી અને દુઃખદ છે.' એ પછી સુભાષબાબુની સાથે એ જ વિમાનમાં પ્રવાસ ખેડતા શ્રી. હબીબુર રહેમાનનું નિવેદન પ્રસિદ્ધ થયુ. એમણે ખાતરી ઉચ્ચારી કે સુભાષબાબુનું મૃત્યુ એમણે નજરે નિહાળ્યું છે. ફોર્મો-સામાં વિમાન તૂટી પડયું ત્યારે તેઓ સાથે હતા. અંતિમ ક્ષણોમાં તેઓ એમની સાથે હતા. સુભાષબાબુનો આખરી સંદેશ પણ નીચે પ્રમાણે એમણે આપ્યોઃ

'મારા દેશબાંધવોને કહેજો કે જીવનના છેલ્લા શ્વાસ સુધી હું આઝાદીની લડાઇ લડયો હતો. મારું સમગ્ર જીવન હિંદની આઝાદીના ધ્યેયને સમર્પિત થઈ ચૂક્યું હતું. મારા દેશબંધુઓ પાસે પણ હું એ જ ધ્યેયની સેવા ઇચ્છું છું."

કર્નલ હબીબુર રહેમાન એમની સાથે નેતાજીએ પહેરેલું કાંડાનું ઘડિયાળ પણ લાવ્યા હતા. નેતાજીના દેહની પવિત્ર ભસ્મ પણ તેઓ લાવેલા.

આ સમાચારે ફરીને ભારતના કરોડો નરનારીઓને ચિંતામાં ડૂબાડી દીધાં. સુભાષબાબુના જીવિત હોવા વિષે ગાંધીજીએ પણ હવે શ્રદ્ધા ગૂમાવી દીધી. એમણે કહ્યું "મારી પાસે કોઈ માહિતી હતી નહિ, માત્ર મારું અંતર જે બોલતું હતું તે મેં કહેલું. કર્નલ હબીબુર રહેમાને કહેલી વાત માનવાનો ઇન્કાર થઇ શકે એમ નથી."

આ પછી પણ આશાના સમાચારો તો આવતા જ રહ્યા સુભાષબાબુ, મંચુરીઆમાં છે, હિંદમાં છે, એમને રેડિયો ઉપર સાભળ્યા હતા. એ વિમાનમાં

તેઓ ગયા જ નહોતા. આજે રશિયામાં રહ્યા રહ્યા નવું સંગઠન કરી રહ્યા છે વગેરે સમાચારો રોજ ને રોજ વૃત્તપત્રોના પાનાં ઉપર ઝબકી જાય છે.

આવી સ્થિતિમાં સત્ય તારવવાનું ઘણું કઠિન છે. સામાન્ય અક્કલને કામે લગાડતાં પણ કશું અનુમાન થઈ શકતું નથી. એટલું ચોક્કસ લાગે છે કે આવતા ત્રણેક મહિનામાં આ વિષે ખાતરીપૂર્વક જાણી શકાશે. સુભાષબાબુ જીવતા જ હોય તો કર્નલ હબીબુર રહેમાન એમ શા માટે ન કહે? એ દલીલનો જવાબ એમ આપી શકાય કે 'સુભાષબાબુ છૂપાયા હોય તો એમનાથી એવી જાહેરાત કરી શકાય નહિ' 'પણ સુભાષબાબુ હવે છૂપા શા માટે રહે? એનો હવે શો અર્થ છે?' એનો જવાબ એમ મળી શકે: 'હિંદની સ્વતંત્રતા વિના તેઓ અહીં આવે તો કોઈ ને કોઈ બહાને એમને કારાગારમાં જ પૂરવામાં આવે. અને તેઓ અહીં આવે શા માટે? એમની કાર્યનીતિ અનુસાર જ્યાં બ્રિટન સામેનો વિરોધ ઉગ્ર હોય ત્યાં જ તેઓ સંગઠન સાધવા ન રહે?'

બધી જ બાજુનો વિચાર કરતાં એવા નિર્ણય ઉપર આવી શકાય છે કે જો હિંદ તરતમાં આઝાદ થશે, ઓછામાં ઓછું, સત્વરૂપ સત્તા પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં આવશે અને એમ જણાશે કે આઝાદી માટે હિંસક કે અહિંસક યુદ્ધ ખેલવાની હવે જરૂર જ નથી તો સુભાષબાબુ જ્યાં હશે ત્યાંથી આવી પહોંચશે.

એમ નહિ થાય અને હિંદના નસીબે હજી લડવાનું જ હશે તો એ લડાઈ જ્યારે હિંદુસ્તાનમાં ખેલાશે ત્યારે આંતરરાષ્ટ્રિય રાજકારણના તખ્તા ઉપર હિંદને આઝાદ કરવા માટે સુભાષબાબુનું આગમન થશે. તેઓ એવી પ્રચંડ પ્રવૃત્તિ ઊભી કરશે કે આખું જગત ચોંકી ઊઠશે. આ બન્ને સ્થિતિ આવતા ત્રણ માસમાં આવી જવી જોઇએ. સુભાષબાબુ જીવતા હશે તો એમના દર્શનથી અથવા અસ્તિત્વના જ્ઞાનથી હિંદી પ્રજાને હવે વધુ સમય વંચિત નહિ રહેવું પડે.

પરંતુ મૃત્યુ પામ્યા હશે તો?–તો એની કલ્પનામાં આગળ વધવાની આ કલમની શક્તિ નથી. હૃદય-બુદ્ધિ બંને એ સામે બંડ ઉઠાવે છે. એ બોલે છેઃ જય સુભાષ! જય હિંદ!

[ ૪ ]

## છુટ્ટાં ફૂલ

આઝાદ હિંદ ફોજના જે સિપાહીઓ અને અફસરોને મળવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. તેઓએ મારા ઉપર વધુમાં વધુ અસર એમની જ્વલંત ભાવના દ્વારા કરી છે. ૧૯૨૦–૨૧થી માંડીને ઠેઠ ૧૯૪૨ સુધીના હિંદની અંદર ખેલાયેલા આઝાદી સંગ્રામમાં હિંદી યુવકો અને યુવતીઓ, બાળકો અને વૃદ્ધોએ, ખેડૂતો અને મજૂરોએ, અદ્ભુત વીરતાનાં દર્શન કરાવ્યાં છે. પરંતુ એક લડત પૂરી થયા પછી કેટલાંએ વર્ષો સુધી એ વીરતા અને એ જુસ્સો જાણે નાશ પામી ગયાં હોય એવું લાગ્યું છે. દરેક લડતને અંતે આત્મપરીક્ષણ થાય એ તો આવશ્યક છે, પરંતુ લડનારાઓનો જુસ્સો બીજે માર્ગે વળવો જ જોઈએ અથવા તો દબાવો ન જોઈએ. આપણે ત્યાં લડતમાં નિષ્ફળતા મળ્યા પછી એકમેકની ભૂલો શોધવાની પ્રવૃત્તિ બહુ જોશમાં ચાલે છે. હિંસા અહિંસાની ચર્ચામાં પણ આ વૃત્તિ જ મુખ્યત્વે દેખાય છે. એમ લાગે છે કે પરાજયને પી જવાની તાકાત હિન્દુસ્તાને હજી પ્રાપ્ત કરી નથી.

. સુભાષબાબુએ પ્રેરેલી આઝાદ હિંદ ફોજ કંઈ જુદી જ સ્થિતિનાં દર્શન કરાવી જાય છે. એ ફોજના સૈનિકો સાથે કલાકો સુધી વાત કરી તોયે નેતાજી પ્રત્યેની એમની ભક્તિમાં ઓટ દેખાઈ નહિ. એમણે જે સહન કર્યું તે વિશે ગૌરવ અને ગર્વનો જ આપણને અનુભવ થાય. તેઓ જાણે એમ માનતા જ ન હોય કે બ્રિટિશને હાથે એમનો પરાજય થયો છે. અથવા તો આઝાદીની લડત પડી ભાંગી છે. સુભાષબાબુએ આ સૌના દિલમાં કેટલે ઊંડે સુધી અસર કરી હશે અને વીરતાનું ઉગ્ર રસાયણ એમણે પચાવ્યું હશે તેનો વિચાર કરતાં એ ફોજને અને એ ફોજના સર સેનાપતિને પ્રણામ કરવાનું દિલ થઈ આવે છે.

## લેફ. કર્નલ લક્ષ્મી

હિંદના માનસ ઉપર જાદુ કરનારા નામોમાં સુભાષબાબુ પછી લેફ. કર્નલ લક્ષ્મીનું નામ આવે. પરાજય પ્રશ્ન એમને વિષે કેટલા યે સમાચારો હિંદુસ્તાનમા અથડાયા. એ દરેક સમાચારમા એમના જોશની વાતો જ બહાર આવતી હતી. પરાજય પછી પણ એમણે એ કટોબરની ૨૧મી તરીખે આઝાદ હિંદ સરકાર દિન ઊજવ્યો હતો. હકૂમત બ્રિટનની ચાલતી હતી, લશ્કરી પહેરાઓ હજી હટયા નહોતા, છતાં હજારોની મેદની ત્રિરંગી ઝંડાને વંદન કરવા માટે રંગુનમા એકઠી થઇ હતી. એક હજાર જેટલા સૈનિકો હાજર રહ્યા હતા. સુભાષચંદ્ર બોઝની ભવ્ય તસ્વીરને વ્યાસપીઠ ઉપર મૂકી એને ફૂલમાળા આરોપવામાં આવી હતી. 'કદમ કદમ બઢાયે જા'નું ગીત એ વખતે પણ ગવાયું હતું.

લેફ. કર્નલ લક્ષ્મીએ નાગરિકો અને સૈનિકોને ત્યારે માર્ગદર્શન આપ્યું હતું. એમણે ત્રણ સૂત્રો ત્યારે ઉચ્ચાર્યાં હતાં (૧) ભૂલતા નહિ કે આઝાદીના ધ્યેયને ખાતર જેઓ શહીદ બન્યા છે તેમને આપણે જીવનના કાર્ય દ્વારા અંજલિ આપવાની છે. (૨) ભૂલતા નહિ કે નેતાજી બોઝને આપણે વચન આપ્યુ છે કે જ્યાં સુધી આઝાદી પ્રાપ્ત થશે નહિ ત્યા સુધી અમે જંપીશુ નહિ. (૩) આપણે ભૂલીએ નહિ કે હિંદની આઝાદીની લડત હવે હિંદની બહાર રહીને લડી શકાશે નહિ. આપણે સૌએ વહેલામા વહેલી તકે પ્યારા વતનમાં પહોંચી જવુ જોઈએ.

બીજા એક પ્રસંગની વાત છે. અંગ્રેજ સત્તાધારીઓએ 'ઝાંસીની રાણી' સેનાની સૈનિકાઓને પરહેજ કરી હતી. કર્નલ લક્ષ્મી પણ એમાં સામેલ હતાં. બ્રિટિશ અફસર પૂછતો હતો કે "તમને હથિયાર વાપરતાં આવડે છે ?" ત્યારે તેમણે જવાબ આપ્યો એ તો અનુભવે જ ખબર પડે." બીજો પ્રશ્ન આવ્યો 'કયાં હથિયારો વાપરી શકો છો ?" જવાબ મળ્યોઃ "પિસ્તોલ રિવોલવોર ટામીગન, બ્રેટકીનગન, લાઈટ મશીનગન વગેરે વગેરે" ત્રીજા સવાલે કામ પૂરું થયુ. મેજરે પૂછ્યુ "હું તમને યુદ્ધ મોરચા ઉપર મળ્યો હોત તો તમે શું કર્યું હોત ' કર્નલ લક્ષ્મીએ જવાબ આપ્યો "મારી બંદૂકની ગોળાથી તમને ઉડાવી દીધા હોત."

## બાલસેના

અંગ્રેજી ફોજ રોજબરોજ પીછેહઠ કરી રહી હતી. જાપાની સેના વાઘની જેમ તેમને ભગાડી રહી હતી. અંગ્રેજી સરકારે લોકોના જાનમાલની રક્ષાના કોઈ

ઉપાય લીધા ન હતા. જાપાની ફોજનો જમાવ જોરમાં હતો, હિંદી નાગરિકોની જિંદગી જોખમમાં હતી. જાપાનીઓને એમની જવાબદારી સોંપી શકાય એમ નહોતું, એમની સંભાળ માટે હિંદી ચોકીદારોની જરૂર હતી. નેતાજી સુભાષબોઝ બોલી ઊઠયાઃ

"દેશના ચોકિયાતો ઊઠો, જાગો, અઢારમી સદીમાં પરદેશી વેપારીઓને ઘરનો દરવાજો બતાવી આપણા પૂર્વજોએ જે પાપ કર્યું છે તે પાપનું પ્રાયશ્ચિત વીસમી સદીમાં આપણે કરવું પડશે. ભારતનો નવજાગ્રત રાષ્ટ્રિય આત્મા મુક્તિ માટે થનગની રહ્યો છે."

બસ, પછી પૂછવું શું ? માભોમને મુક્તિ અપાવવા અને લોકોના જાનમાલની રક્ષા કરવા બાલ–કિશોરો દોડી ગયા. નેતાજીને એમણે હિંમતથી જવાબ આપ્યોઃ "અમે તૈયાર છીએ." નેતાજીએ દુનિયાના ઇતિહાસમાં નવી વસ્તુ સરજી, એ સર્જનનું નામઃ 'બાલસેના'

આ સેનામાં ૧૭ થી ૨૦ વર્ષની ઉંમરના કિશોર–કુમારોની ભરતી થતી હતી. દિવસે દિવસે આ સેનાની સંખ્યા વધતી જતી હતી. સૈનિકોના જેવી જ કવાયત અને શસ્ત્રો ચલાવવાનું એમને શિક્ષણ અપાતું હતું. રાષ્ટ્રિય ગીતો અને પ્રેરક વાર્તાઓ પણ એમને સંભળાવવામાં આવતાં હતા.

આ કુમારોને વધુ શિક્ષણ માટે ટોકિયોના શાહી સૈનિક વિદ્યાલયમાં મોકલવાનો કાર્યક્રમ પણ નેતાજીએ તૈયાર કર્યો હતો. પહેલી ટુકડીમાંથી ૩૫ બાલસૈનિકોને ચૂંટીને ૧૯૪૪ના માર્ચમાં ટોકિયો મોકલ્યા પણ હતા. બીજી ટુકડીમાંથી ૧૦ સૈનિકોને મોકલેલા, પરંતુ તેમનું જહાજ ફિલિપાઈન્સ પાસે ટોર્પીડો લાગવાથી ડૂબી ગયું હતું. સદ્ભાગ્યે એક વિશનસિંહ સિવાયના બધા સમુદ્રની સપાટી વીંધીને કિનારે આવી ગયા હતા.

જ્યારે નેતાજીનાં "દિલ્હીનો માર્ગ આઝાદીનો માર્ગ છેઃ ચલો દિલ્હી !"ના પડકાર ઉપર આઝાદ હિંદ ફોજના વીર સિપાઇઓએ પોતાનો જાન કુરબાન કરવાની હાકલ કરી ત્યારે આ મસ્ત ચોકિયાતો પણ રણભૂમિ ઉપર પહોંચ્યા હતા. ત્યાં પોતાના યુદ્ધ—ચમત્કાર તથા ચાતુરીનું શત્રુઓને પણ તેમણે ભાન કરાવ્યું હતું. એક વખત બ્રિટિશ ટેંકવાહીની સેના પોતાની ટેંકોથી આઝાદ ફોજને પરાજય આપવા ધસી આવતી હતી ત્યારે આ આઝાદી–પ્યાસાઓ પોતાની છાતી પર સુરંગ ગોઠવી સૂઈ ગયા ! ઉપરથી ટેંકવાહી સેના પસાર થવા લાગી-થોડીવારમાં જ ધડાકા સાથે શત્રુઓની ટેંકોના ભૂકેભૂકા

### લેફ. કર્નલ લક્ષ્મી

હિંદના માનસ ઉપર જાદુ કરનારા નામોમાં સુભાષબાબુ પછી લેફ. કર્નલ લક્ષ્મીનું નામ આવે. પરાજય પ્રસંગ એમને વિશે કેટલા યે સમાચારો હિંદુસ્તાનમાં ચમકાયા. એ દરેક સમાચારમાં એમના જોશની વાતો જ બહાર આવતી હતી. પરાજય પછી પણ એમણે એ ઓગસ્ટની ૨૧મી તારીખે આઝાદ હિંદ સરકાર દિન ઊજવ્યો હતો. હકૂમત બ્રિટનની ચાલતી હતી, લશ્કરી પહેરાઓ હજી હઠ્યા નહોતા, છતાં હજારોની મેદની ત્રિરંગી ઝંડાને વંદન કરવા માટે રંગુનમાં એકઠી થઈ હતી. એક હજાર જેટલા સૈનિકો હાજર રહ્યા હતા. સુભાષચંદ્ર બોઝના ભવ્ય તસ્વીરને વ્યાસપીઠ ઉપર મૂકી એને ફૂલમાળા આરોપવામાં આવી હતી. 'કદમ કદમ બઢાયે જા'નું ગીત એ વખતે પણ ગવાયું હતું.

લેફ. કર્નલ લક્ષ્મીએ નાગરિકો અને સૈનિકોને ત્યારે માર્ગદર્શન આપ્યું હતું. એમણે ત્રણ સૂત્રો ત્યારે ઉચ્ચાર્યાં હતાં (૧) ભૂલતા નહિ કે આઝાદીના ધ્યેયને ખાતર જેઓ શહીદ બન્યા છે તેમને આપણે જીવનના કાર્ય દ્વારા અંજલિ આપવાની છે. (૨) ભૂલતા નહિ કે નેતાજી બોઝને આપણે વચન આપ્યું છે કે જ્યાં સુધી આઝાદી પ્રાપ્ત થશે નહિ ત્યાં સુધી અમે જંપીશું નહિ. (૩) આપણે ભૂલીએ નહિ કે હિંદની આઝાદીની લડત હવે હિંદની બહાર રહીને લડી શકાશે નહિ. આપણે સૌએ વહેલામાં વહેલી તકે પ્યારા વતનમાં પહોંચી જવું જોઈએ.

બીજા એક પ્રસંગની વાત છે. અંગ્રેજ સત્તાધારીઓએ 'ઝાંસીની રાણી' સેનાની સૈનિકાઓને પરહેજ કરી હતી. કર્નલ લક્ષ્મી પણ એમાં સામેલ હતાં. બ્રિટિશ અફસર પૂછતો હતો કે "તમને હથિયાર વાપરતાં આવડે છે?" ત્યારે તેમણે જવાબ આપ્યો એ તો અનુભવે જ ખબર પડે." બીજો પ્રશ્ન આવ્યો ' કયાં હથિયારો વાપરી શકો છો?" જવાબ મળ્યો: "પિસ્તોલ, રિવોલવોર ટામીગન, બ્રેટકીનગન, લાઈટ મશીનગન વગેરે વગેરે" ત્રીજા સવાલે કામ પૂરું થયું. મેજરે પૂછ્યું "હું તમને યુદ્ધ મોરચા ઉપર મળ્યો હોત તો તમે શું કર્યું હોત ' કર્નલ લક્ષ્મીએ જવાબ આપ્યો "મારી બંદુકની ગોળીથી તમને ઉડાવી દીધા હોત."

### બાલસેના

અંગ્રેજી ફોજ રોજબરોજ પીછેહઠ કરી રહી હતી. જાપાની સેના વાઘની જેમ તેમને ભગાડી રહી હતી. અંગ્રેજી સરકારે લોકોના જાનમાલની રક્ષાના કોઈ

ઉપાય લીધા ન હતા. જાપાની ફોજનો જમાવ જોરમાં હતો, હિંદી નાગરિકોની જિંદગી જોખમમાં હતી. જાપાનીઓને એમની જવાબદારી સોંપી શકાય એમ નહોતું, એમની સંભાળ માટે હિંદી ચોકીદારોની જરૂર હતી. નેતાજી સુભાષબોઝ બોલી ઊઠ્યા:

"દેશના યોદ્ધાઓ ઊઠો, જાગો, અઢારમી સદીમાં પરદેશી વેપારીઓને ઘરનો દરવાજો બતાવી આપણા પૂર્વજોએ જે પાપ કર્યું છે તે પાપનું પ્રાયશ્ચિત વીસમી સદીમાં આપણે કરવું પડશે. ભારતનો નવજાગ્રત રાષ્ટ્રિય આત્મા મુક્તિ માટે થનગની રહ્યો છે."

બસ, પછી પૂછવું શું? મા-ભોમને મુક્તિ અપાવવા અને લોકોના જાનમાલની રક્ષા કરવા બાલ-કિશોરો દોડી ગયા. નેતાજીને એમણે હિંમતથી જવાબ આપ્યો: "અમે તૈયાર છીએ." નેતાજીએ દુનિયાના ઇતિહાસમા નવી વસ્તુ સરજી, એ સર્જનનું નામ: 'બાલસેના'

આ સેનામાં ૧૭ થી ૨૦ વર્ષની ઉંમરના કિશોર-કુમારોની ભરતી થતી હતી. દિવસે દિવસે આ સેનાની સંખ્યા વધતી જતી હતી. સૈનિકોના જેવી જ કવાયત અને શસ્ત્રો ચલાવવાનું એમને શિક્ષણ અપાતું હતું. રાષ્ટ્રિય ગીતો અને પ્રેરક વાર્તાઓ પણ એમને સંભળાવવામાં આવતાં હતાં.

આ કુમારોને વધુ શિક્ષણ માટે ટોકિયોના શાહી સૈનિક વિદ્યાલયમાં મોકલવાનો કાર્યક્રમ પણ નેતાજીએ તૈયાર કર્યો હતો. પહેલી ટુકડીમાંથી ૩૫ બાલસૈનિકોને ચૂંટીને ૧૯૪૪ના માર્ચમાં ટોકિયો મોકલ્યા પણ હતા. બીજી ટુકડીમાંથી ૧૦ સૈનિકોને મોકલેલા, પરંતુ તેમનું જહાજ ફિલિપાઈન્સ પાસે ટોરપીડો લાગવાથી ડૂબી ગયું હતું. સદ્ભાગ્યે એક વિશનસિંહ સિવાયના બધા સમુદ્રની સપાટી વીંધીને કિનારે આવી ગયા હતા.

જ્યારે નેતાજીનાં "દિલ્હીનો માર્ગ આઝાદીનો માર્ગ છે: ચલો દિલ્હી!"ના પોકાર ઉપર આઝાદ હિંદ ફોજના વીર સિપાઈઓને પોતાનો જાન કુરબાન કરવાની હાકલ કરી ત્યારે આ મસ્ત યોદ્ધાઓ પણ રણભૂમિ ઉપર પહોંચ્યા હતા. ત્યાં પોતાના યુદ્ધ-ચમત્કાર તથા ચાતુરીનું શત્રુઓને પણ તેમણે ભાન કરાવ્યું હતું. એક વખત બ્રિટિશ ટૅંકવાળીની સેના પોતાની ટૅંકોથી આઝાદ ફોજને પરાજય આપવા ધસી આવતી હતી ત્યારે આ આઝાદી-પ્યાસાઓ પોતાની છાતી પર સુરંગ ગોઠવી સૂઈ ગયા! ઉપરથી ટૅંકોવાળી સેના પસાર થવા લાગી-થોડીવારમાં જ ધડાકા સાથે શત્રુઓની ટૅંકોના ભૂકેભૂકા

## 'ઝાંસીની રાણી'

લગભગ ચાળીશ વર્ષનાં શ્રીમતી લીલાવતી બહેન છગનલાલ મહેતા અને બહારેક વર્ષનાં એમનાં તરણ પુત્રી કુ. રમાબહેન જે જુસ્સાથી આઝાદ હિંદ ફોજ, ઝાંસીની રાણી ટુકડી અને નેતાજી વિષે વાત કરતાં હતાં એ સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરે એવી હતી. "અબળા" લેખાતી, સુકોમળ ગણાતી બહેનોમાં જે નેતાજીની આઝાદ હિંદ ફોજ અને આઝાદ હિંદ સરકારની પ્રવૃત્તિઓએ ખમીર પ્રગટાવ્યું છે તે એમના શબ્દે શબ્દે ઉછળતું હતું. આઝાદ હિંદ ફોજે એની સાથે સંકળાએલા સૌ કોઇના દિલમાં જે અદમ્ય જુસ્સો જમાવ્યો છે તેની જ્યોત આ વીરાંગનાઓના જીગરમાં હજુ યે એવી ને એવી અણબૂઝ અને જાજ્વલ્યમાન રહી છે એમ સ્પષ્ટ દેખાતું હતું.

રંગુનમાં આઝાદ હિંદ ફોજની ઝાંસીની રાણી ટુકડી સ્થાપવામાં આવી ત્યારે શ્રીમતી લીલાવતીબહેન અને તેમનાં બંને પુત્રીઓ એમાં જોડાયાં હતાં. મોટાં પુત્રી કુ. નીલમ બહેનની ઉંમર એ વખતે અઢારેક વર્ષની હતી. રમાબહેન સોળ વર્ષનાં હતાં.

લીલાવતીબહેનના બે કિશોર પુત્રોમાંથી એક પુત્ર તો આઝાદ હિંદ ફોજની પ્રવૃત્તિ જ્યારે રંગુનમાં જોરશોરથી ચાલતી ત્યારે જ ટાઇફોઇડમાં પટકાઇ પડ્યો હતો. આઝાદ હિંદ ફોજમાં જોડાવાનાં સ્વપ્નો સેવતા અને આખરી ઘડી સુધી રાષ્ટ્રગીત ગાતા એ પુત્રનો દેહાન્ત થયો ત્યારે આ માતાએ, પોતાના ઊંડા શોકની ઊર્મિને દેશદાઝભરી-સ-વિશેષ વીરતાની લાગણી રૂપે વહેતી કરી અને બંને પુત્રીઓ તથા એક પુત્ર સાથે પોતે એ જંગે-આઝાદીમાં ઝુકાવ્યું. પોતે આઝાદ હિંદ ફોજ માટે ભારતી-અમલદારનું કામ કરતાં, આઝાદ હિંદ સરકાર માટે ફાળો ઉઘરાવતાં. બંને તરણ દીકરીઓ તો ઝાંસીની રાણી રેજિમેન્ટમાં રીતસર જોડાઈ ગઈ હતી. અને કિશોર પુત્ર આઝાદ હિંદ ફોજની બાલસેનામાં સામેલ થયો હતો. એમ એ ગુજરાતી કુટુંબે સર્વ ભય અને સર્વ સુંવાળપ છોડીને માતૃભૂમિની આઝાદીના કપરા જંગમાં સંપૂર્ણતઃ ઝુકાવી દીધું હતું.

"ઝાંસીની રાણી ટુકડીમાં તમારો દૈનિક કાર્યક્રમ શો હતો?" એવા મારા પ્રશ્નના ઉત્તરમા બોબ્ડ કેશવાળા; ચપળ અને ઉત્સાહપૂર્ણ કુ. રમાબહેને એ ટુકડીનો કાર્યક્રમ વર્ણવ્યો હતો, એમણે કહ્યું.

" બધી થઇને લગભગ સાતસો જેટલી બહેનો એ ટુકડીમાં હતી. લશ્કરી ગણવેશમાં જ સૌ રહેતી અને અત્યંત કડક લશ્કરી શિસ્તને આધીન રહેતી.

રોજ સવાર સાંજ ધ્વજવંદન થતું. નાસ્તા પછી કવાયત થતી, ત્યાર પછી રીતસરની લશ્કરી પેરેડ થતી. સૌ બહેનોને એ વખતે આધુનિક ઢબનાં શસ્ત્રો વાપરવાની તાલીમ અપાતી. પિસ્તોલ, 'રાયફલ' સબમશીનગન, બ્રેનગન, પ્રિસ્ટસ્સ, ટેનગન્સ, લાઇટ મશીનગન, ૨ ઇંચ મોટર વગેરે શસ્ત્રો વાપરતાં અમે શીખ્યાં હતાં. નાનકડી મોટરતોપ ચલાવવાની તાલીમ પણ અમને મળી હતી. ટુકડીમાં બે ભાગ હતાઃ નર્સીંગ અને લડાયક. પણ મોટો ભાગ તો લડાયક વિભાગમાં જ હતો. નર્સીંગ તાલીમ લેતી બહેનોને પણ શસ્ત્રોની તાલીમ તો મળતી જ. સૌને સાથે જમવાનું હતું. સૈનિક જીવન જરાયે સુવાળું નહોતું. દર અઠવાડિયે અઠવાડીક પેરેડ થતી. તે વખતે ત્રીસ માઇલની લાગલગાટ કૂચ કરવી પડતી હતી. આરંભમાં આકરું લાગતું પણ એની મઝા કંઈ અજબ હતી."

આ રમાબહેન અને એમનાં માતા શ્રી. લીલાવતીબહેન વાતો કરતાં ત્યારે સહેજે વિચાર આવતો હતો કે આ બેમાંથી વધારે જુસ્સો કોનો છે? માતાનો કે પુત્રીનો? નિર્ણય કરવો મુશ્કેલ છે. માતાની વય ૪૦ વર્ષની છે, પણ જુસ્સો પચ્ચીસ વર્ષના ભરજુવાનને પણ નોચું જોવરાવે એવો છે.

નેતાજી વિષે વાત કરતાં શ્રી. લીલાવતી બહેને એક સરસ પ્રસંગ કહ્યો. એમણે કહ્યું "નેતાજી એક વખત એક દસ્પિતાલની મુલાકાત લેવા જતા હતા. ત્યાં દુશ્મન વિમાનો ચડી આવ્યાં. નેતાજી રસ્તામાં જ હતા. સૌની વિનંતિથી મોટરમાંથી ઉતરીને એક નજદીકના ઝૂંપડામાં ચાની ગામડી હોટેલ હતી ત્યાં ઊભા રહ્યા. ઉપરથી બોમ્બ વરસ્યા. તાકીને ફેંકવામાં આવેલો એક બોમ્બ બરાબર નેતાજીની મોટર ઉપર જ પડ્યો અને મોટરગાડીના ભુકેભુક્કા ઊડી ગયા. પણ નેતાજીને ઊની આંચ સરખી પણ આવી નહિ."

"હવે તમારો શો કાર્યક્રમ છે?" એવા મારા પ્રશ્નના જવાબમાં એ બહેનોએ કહ્યું: "અમારી ઇચ્છા અહીં હિંદમાં રહી ગાંધીજીની રાહબરી નીચે દેશની આઝાદી માટેનું કોઈ પણ કાર્ય કરવાની છે. અમારો જુસ્સો હજુ એવો ને એવો જ છે. વતનમાં આવ્યાથી અમને ખૂબ આનંદ થયો છે."

ઝાંસીની રાણી ટુકડીની એ વીરાંગનાઓ સાથેની જુસ્સાભરી વાતચીત બાદ "જય હિન્દ" કહી, નમસ્કાર કરી જ્યારે હું પાછો ફરતો હતો ત્યારે મારા દિલમાં એક જ વાત રમ્યા કરતી હતીઃ

"ન બે-મ્યાન છુરી કદી કાઢી જાણી,
બની એવી અબળાઓ અંબા ભવાની"

એ સ્થિતિ સર્જનાર નેતાજીએ કેવી પ્રચંડ ક્રાન્તિ કરી હતી!

## [ ૫ ]

# તવારીખને પાને—

સુભાષબાબુ જીવિત છે એવી શ્રદ્ધા અને હૃદયેચ્છા સાથે આ ગ્રંથના પાછલા પ્રકરણો લખાયાં છે. સુભાષબાબુના જીવન અને કાર્યનાં મૂલ્ય મૂલવવાનો સમય હજી આવ્યો નથી. ભવિષ્યનો ઇતિહાસકાર જ્યારે હિંદની આઝાદીનો મહાગ્રંથ તૈયાર કરવા ત્યાગ, બલિદાન અને બુદ્ધિ-પ્રતિભાની સર્વ સામગ્રી એકઠી કરશે ત્યારે તેને ઇમ્ફાલનાં મેદાનો અને આરાકાનનાં પર્વત-શિખરોને સુભાષબાબુના જીવન વિશે પૂછવા જવું પડશે. એ વખતે બૃહદ્ એશિયાના સાગરજળમાં એને ઘૂમવું પડશે. બ્રહ્મદેશ અને સિંગાપોરની ધરતીના કણેકણના અવાજ એને સાંભળવા પડશે. આઝાદ હિંદ ફોજ તે દિવસે ભુલાઈ ગઈ હશે, છતાં સુભાષબાબુએ વહાવેલો પ્રેરણા-પ્રવાહ એ વખતે વહેતો હશે અને તેનું અવલોકન ભાવિ ઇતિહાસકારને કરવું પડશે. આજે તો સુભાષબાબુની તમામ પ્રવૃત્તિ ઉપર નજર નાખવાનો જે કંઈ પ્રયત્ન થાય છે, તે હિંદની આઝાદીને ચહાતા એક વિદ્યાર્થીનો પ્રયાસ છે. એથી વિશેષ આ મૂલ્યાંકનનું મૂલ્ય નથી.

સુભાષબાબુની પ્રવૃત્તિનું મૂલ્ય મૂલવનારે તે વખતની પરિસ્થિતિનો પૂરો અભ્યાસ કરવો જ જોઈએ. એમની સફળતા અને નિષ્ફળતાનું માપ કાઢવામાં પણ હિંદ અને જગતના રાજકીય પ્રવાહોનું ઊંડું જ્ઞાન આવશ્યક છે. સુભાષબાબુ હિંદને આઝાદ કરવામાં સફળ નથી થયા એ હકીકતનો ઇન્કાર થઈ શકે એમ નથી. તેની સાથોસાથ એમણે લગભગ બે વર્ષ સુધી બૃહદ્ એશિયામાં આઝાદ હિંદનો ઝંડો ઉન્નત રાખ્યો હતો અને જગતની કોઈ પણ યુદ્ધસરકાર સાથે સરખાવી શકાય એવી સરકાર સ્થાપી હતી તેની પણ ના પાડી શકાય એમ નથી. નિષ્ફળતા અને સફળતા બંનેના આ નમૂનાઓ છે.

સુભાષબાબુએ શા માટે હિંદુસ્થાન છોડ્યું તે વાત હવે અજાણી રહી નથી. આ પુસ્તકમાં હૈયું ખોલીને આ વાત એમણે કહી દીધી છે. આપણે

જોયું કે સુભાષબાબુ હિંદના રાજકારણમાં છેલ્લે છેલ્લે, મહાન પ્રવાહથી જુદા પડી ગયા હતા. બહુ ઝીણવટથી જોઈએ તો આ જુદાપણું છેક ૧૯૨૧ થી આવ્યું આવતું હતું. એમનો જિંદગીનો ઘણો સમય કારાવાસમાં અને પરદેશમાં ગયો એટલે આ જુદાઈ બહુ ઉગ્ર રૂપમાં દેખી શકાઈ નહિ. એમણે પ્રેરણાના અમી દુનિયાની ક્રાંતિના ઇતિહાસોમાંથી પીધાં હતાં. હિંદની પરિસ્થિતિ વિશે તેઓ અજ્ઞાન નહોતા, હિંદનું દર્દ કોઈ પણ દેશભક્ત જેટલું જ એમને સાલતું હતું. આમ છતાં એમની દૃષ્ટિ ક્રાંતિના પ્રયોગો તરફ હતી. સરકારે તો તેઓ હિંદમાં હતા ત્યારે પણ ક્રાંતિકારીઓ સાથેના તેમના સંબંધો વિશે આરોપો મૂકેલા. સુભાષબાબુના પ્રવચનો ઉપરથી લાગે છે કે તેઓ ખરેખર હિંદના ક્રાંતિકારીઓના સંપર્કમાં હતા. ગાંધીજી પ્રત્યે એમને પ્રેમ અને ભક્તિ હોય તો તેનું કારણ તેમણે આ દેશમાં જે તાકાત પેદા કરી, જે લોકજાગૃતિ આણી તે હતું.

ગાંધીજીના આદર્શો તો તેમને કોઇ દિવસ સ્વીકાર્ય લાગ્યા નહોતા. એમને એટલું જોઇતું હતું કે હિંદુસ્તાનમાં બ્રિટિશ સલ્તનતનો સામનો કરવો હોય તો આમ જનતાના સબળ સહકાર વિના ચાલી શકે નહિ, અને આમજનતાનો સહકાર ગાંધીજીના નેતૃત્વ વિના પ્રાપ્ત થઇ શકે નહિ. આ કારણે જ તેઓ ગાંધીજીને સીધી લડત આપવા માટે અવારનવાર આગ્રહ કરતા અને તેને પરિણામે એમની વચ્ચે અથડામણો ઊભી થતી. સુભાષબાબુએ ગાંધીજીની સચ્ચાઇ અને પ્રમાણિકતાનો કદીયે અવિશ્વાસ કર્યો નથી તેમ ગાંધીજીએ પણ સુભાષબાબુની તાકાત અને તેમની દેશભક્તિની પ્રસંશા કરવામાં કમીના રાખી નથી. આ દૃષ્ટિએ જોઈએ તો એમની વચ્ચેનો મતભેદ મૂળભૂત સિદ્ધાંતનો અને છતાં ય લેશમાત્ર અંગત નહિ, એવો હતો. એમ લાગે છે કે સુભાષબાબુ ગાંધીજીએ રચેલા કોંગ્રેસના રાજકારણમાં બંધ બેસી શકતા નહોતા. એમના મનમાં જે હતું તે હિંદુસ્તાનમાં અમલી બની શકે એમ નહોતું. બહુ ઝીણવટથી વિચાર કરીએ તો આ સ્થિતિ માટે ગાંધીજી કે કોંગ્રેસ જ કારણરૂપ નહોતા. જનતા ઉપરનો એમનો પ્રભાવ પણ અંતરાયરૂપ ન ગણાય, પરંતુ હિંદી પ્રજાની નિઃશસ્ત્રતા અને અંગ્રેજી સલ્તનતની હિંસક તાકાત સુભાષબાબુના ક્રાંતિના માર્ગમાં સાચા અંતરાયરૂપ હતી. ૧૯૪૨ના દિવસોમાં આ દેશનું નેતૃત્વ સુભાષબાબુના હાથમાં હોત તો પણ તેઓ જે સૃષ્ટિનું એશિયામાં નિર્માણ કરી શક્યા તે સૃષ્ટિ કદાચ હિંદમાં રચી શકત નહિ.

ગમે તેમ તોયે તેમણે આઝાદ હિંદ ફોજ અને સરકારની સ્થાપના કરી ત્યાં તેમને જાપાનના શાહી સરકાર તરફથી સાચાં કે ખોટાં પણ મદદનાં વચનો મળ્યાં હતાં. જાપાન સામે જ લડાવાની તો વાત જ નહોતી, જ્યારે હિંદમાં તો બ્રિટન સામે લડતાં જ સંગઠ્ઠન કરવું પડે—અને તે પણ દોઢસો વર્ષથી નિઃશસ્ત્ર બની ગયેલી પ્રજાએ.

સુભાષબાબુ એ માટે જ હિંદુસ્તાનની બહાર ગયા હતા. કેવળ અસહકાર અને સત્યાગ્રહથી બ્રિટિશ સલ્તનતને ઉથલાવી શકવા વિષે એમને શ્રદ્ધા નહોતી. તેઓ માનતા હતા કે સશસ્ત્ર તાકાતથી જ બ્રિટનને હઠાવી શકાય અને તેવી તાકાત બ્રિટનના દુશ્મનની મદદ વિના મેળવી શકાય નહિ. સુભાષબાબુના આ માનસને જો આપણે સારી રીતે સમજી શકીએ તો તેમના અને ગાંધીજીના માર્ગ વચ્ચે શા માટે ભેદ હતો તે સમજવામાં મુશ્કેલી ન આવે સરખામણી કરવાનો કોઈ સવાલ જ નથી. સુભાષબાબુ જુદા જ માર્ગના પ્રવાસી હતા. એમના પગમાં કેટલું જોર હતું એનું માપ તો એમણે પોતે જ ખેડેલા પ્રવાસ ઉપરથી કાઢી શકાય. સુભાષબાબુનો વિરોધી તો હવે કોણ હશે અને જે હશે તે આ દેશનો કદાચ દુશ્મન હશે, છતાં એવા વિરોધીને પણ કબૂલ કરવું પડશે કે સુભાષબાબુએ એશિયાની ધરતી ઉપર કલ્પનાની સૃષ્ટિને મૂર્તિમંત બનાવી દીધી હતી. સુભાષબાબુએ ત્યાં જઈને જે કર્યું તે કરતાં વિશેષ કોઈ પણ નેતા, કોઈ પણ સેનાપતિ, કોઈ પણ ક્રાંતિકાર કરી શકત કે કેમ તે શંકાસ્પદ છે. સુભાષબાબુની મહત્તાનું માપ એમણે સર્જેલી આ દુનિયા ઉપરથી જ આપણે કાઢવું જોઈએ.

માનવીનો સ્વભાવ એવો છે કે જ્યારે નિષ્ફળતા મળે ત્યારે ભૂલો શોધવા લાગે. સુભાષબાબુને આખરી સફળતા પ્રાપ્ત ન થઈ તેનાં જો આપણે કારણો વિચારીએ તો સૌથી પહેલું કારણ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનું જ આપવું પડે. જર્મની ભાંગી ન ગયુ હોત, અમેરિકાની તાકાત આટલી પ્રચંડ ન થઈ હોત, જાપાન નિર્બળ ન બન્યું હોત તો આઝાદ ફોજને પણ કદાચ પરાજય ન વેઠવો પડત. આમ છતાં એટલું તો સ્વીકારવું જ જોઈએ—સુભાષબાબુએ પોતે એ સ્વીકાર્યું છે કે વર્તમાન યુદ્ધ લડવા માટે જ સામગ્રી, જે વિમાની મદદ, જે વાહન વ્યવહાર, જે પુરવઠો આવશ્યક હતો તે તેમની પાસે નહોતો. જર્મની અને જાપાનના સંસર્ગમાં આવેલા, એમની યુદ્ધકલાનો અભ્યાસ કરી ચૂકેલા સુભાષબાબુએ આવા ટાંચા સાધનો સાથે કેમ આક્રમણ કર્યું હશે તે સવાલ ઊઠે એ સ્વાભાવિક છે. એમ લાગે છે કે સુભાષબાબુએ હિંદુસ્તાનની મદદની ઘણી જ મોટી આશા રાખી હતી. એમણે માન્યું હતું કે

૪૦ કરોડ હિંદીઓમાં બ્રિટન પ્રત્યે જે ઘોર તિરસ્કાર ભર્યો છે તે તેમના આક્રમણ સાથે જ વિનાશક દારૂગોળા જેવી સ્થિતિને પામશે, પરંતુ જે વખતે સુભાષબાબુએ આક્રમણ કર્યું ત્યારે હિંદુસ્તાનના ઓગસ્ટના બળવાના વળતાં પાણી હતાં. ઓગસ્ટનો બળવો ખરેખર તો પહેલા ત્રણ મહિના જ ભભૂકતો રહ્યો હતો. આ ઉપરાંત સુભાષબાબુએ પોતાની યોજનાની જે ક્યાશો બતાવી છે તે તો કારણભૂત હતી જ.

આઝાદ સેનાનું બીજું આક્રમણ થોડું સફળ થાત, પરંતુ ત્યારે તો યુદ્ધનો આખો તખ્તો જ બદલાઈ ગયો હતો. આવી સ્થિતિમાં જો આઝાદ ફોજ પરાજય પામી હોય તો તે માટે જગતના બળો સિવાય કોઈને દોષ આપી શકાય નહિ.

પણ વિજય કે પરાજય ઉપરથી સાચા અને ખોટાની પરીક્ષા કરવી એ યોગ્ય નથી. એ રીતે જોઇએ તો કોંગ્રેસ અને ગાંધીજીને પણ નિષ્ફળ ગયેલા જ કહેવા જોઇએ, કારણ કે હિંદુસ્તાને હજી સુધીતો આઝાદી પ્રાપ્ત કરી નથી. જગતના ઇતિહાસમાં જે સ્વાતંત્ર્ય યુદ્ધો ખેલાયાં છે ત્યાં પણ આ કસોટી લાગુ પડે છે. જે દેશો સફળ થયા છે અને જે દેશો નિષ્ફળ ગયા છે તે બંનેની સફળતાનિષ્ફળતાનું ઊંડું અવલોકન કરીએ તો બાહ્ય પરિસ્થિતિએ જ મુખ્ય ભાગ ભજવ્યો છે એમ જણાઈ આવશે. સુભાષબાબુને આ વસ્તુસ્થિતિનું પૂરું ધ્યાન હતું. એમણે પોતાનાં પ્રવચનોમાં વારંવાર ફ્રાંસ, જર્મની અને તુર્કીના બળવાના દાખલા આપતાં આવાં ઉદાહરણો પુષ્કળ પ્રમાણમાં ટાંક્યાં છે.

આ ઉપરથી એમ ચોક્કસ કહી શકાય કે સફળતાનું સાચું માપ તો આપણો જુસ્સો કેટલા પ્રમાણમાં વધ્યો, આપણી માનવતાએ કેટલા પ્રમાણમાં વિકાસ સાધ્યો, આઝાદીની આપણી પ્યાસ કેટલા પ્રમાણમાં વધી ગઈ એ જ સાચુ માપ છે–આ માપથી માપતાં એમ કહેવું જ પડે કે સુભાષબાબુએ જે કર્યું તે અદ્‌ભુત હતું, અલૌકિક હતું.

સુભાષબાબુએ આઝાદ સેના દ્વારા હિંદી પ્રજાએ દોઢસો વર્ષમાં નહિ જોયેલી એવી શિસ્તનો પાઠ આપ્યો. આઝાદ ફોજના સિપાહીઓમાં આજે પણ આપણે એ શસ્તનાં દર્શન કરી શકીએ છીએ, જેની આ દેશમાં ભારે જરૂર છે. એમણે વીરતાનું તો મહાકાવ્ય સર્જી બતાવ્યું. ભૂખ્યા પેટે માઈલોના માઈલો સુધી સુકુમાર બાળાઓએ જે કૂચકદમ કરી, ત્રણ ત્રણ દિવસ સુધી ખુલ્લા આસમાન નીચે ધોધમાર વરસતા વરસાદમાં જે સૈનિકોએ જંગલના યુદ્ધ ખેલ્યાં, બંદુક માટે ગોળીઓ હતી પણ પેટનો ખાડો પૂરવા માટે મુઠ્ઠી

અન્નનો અભાવ હતો ત્યારે ઘાસ અને પાંદડાં ખાઇને જેમણે આઝાદીનો જંગ જારી રાખ્યો અને નાનાંનાનાં ભૂલકાંઓએ પણ મોતની છેલ્લી ઘડી સુધી આઝાદીનાં ગીતો ગાયાં એ વીરતાનો વારસો મેળવવામાં હિંદની ખુશનસીબી છે. આ વારસો સુભાષબાબુએ આપ્યો છે તે હિંદુસ્તાનનો કોઈ યુવક કે કોઈ યુવતી ભૂલી શકશે નહિ.

જેવું વીરતા વિષે તેવું જ નિડરતા અને આત્મવિશ્વાસ વિષે. સૈનિકો સાક્ષી આપે છે કે સુભાષબાબુ કોઈ દિવસ બોમ્બથી ડરતા નહિ. બ્રિટિશ વિમાનો માથા પર ગાજતાં હતાં ત્યારે તેઓ શાંત ચિત્તે પોતાના કાર્યમાં મશગૂલ હતા. આઝાદ હિંદ ફોજના સિપાહીઓએ પણ આવા જ અભયનાં દર્શન કરાવ્યાં હતાં. અને આત્મવિશ્વાસ વિના તો તેમણે કૂચનાં પગલાં જ શી રીતે માંડયાં હોત?

આઝાદ ફોજની સિદ્ધિમાં કોમી એકતાનું સ્થાન ઘણું મહત્વનું છે. ગાંધીજીએ પણ એની પ્રસંશા કરી છે. હિંદુસ્તાનમાં આજે ભાઈભાઇના દિલમાં દ્વેષની આગ જલી રહી છે ત્યારે આ સિદ્ધિનું મૂલ્ય સમજાવવાનું હોય નહિ. હિંદુમુસ્લિમ વચ્ચે ભેદભાવની આછી રેખા પણ આઝાદ હિંદ ફોજમાં નજરે પડતી નહોતી. એક લોહીના બંધુઓની પેઠે તેમણે મુક્તિની વાટે લોહી રેડયાં હતાં.

ફોજી તાકાત પણ નાનીસૂની સિદ્ધિ નથી. હિંદમાં તો અમુક કોમ જ લડી શકે. ઉચ્ચ ગણાતી કોમોના હાથમાં તો હથિયાર શોભે જ નહિ. હિંદુસ્તાન આધુનિક યુદ્ધની કલા શીખવા જાય તો વર્ષો વીતી જાય. આવી બધી ભ્રમણાઓને સુભાષબાબુએ પલકવારમાં જાણે ઉડાડી દીધી. એમણે મજૂરો અને વેપારીઓનાં હાથમાં બંદુકે આપી, કુમકુમ પગલાં પાડતી તરૂણીઓના હાથમાં પણ રાયફલો અને શસ્ત્ર સરંજામ મૂકી દીધો. ગઇ કાલ સુધી જે નાણું લખતા હતા, જે વેપાર કરતા હતા, જે તકિયે બેઠા વ્યાજ ખાતા હતા, જે રસોડાના બંદીવાસમાં હતા, તે સૌને એમણે રણના મેદાનમાં ખડા કરી દીધા. અહીં યાદ રાખવું જોઈએ કે આ વીર સ્ત્રીપુરુષો ઇમ્ફાલ સુધી ધસી ગયાં હતાં અને પાછા ફરવા કરતાં ત્યાં ને ત્યાં ખતમ થઈ જવાનું તેઓ પસંદ કરતાં હતાં. સુભાષબાબુએ યુદ્ધના ક્ષેત્રમાં વર્તમાનયુગના વિજ્ઞાન સાથે કદમ મિલાવ્યાં હતાં. આ સિદ્ધિ જે સામાન્ય ગણશે તે હિંદુસ્તાનના રક્ષણને મજબૂત બનાવવામાં મદદગાર થઇ શકશે નહિ.

આવી અપૂર્વ સિદ્ધિઓ સાથે જાપાન સાથેના એમના સંબંધનો પણ વિચાર કરી લઈએ. સુભાષબાબુના ઉદ્‌ગારોમાં જાપાન માટે પ્રસંશાના પુષ્પો વેરાયલાં છે, છતાં તેઓ જાપાનથી ખૂબ ખૂબ સાવધ રહ્યા હતા તેના પુષ્કળ પુરાવાઓ મળી આવે છે. એકવાર અંગત વાતચીતમાં એક સાથીને એમણે કહેલું કે "ઈમ્ફાલની ધરતી ઉપર પ્યારા હિંદવાસીઓનું લોહી રેડાય છે તે શું જાપાનને હિંદુસ્તાનમાં લાવવા માટે?"

સુભાષબાબુએ ઇચ્છયું હોત તો જાપાન પાસેથી નાણાંની અને શસ્ત્રોની મદદ મેળવીને આઝાદ ફોજનાં દુઃખો ને યાતનાઓ તેઓ હળવાં કરી શકયાં હોત, પરંતુ તેઓ જાગૃત હતા. એક શાહીવાદથી રોમરોમ ત્રાસી ઊઠેલા સુભાષબાબુ બીજા શાહીવાદને હિંદમાં કેમ પ્રવેશવા દે? એમણે તો જાપાનની સત્તા અને લાગવગ કરતાં દુઃખ અને યાતનાઓને વધુ વહાલાં ગણ્યાં.

એમ માનવાનો કાંઇ અર્થ જ નથી કે જાપાન જો જીત્યું હોત તો હિંદુસ્તાનને ગુલામ બનાવી દેત. એ વિષે લેશ માત્ર શંકા નથી કે જો એવી સ્થિતિ ઉપસ્થિત થઇ હોત તો તેની ગંધ આવતાં જ આઝાદ હિંદ ફોજના સૈનિકોની બંદુકોએ એમના નિશાનની દિશા બદલાવી નાખી હોત.

કોઈ કહે છેઃ "સુભાષબાબુએ તો હિંસક પ્રવૃત્તિ આદરી હતી. એમની પ્રસંશા કરવાથી, એમના યશગાન ગાવાથી, આપણા દેશનું અહિંસાનું વાતાવરણ ડોળાઇ જશે, આપણી લડાઇને ફટકો લાગશે." આ માન્યતા ભૂલ ભરેલી છે. આઝાદીની પ્રેરણા પીવા જો અમેરિકાનાં તારણહાર જ્યોર્જ વોશિંગ્ટનને યાદ કરી શકાય, લેનિનની વીરતાનું અમી પી શકાય, ડી વેલેરા અને કમાલપાશા જો પ્રેરણા આપી શકે, જો પ્રતાપ અને શિવાજી આજે ય આપણામાં બલિદાનના ભાવ પેદા કરી શકે, તો વર્તમાન યુગનાં આપણી વચ્ચે જ જીવતા સુભાષ જેવા મહાવીરના યશગાન ગાવામાં ડર શાનો? હિંસાનો ભય શાનો?

સુભાષબાબુની જીવનકથા હિંસાના પાઠ શીખવવા માટે નથી, એ તો શીખવે છે વીરતા અને કુરબાનીના પાઠ. જે કાળમાં ૪૦ કરોડ હિંદીઓ જીવી રહ્યા છે તે કાળમાં આપણને કુરબાનીના આવા મહાકાવ્યની બહુ જરૂર છે.

કોઈએ ભૂલવું ન જોઈએ કે ૧૯૪૨ના ઓગસ્ટનો જે ઐતિહાસિક ઠરાવ થયેલો તેમાં કોંગ્રેસે સશસ્ત્ર યુદ્ધનો સ્વીકાર કર્યો હતો. સીમલાપરિષદ વખતે પણ જો સત્તા મળે તો જાપાન સામે લડવા કોંગ્રેસ તત્પર થઇ હતી. કોંગ્રેસ અહિંસાની નીતિને જો વરી હોય તો તેનું કારણ દેશની પરિસ્થિતિ છે. સુભાષબાબુ જેવી

સ્થિતિમાં તો કોંગ્રેસે પણ હિંસાનો માર્ગ સૈદ્ધાંતિક રીતે સ્વીકારેલો છે. જો આઝાદ હિંદુસ્તાનની સરકાર જાપાન સામે સશસ્ત્ર લડાઇ લડી શકે તો સુભાષબાબુની આરઝી હકૂમત-એ-હિંદ બ્રિટનની સામે શા માટે બાંડા ન ખખડાવી શકે? આ બે વચ્ચે કશો ભેદ દેખાતો નથી.

અલબત્ત, અહિંસાનું સ્થાન ઘણું ઊંચું છે. પણ એ સ્થાન ઉપર કોંગ્રેસ હજી પહોંચી નથી. આમ છતાં સુભાષબાબુના સૈનિકોએ તો અહિંસાનો માર્ગ સ્વીકારી લીધો છે. એમની પાસે તો પરિસ્થિતિની સાચી સમજ છે જ. યુવકો અને યુવતીઓ આજે એમની પાછળ પાગલ થયાં છે અને તેથી આ દેશમાં, જ્યાં પરિસ્થિતિ જ જુદી છે ત્યાં, તેઓ હિંસાનો માર્ગ ગ્રહણ કરશે એવો ભય સાવ અસ્થાને નથી. પરંતુ આ સ્થિતિ બહુ થોડો વખત જ રહેશે એમ ચોખ્ખું દેખાઈ આવે છે. ગાંધીજીએ પ્રબોધેલી અહિંસા તો પ્રજા ક્યારે ઝીલી શકશે તે પ્રભુ જાણે, પરંતુ કોંગ્રેસે સ્વીકારેલી મર્યાદા આઝાદ હિંદના શિસ્તબદ્ધ સિપાહીઓ છોડશે નહિ એવી આશા એમનાં ઉચ્ચારણ અને વર્તન ઉપરથી બાંધી શકાય એમ છે.

આમ સમગ્ર રીતે જોતાં સુભાષબાબુનાં જીવન અને કાર્ય કેવળ આજને માટે નહિ પરંતુ સદાકાળને માટે જગતભરનાં ક્રાંતિપ્રેમીઓને પ્રેરણારૂપ બની રહેશે એમાં શંકા નથી. સુભાષબાબુનો યુદ્ધનાદ હતો 'ચલો દિલ્હી' એ નાદ હિંદુસ્તાન કોઈ દિવસ શું ભૂલી શકશે? અને જો એ ભૂલશે તો આ પૃથ્વી મંડળ ઉપર ગૌરવભેર જીવી શકશે? સુભાષબાબુએ 'ચલો દિલ્હી'નું સૂત્ર લખ્યું હતું લોહીના અક્ષરે, ભવિષ્યના ઇતિહાસકારને હાથે તવારીખને પાને એ શબ્દો ચમકશે કુમકુમના લાલ અક્ષરે.

[૬]

## સ્વપ્ન અને જાગૃતિ

સુભાષબાબુના સંમર્ગમાં આઠ્યે દિવસો વીતી ગયા. રાત અને દિવસ એમની પ્રવૃત્તિઓનું અવલોકન કર્યા પછી હૃદયમાં પ્રગટતી કલ્પનાની આંખો હું બંધ કરી શકતો નથી. સ્વપ્ન છે કે જાગૃતિ તે ભૂલી જવાય છે. અંતરની શ્રદ્ધા એક સ્વપ્ન સૃષ્ટિ સર્જાવે છે. એમ લાગે છે કે ભારતમાતાનું પાદપ્રક્ષાલન કરતા પૂર્વ કે પશ્ચિમના સાગરજળ ઉપર એક જહાજ ચાલ્યું આવે છે. એના સઢ ચઢેલા છે. ઉપર શાંત અને નિરવ આકાશ એની રક્ષા કરે છે. વાયુદેવ એના સહાયક બને છે એ આવે છે, આવે છે હિંદુસ્તાનના કિનારા ભણી, અને એમાથી ઉતરતો હિંદુસ્તાનનો એક સપુત પવિત્ર ધરતી ઉપર પગ મૂકતા પહેલાં એની રજને માથે ચઢાવે છે, આંખે લગાડે છે, હૃદયથી વંદના કરે છે, અને પછી એના વિશાળ નેત્રો સારાયે હિંદુસ્તાન ઉપર ફરી વળે છે. ગણવેશ હજી એણે ઉતાર્યો નથી, કેટલા વર્ષો પહેલા આ ગણવેશ એણે પહેર્યો છે! કેટલાં વર્ષો પહેલાં એ નિદ્રામ થી જાગી ગયો છે! કેટલાય વર્ષો પહેલા પ્યારા વતનની મહોબત છોડીને એ ચાલ્યો ગયો છે!

એના કદમ આગે બઢે છે, ધરિત્રી પુલકિત બને છે. નિદ્રસ્થ જનતા જાગી ઊઠે છે. અયોધ્યાવાસીઓએ એક દિવસ રાજા રામચંદ્રને જોયા હતા તે રીતે આજે ભારતની જનતા સુભાષચંદ્રને જુવે છે ચાળીશ કરોડ કંઠમાથી જયજયકાર થાય છે. વિજયના શંખો ફૂંકાવા માંડે છે મંદિરોમાં આરતીઓ વાગે છે. ઝાલરો રણઝણે છે. મસ્જિદોમા બાંગ પોકારાય છે.

એમ ભાગે છે કે આઝાદીનો સૂર્ય હિંદુસ્તાનના આસમાનમાં ચઢી ચુકયો છે! ગઇ કાલે સૂકાભઠ ખેતરો હતા તે હવે હરિયાળા બની ગયા છે ચારેકોર

નીલમણીલી ધરતી નજરે પડે છે. મંદ મંદ વાયુની લહેરે પાંદડાઓ અને ફૂલો ડોલી રહ્યાં છે. ગઈ કાલનો કંગાલ ક્ષેત્રપાળ આજે ઉન્નત મસ્તકે અને આનંદભર્યા ચહેરે ધરતીનું ધાન્ય નિહાળી રહ્યો છે.

કારખાનાઓમાં નજર પડે છે; કંગાળ અને જર્જરિત હતા તે મજૂરો નવું રૂપ ધારણ કરીને નવરચનાના કાર્યે લાગી ગયેલા જણાય છે. માલિક અને મજૂરના ભેદ નષ્ટ થયા છે. પરસેવાનું મૂલ્ય વધી ગયું છે. એક જ વડલાને છાંયે જાણે સૌ જીવનનો થાક ઉતારતાં હોય એવી સમાનતા નજરે પડે છે

સ્ત્રીઓ દેખાવા લાગે છે: રૂપવતી, કુળવતી, સૌંદર્ય અને પવિત્રતાની સાક્ષાત્ પ્રતિમાસમી. ઝાંસીની રાણીનું એનામાં જોમ છે અને સતી સીતાનું પાવિત્ર્ય છે. એ ચાલે છે ત્યારે પૃથ્વી હસે છે અને એ હસે છે ત્યારે આભમાં જાણે ઉષા અને સંધ્યા પ્રગટે છે.

યુવકોના વૃંદો જોઉં છું, કદમ મિલાવતાં ચાલ્યા જાય છે. સરસ્વતીનાં ધ્વજ ફરકાવતી વિદ્યાપીઠો ઉભરાઇ રહે છે. પ્રાચીન અને અર્વાચીન જ્ઞાનગંગાનો ત્યાં સંગમ થયો છે. એના જળમાં સૌ સ્નાન કરે છે. અને એજ વારીનાં પાન કરી દિલ અને દિમાગને જાણે પોષણ આપે છે. જુવાની એના સાચા રૂપમાં મને દેખાઇ આવે છે.

એક બાજુ કન્યાકુમારી અને બીજી બાજુ કાશ્મીર, એકબાજુ કરાંચી અને બીજી બાજુ આઝાદ સેનાના પગલાંથી પાવન થયેલી આસામની ધરતી; એમ ચારે દિશાએ જાણે નવા રંગો ઉડવા માંડયા છે. ગુલામીનો અંધકાર જાણે વર્ષોથી ગયો છે. પાપ, દુઃખ ને યાતના ક્યાંય નજરે પડતાં નથી. સર્વત્ર સુખ, શાંતિ, અને સ્મિત નજરે પડે છે.

આવી સ્થિતિમાં સુભાષચંદ્ર જનતાની વચ્ચે આવે છે, જાણે કહે છે: "હું રામ નથી, હું તો રામનો સેવક છું. હું એ લક્ષ્મણ છું, એ ભરત છું. દિલ્હી મારે પહોંચવું છે, પરંતુ સિંહાસન ઉપર બેસવું નથી. એ સિંહાસન ઉપર બેસવાનો અધિકાર તો રાજા રામચંદ્રનો છે. એ રાજા રામ મારા-અને તમારા સૌના હૈયામાં બિરાજેલો છે. મારા હાથમાં આજે એની ચરણપાદુકા છે. એ પોતે તો મેં કહ્યું તેમ, આપણા સૌના અંતરમાં રહેલો છે. ચાલો આપણે સૌ, એક સાથે, એક તાલે, એક નાદે દિલ્હી જઈએ. ત્યાં જઈ આપણા અંતરને ઉઘાડીએ. એ અંતર જેને પસંદ કરે, ૪૦ કરોડ માનવીઓ જેના કંઠમાં માળા આરોપે તે દિલ્હીના સિંહાસન પર બિરાજશે. હું તો ત્યાં જઈશ. આ પાદુકા એના પગમાં

પહેરાવીશ અને એના ચરણ પાસે બેસી એની આજ્ઞાનું જીવનભર પાલન કરીશ. સિંહાસનનો મને મોહ નથી. મને તો શોખ છે વન વન રઝળવાનો, સાત સમુદ્રો ખૂંદવાનો, પર્વતોનાં શિખરો સર કરવાનો. રાજસિંહાસન મારે જોઈતું નથી, એ તો જનતાનો જે હૃદયસ્વામી હોય તેને જ મળવું જોઈએ, તેને જ આપણે આપવું જોઈએ."

–અને જાણે જોરથી ગગન ભેદાઈ જાય એવા બુલંદ અવાજે એ બોલી ઊઠે છે ! 'ચલો દિલ્હી !' 'ચલો દિલ્હી !'

અને દિવાસ્વપ્નમાંથી હું જાગી જાઉં છું. સમજ નથી પડતી, એ જાગૃતિ છે કે સ્વપ્ન. કાનમા તો એ જ અવાજ અથડાય છે "ચલો દિલ્હી !" દોડીને નાનકડા ઘરની બારી પાસે જઈ હું ઊભો રહું છું. ત્યા રસ્તા પર ચાલ્યુ જતુ એક પ્રચડ સરઘસ નજરે પડે છે. શ્વેત વસ્ત્રોથી શોભતી દેશસેવિકાઓ ચાલી જાય છે, એની પાછળ કદમ મિલાવતા યુવકોના જૂથ ચાલ્યા જાય છે. એની પાછળ વિશાળ આમ સમુદાય સેવિકાઓના સુકોમળ કંઠમાથી નીકળતા મંજુલ સ્વરોને ઘેર અવાજે ઝીલતો ઝીલતો ચાલ્યો જાય છે, જાણે મહા સાગર ઘૂઘવે છે, જાણે મોજાઓ અથડાય છે, જાણે સમગ્ર સૃષ્ટિમાથી નાદ ઊઠે છે "ચલો દિલ્હી ! ચલો દિલ્હી !"

અને સરઘસને મોખરે એક મોટી તસ્વીર છે, એના કંઠમા ફૂલની માળા આરોપી છે એની આસપાસ શુભ્ર વસ્ત્રધારી બે કન્યાઓ છે. એના કંઠમાંથી ગીત આવે છે.

પૃથ્વીભરના કોલાહલની આરપાર મ રા કાન સાથે એ અથડાય છે અને મારું હૈયુ પડઘો પાડી ઊઠે છે·

आज दिल्ही चलो अर्चनाके लिए !
आज दिल्ही चलो वन्दनाके लिए !
आज दिल्ही चलो कामनाके लिए !
आज दिल्ही चलो साधनाके लिए !